(એક અતિઉત્કૃષ્ટ સર્વોપયોગી સાહિત્ય.)

# ગુજરાતી ગ્રંથકારો અને ગ્રંથો.

## ભાગ ૧ લો.



લખનાર

વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી,

ચિકિત્સાબ્ધિ, આર્યાનાર્ય ઔષધ, પાંડવ અને કૌરવ, રામ અને રાવણ, પાંડવાશ્વમેધ, સંક્ષિપ્ત કાદંબરી, મુક્તા અને શ્રીકૃષ્ણચરિત્ર વગેરે પુસ્તકોના કર્તા.

જામનગર.

જામનગર જશવંત છાપખાનામાં છાપ્યું.

સંવત ૧૯૫૮ — ઈ. સ. ૧૯૦૨.

# અર્પણપત્રિકા.

સાક્ષરસમાજમાં રત્નરૂપ,

## શાસ્ત્રીજી હાથીભાઈ હરિશંકર.

કૈલાસવાસી વિદ્વન્મુકુટમણિ શાસ્ત્રીજી શ્રી **કેશવજી મુરારજી**ના ધર્મપુત્રપણાને શોભાવે એવી રીતે આપે જે કાંઇ **શાસ્ત્રીય તત્વ** હાથ કરી ઘણાઓને લાભ આપ્યોછે અને હજુ પણ આપવાનું ચાલુ રાખ્યુંછે એ આપના પારમાર્થિક ગુણથી આકર્ષાઇ પ્રસન્ન અંતઃકરણે "**ગુજરાતી ગ્રંથકારો અને ગ્રંથો**" એ પુસ્તક આપને **અર્પણ** કરૂંછું તે સ્વીકારી મને ઉપકૃત કરશો. આપને પૂછ્યાવગરજ મેં જે આ પગલું ભરેલ છે તેને માટે હું ક્ષમા ચાહુંછું.

હું છું, આપનો

**વશંવદ**

**મણિશંકર ગોવિંદજી,**

**વૈદ્યશાસ્ત્રી.**

# સૂચના.

આમાંના ગ્રંથકારો તરફ આ પુસ્તક વિનામૂલ્યે મોકલવામાં આવેલ છે અને જાહેર લાયબ્રેરીઓમાટે પણ આ પુસ્તક સિલકમાં હશે ત્યાંસુધી વિનામૂલ્યે માત્ર તેનું પોસ્ટેજ તથા રજીસ્ટરખર્ચ મળી આના ૪ લઇ તે મગાવનારને મોકલી દેવામાં આવશે. કોઇ પણ ગ્રંથકારને પ્રથમ વિનામૂલ્યે મોકલવામાં આવેલી નકલ કે નકલો ઉપરાંત વધારે જોઇતી હશે તેટલી નકલો અરધી કિંમતે આપવામાં આવશે.

કર્તા.

---

# આમંત્રણ.

"ગુજરાતી ગ્રંથકારો અને ગ્રંથો" ના આ પહેલા ભાગમાં દાખલ થયેલા સિવાયના ગ્રંથકારોને અમો એ પુસ્તકના બીજા ભાગમાં દાખલ થવાનો ભાગ લેવામાટે આમંત્રણ કરીએ છીએ. આશા છે કે આ આમંત્રણનો સ્વીકાર કરી માનવંતા ગુજરાતી ગ્રંથકારો અમને તેમજ ગુર્જરપ્રજાને ઉપકૃત કરશે.

આ ભાગમાં જેઓના કોઇ કોઇ ગ્રંથો દાખલ થવા રહી ગયાછે તેમને પણ એ ગ્રંથોની હકીકત હવે પછીના ભાગમાં દાખલ થવા પોતાના બાકી રહેલા તે ગ્રંથો મોકલવા વિનવીએ છીએ.


વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી,

માલેક-આતંકનિગ્રહ ઔષધાલય,

જામનગર-કાઠિયાવાડ.

# પ્રસ્તાવના.

વિદ્યાદેવીની કૃપાને લીધે કંઇ કંઇ વાંચીને તેમાંથી સાર ગ્રહણ કરવાની અભિલાષા ધરાવનાર વર્ગમાંનો ઘણો મોટો ભાગ જૂદી જૂદી જા-
ી અગવડોથી પોતે ધારેલ લાભ મેળવી શકતો નથી અને તેથી આગળ
તાં તે લાભનો બીજાઓને પણ તે ભાગ આપી શકત તે આપી શકતો
થી. આટલામાટેજ દેશસુધારણાનાં અનેક જરૂરનાં સાધનોની સાથે જન-
માજના એક અગત્યના લાભને ખાતર જાહેર પુસ્તકશાળા—લાયબ્રેરીઓને
ચી પંક્તિનું સાધન ગણવામાં આવેછે. આવી ઉંચી પંક્તિનું સાધન મારી
ન્મભૂમિ જામનગરમાં મારા હાથથી સ્થપાય એવો ઇશ્વરપ્રેરિત સંકલ્પ
ઠવાને લીધે જો કે એ કામ ઘણી મોટી સંપત્તિને ભોગેજ થઇ શકે તેવું છે
તાં મારાતરફથી મારા પોતાનાજ ખાનગી ખર્ચે **"ધી જયમણિ ફ્રી**
**ીડીંગ રૂમ એન્ડ લાયબ્રેરી"** સંવત ૧૯૫૬ ના અશાડ શુદ ૨, તારીખ
–૭–૯૯ ને રોજ ખુલ્લી મૂકવામાં આવી. તેમાં પ્રારંભમાંજ મારા ધંધાને
ંગે આવતાં જૂદી જૂદી ભાષાનાં જથ્થાબંધ વર્તમાનપત્રોની કશી ખામી ન
ડી, પણ પુસ્તકો જો કે સેંકડો રૂપિયા ખર્ચીને ભેળાં કરેલ હતાં અને બીજી
ાધારણ લાયબ્રેરીમાં તો ઘણાંજ ગણાય તેમ હતાં તોપણ આવી મોટા ઉઠા-
વાળી સાર્વજનિક લાયબ્રેરી કે જેનો લાભ તે **ફ્રી** હોવાથી અને તેની સાથે
ામનગરમાં તેવી બીજી કોઇ ફ્રી લાયબ્રેરી ન હોવાથી જામનગરની પ્રજા ઘ-
ાજ મોટા પ્રમાણમાં તેનો લાભ લેછે તેમાં તો તે ઘણાંજ ઓછાં જણાયાં;
ેથી તેમાં ઘણોજ વધારો કરવાની જરૂર રહી. તેથી લાયબ્રેરીના પ્રમાણમાં
જથ્થાબંધ પુસ્તકો બીજા કોઇપણ પ્રકારથી મેળવવાનો વિચાર કરતાં "દેશ-
ાંના દરેક ગ્રંથકારની પાસેથી તેમના ગ્રંથોની માગણી કરી તે મેળવી તે તે
ંથકારના જીવનવૃત્તાંતની નોંધની સાથે તેના તે તે ગ્રંથમાં જે હકીકત હોય
આપી એક પુસ્તક તૈયાર કરવું. આથી ગુજરાતી સાહિત્યના ભંડારમાં એક
વીન જાતનો વધારો થશે અને આ લાયબ્રેરીમાં તે તે ગ્રંથકારોની એક
ત્તમ યાદ તરીકે તેમના ગ્રંથો દાખલ થઇ, જોઇએ તેવો વધારો થશે." આ
ાત ધ્યાનપર આવી અને તે યોગ્ય છે એમ નક્કી થતાં પ્રથમ ગુજરાતી

ષામાં આ પુસ્તક તૈયાર કરવાનું કામ હાથપર લેવામાં આવ્યું અને આજ લાંબી મુદતે તેનો **પહેલો ભાગ** પ્રજાસન્મુખ નિવેદન કરવામાં આવેછે.

જે દેશમાં ઉત્તમ ગ્રંથકારો કે ઉત્તમ ગ્રંથો નથી તે જીવતો નહિ પરંતુ મરેલોજ દેશ ગણાયછે. ઉત્તમ ગ્રંથકારોના ઉત્તમ ગ્રંથો લોકોમાં ધર્મ, નીતિ, વ્યવહારચાતુર્ય, રાજકીયપ્રતિભા, શૌર્ય, ધૈર્ય તથા પરોપકારવૃત્તિને વિસ્તારેછે. જેટલે દરજ્જે એ દૈવી ગુણોની સત્તા જામે તેટલે દરજ્જે દુનિયાને પીડારૂપ આસુરી ભાવની જડ નિકળી નાશ પામતી જાય અને જ્યાં જ્યાં ઉત્તેજનના અભાવથી તેમજ અનુત્સાહથી યોગ્ય ગ્રંથકારો ઘટતા જાય અને લોકોના હાથમાં તે તે જમાનામાં બંધબેસ્તા યોગ્ય ગ્રંથો આવતા બંધ પડે ત્યાં ત્યાં ઉપર વર્ણવેલા દૈવી ગુણોની સત્તા ઓછી થતી જાય અને અધર્મ, અનીતિ, વ્યવહારમાં મૂઢપણું, રાજકીય અજ્ઞાન, કાયરપણું, બીકણપણું તથા અપકારવૃત્તિ ફેલાય અને તેના પ્રભાવથી તે દેશ ગમે તેવડો મોટો હોય તો પણ અંતે ગુલામીની સાંકળમાં બંધાય. દેશની પેઠે ભાષા પણ ગ્રંથકારોની ચડતી પડતીની પાછળજ પોતાની ચડતી પડતીને અનુભવેછે.

જે ભાષામાં ઉત્તમ ગ્રંથકારોના ગ્રંથોની વિશેષ ભરતી હોય અથવા થાય તે ભાષા વિશેષ મહત્ત્વ ભોગવેછે. આપણી ગુજરાતી ભાષા પણ તેવું મહત્ત્વ ધરાવતી થાય એવી કયા ગુર્જર લેખકને ઇચ્છા ન હોય? આપણી ભાષામાં ઉત્તમ વિષયના ઉત્તમ ગ્રંથોની ભરતી થાય ત્યારેજ તે મહત્ત્વ ધરાવી શકે એમ હોવાથી તેમ કરવા યત્નવાન થવું જોઇએ. બુદ્ધિમાન પુરૂષો કે જેઓ ઘણી સારી રીતે લેખ લખી શકે તેવા હોયછે તેઓમાંનો ઘણોખરો ભાગ ઉદાસીનવૃત્તિ ધારણ કરી બેસી રહે અને સાધારણ વર્ગના લોકો પોતાનું ગુજરાન ચલાવવાની લાલચથી તેમજ પ્રસિદ્ધ થવાની લાલચથી ગમે તે કંઇ ગમે તેવી ઢબમાં લખી કહાડી પુસ્તકરૂપે બહાર પાડવા માંડે અને સાધારણ બુદ્ધિના લોકો યોગ્યાયોગ્યની પરીક્ષા કરવામાં અશક્ત હોવાથી તેવાઓને મદદ આપે અને વખતે અવશ્ય મદદ આપવાજોગને ઉભવા પણ ન દે એમ થતું ચાલે ત્યાં સૂધી આપણું ધાર્યું કદી પણ થઇ શકે તેવું નથી. માટે બુદ્ધિમાન લોકો જાગ્રત થઇ પોતાની કલમ ચલાવવામાટે ઉત્સાહમાં આવે અને લોકો પણ લખાણની બાબતની તથા લખાણની શૈલીની પરીક્ષા કરતાં શિખે એમ થવા વાસ્તે તેમની પાસે તે ભાષામાંનાં ઘણાં પુસ્તકો સારરૂપે નિવેદન કરવાની જરૂર પણ ग्रामं गच्छँस्तृणं स्पृशति એ ન્યાયપ્રમાણે આ પુસ્તકથી પૂરી પડેછે

મ તેથી ગુજરાતી ભાષાનો ગ્રંથભંડાર કેવી સ્થિતિ ભોગવેછે તે પણ પ્રકાશમાં ાવી શકશે. વળી ગુજરાતી ભાષા કેવીક સંપત્તિવાળી હશે? એમ જાણવાની ચ્છાવાળા પરભાષાવાળાઓને પણ આ યત્ન આવકારદાયક થઇ પડશે.

વાંચનારના હાથમાં આવતું આ પુસ્તક ગ્રંથકારોના અને ગ્રંથોના ાંકળીયારૂપછે. પણ તે કાંઇ નામમાત્રથીજ નહિ પરંતુ અમુક ગ્રંથકાર ારે જન્મ્યો અને તેની જીંદગી કેવા ધોરણથી આગળ વધવા પામી તે ણાવી પછી તેના તે તે ગ્રંથની તેના તેના પ્રમાણમાં નોંધ લીધેલી હોવાથી વિગતવાર સાંકળીયું છે એમ કહી શકાય. આથી લોકોને પોતાની વૃત્તિને નુસરી આમાંનું કોઇ પણ પુસ્તક પસંદ કરવું એ ઘણે દરજ્જે આ પુસ્તક ાંચવાથીજ સહેલ થઇ પડે તેવું છે. અમુક ગ્રંથમાં શું બાબત છે અને તે વા રૂપમાં લેવામાં આવી છે તેજ માત્ર, વાંચનારની પાસે નિવેદન કરવાનો ુખ્ય હેતુ ધ્યાનમાં રાખી આમાંના તમામ ગ્રંથોસંબંધે લખવામાં આ- વુંછે. વળી અમુક ગ્રંથકાર અસાધારણ હોવાથી તે અગાઉ દાખલ થાય ને અમુક ગ્રંથકાર તેની અપેક્ષાએ સાધારણ ગણાય તેમ હોવાથી તે પાછ- ળથી દાખલ થાય એવો કાંઇપણ ક્રમ આ પુસ્તકમાં રાખવામાં આવ્યો નથી. ામાં તો જેમના તરફથી પોતાના ગ્રંથો અગાઉથી આવ્યાછે તેને અગાઉ ાખલ કરવામાં આવેલ છે અને જેઓએ પોતાના ગ્રંથો પાછળથી મોકલેલ છે ેઓને પાછળથી દાખલ કરેલ છે; તેમ આ પુસ્તકમાં ગ્રંથકારોસંબંધે એવા ુત્તમ મધ્યમ વર્ગ પાડવા એ પણ બહુ ગુંચવણ ભર્યું થઇ પડે. કારણ કે હજુ ા ઘણાજ ગુજરાતી ગ્રંથકારો પાછળ રહેલા છે. આ ભાગમાં તો માત્ર ૬૯ ગ્રંથકારો અને તેમના ગ્રંથોસંબંધીજ નોંધ આવેલી છે. આ ભાગમાં દાખલ નહિ થએલાઓમાં પણ જે ક્રમથી જે જે ગ્રંથકારોના ગ્રંથો અમારી પાસે આવતા જશે તે ક્રમથી તે તે ગ્રંથકારો અને તેઓના ગ્રંથો આ પુસ્તકના હવે પછીના તે તે ભાગમાં દાખલ થતા જશે. અને તેથી આ સ્થળે તે ગ્રંથ- કારો કે જેમાંના ઘણાએકને તો અમોએ આમંત્રણ કર્યા છતાં આમાં ભાગ લેવાથી હરકોઇ કારણે ઉદાસીન રહેલા છે તેઓને તેમજ બીજાઓને પણ હવે- પછીના ભાગમાં તેમના જીવનવૃત્તાંતની તથા તેમના ગ્રંથોની નોંધ આવે એટ- લામાટે તેઓ પોતાનાં પુસ્તકો અમને મોકલી આપે એમ અમો વિનતિ કરીએ છીએ. તેમ જે જે ગ્રંથકારો આ ભાગમાં દાખલ થયાછે તેમનાં પણ કોઇ કોઇ પુસ્તકોસંબંધી હકીકત આમાં જોવામાં નહિ આવે. કારણ કે જે

જે ગ્રંથો અમને મળ્યાછે તે તે ગ્રંથોવિષેજ આ પુસ્તકમાં લખવાનો નિયમ રાખ્યો છે. અને જે ગ્રંથકારના જે ગ્રંથો નથી મળ્યા તે ગ્રંથોનેમાટે તે ગ્રંથકારના જીવનવૃત્તાંતની સાથે નામમાત્રથીજ નિર્દેશ કરવામાં આવ્યોછે, એટલે પોતાના જે જે ગ્રંથો અમને ન મળવાથી આ ભાગમાં દાખલ થવા રહી ગયાછે તે તે ગ્રંથો તે તે ગ્રંથકાર અમને હવેપછી પણ મોકલી આપશે તો તે તે ગ્રંથસંબંધી હકીકત ગ્રંથકારના નામની સાથે આ પછીના ભાગમાં દાખલ કરવામાં આવશે અને છેવટમાં તે ગ્રંથો અમારી **જયમણિ લાયબ્રેરી**ખાતે મૂકવામાં આવશે; જેવી રીતે આ ભાગમાં દાખલ થયેલ હકીકતવાળા તમામ ગ્રંથો મૂકવામાં આવ્યાછે, જે ગ્રંથો લોકોમાં ઘણી છૂટથી વંચાયછે. આવી રીતે આપણા ગુજરાતી ગ્રંથકારોનો જો કે અમે કાંઇ ઉપકાર કરી શકીએ તેમ નથી પણ તેમણે તો અમારો અને અમારી લાયબ્રેરીનો લાભ લેનારાઓનો ઘણોજ મોટો ઉપકાર કરેલોછે.

આ સ્થળે પ્રસંગોપાત્ત એક ખુલાસો કરવાની અગત્ય છે કે કેટલાક ગ્રંથકારોના માત્ર ગ્રંથો આવ્યા પણ તેમના જીવનવૃત્તાંતની નોંધ ન મેળવી શકાયાથી તેમજ કેટલાકની જીવનવૃત્તાંતની નોંધ માત્ર મેળવી શકાઇ અને મગાવવા છતાં પણ પુસ્તકો ન આવ્યાં તેવા ગ્રંથકારોસંબંધી આમાં કાંઇ પણ લખી શકાયું નથી. કારણ કે ગ્રંથકારનું જીવનવૃત્તાંત અને ગ્રંથોની હકીકત એ બન્ને આપવાનો આ ગ્રંથનો ઉદ્દેશ છે.

આ ભાગમાં ગ્રંથકર્ત્તાતરીકે તમામ પુરૂષોજ છે. ફક્ત બાઇ ભીખાઇજી લીમજીભાઇ પાલમકોટ એ એકજ સ્ત્રી ગ્રંથકારછે. જેના દળદાર પુસ્તકોમાટે વાંચનાર જોશે તો ખરેખર એવી કેળવાયેલી બાનુઓને માટે ખાસ આનંદના અંકુરો ઉપજે તેવુંછે.

આ પુસ્તક છાપવાની શરૂવાત કર્યા પછી પણ સમાપ્ત થતાં બહુ લાંબીમુદ્દત નિકળી ગઇછે. તેનું કારણ મારાં **પાંડવકૌરવ, ચિકિત્સાબ્ધિ, આર્યાનાર્ય ઔષધ** વગેરે પુસ્તકોની નવી આવૃત્તિઓ વચમાં કઢાવવી પડી એ તેમજ **કામશાસ્ત્ર**પુસ્તકપર કલકત્તાની ન્યાયકોર્ટમાં તે પુસ્તક **અશ્લીલ** છે એવો આરોપ મૂકાઇ કેસ ચાલ્યો જેમાંથી તે **ચળકતી ફત્તેહસાથ નિર્દોષ** ઠર્યું તે કેસમાં ધ્યાન રોકવું પડ્યું **તેજ** છે. અને એમ લાંબી મુદ્દત નિકળી જવાથી ગ્રંથકારોના જીવનવૃત્તાંતમાં હાલ જ્યારે આ પુસ્તક વાંચનારના હાથમાં આવેછે ત્યાં સુધીમાં કેટલોક આનંદ આપનાર ફેરફાર થયોછે, દાખલા

રીકે રા. રા. રણછોડભાઇ ઉદયરામ ભુજ–કચ્છના નાયબદિવાન હતા તેઓ
ુખ્ય દિવાનની જગાપર આવ્યા. વળી કોઇ ઠેકાણે કોઇકોઇના જીવનવૃત્તાંતની
ાઇ સાધારણ બાબતમાં અમારી કંઇ સમજફેર થવાથી કંઇ સાધારણ ભૂલ
હી જવા પામી હોય. જેમ કે મી० રતનજી ફરામજી શેઠના એમના જીવનવૃ-
ાંતની નોંધમાં તેઓ "સુતર તથા દોરડાં બનાવવાના કારખાનામાં જોડાયા"
ામ છે તેને બદલે "સુતર તથા દોરડાં બનાવવાના પોતાના કારખાનામાં
ાખલ થયા" આમ જોઇએ. આવી ભૂલોને માટે પણ અમો ઉદાર ગ્રંથકા-
ાની ક્ષમા ચાહીએ છીએ.

આમાં લખાયેલ કોઇપણ ગ્રંથકાર કે ગ્રંથ તેના વાંચનારને સહેલાઇથી
ળી આવે તેટલામાટે ગ્રંથકારોનો અને ગ્રંથોનો અકારાદિ અનુક્રમ આ પ્ર-
તાવના પછી આપવામાં આવ્યોછે.

એક ગ્રંથકાર અને તેના ગ્રંથોની હકીકત પૂરી થતાં જો તે પૃષ્ઠમાં જગા
ધેલી છે તો તેનો ઉપયોગ અમારાં **આતંકનિગ્રહ ગોળીઓ** વગેરે ચમ-
કારિક ઔષધો અને પુસ્તકોની જાહેરખબરમાં લીધોછે. જે કોઇ પણ રીતે
ાંચનારને અડચણકર્ત્તા નથી પણ ફાયદાકારક ઔષધો અને સારાં વાંચવાલાયક
ુસ્તકોની તે સૂચના હોવાથી ફાયદાકારકજ છે.

મારાં કેટલાંએક પુસ્તકો મેં જેમ યોગ્ય અને ગુણજ્ઞ મારા તે તે સં-
ંધવાળા બંધુઓને અર્પણ કરેલછે તેમ આ પુસ્તક પણ અહીંના પ્રખ્યાત
**ાસ્ત્રીજી હાથીભાઇ હરિશંકરને** અર્પણ કરવામાં આવ્યુંછે.

છેવટ આ પ્રસ્તાવના સમાપ્ત કરતાં હું એટલું જણાવવાની રજા લઉં છું
ે આ પુસ્તકમાં જે કાંઇ બુદ્ધિદોષ કે દૃષ્ટિદોષ રહી ગયેલ હોય તેનેમાટે ક્ષમા
ૃરી વિવેકી વાંચનારાઓ સુધારીને વાંચશે એવી આશા છે.

**જામનગર,**
સંવત ૧૯૫૮, ઇ. સ. ૧૯૦૨.

**કર્ત્તા.**

## આ પુસ્તકમાં આવેલા ગુજરાતી ગ્રંથકારોના નામોનો અકારાદિ અનુક્રમ.


| | | નામ. | પૃષ્ઠ. |
|---|---|---|---|
| ૧ | રા. રા. | અમથારામ લીલાધર વ્યાસ | ૨૮૩. |
| ૨ | વૈદ્ય | અમૃતલાલ સુંદરજી પઢીયાર | ૨૮૯. |
| ૩ | સ્વામીશ્રી | આત્માનંદ સરસ્વતી | ૪૭ |
| ૪ | રા. રા. | આનંદજી વહાલજી રાજ્યગુરૂ | ૨૮૫ |
| ૫ | ખા. સા. | કરમઅલી રહીમઅલી નાનજીઆણી | ૫૩. |
| ૬ | શાસ્ત્રી | કાલિદાસ ગોવિંદજી | ૧૫. |
| ૭ | વકીલ | કુંવરજી કલ્યાણજી | ૨૭૪. |
| ૮ | કવિ | કૃપાશંકર ગંગાશંકર | ૨૬૮. |
| ૯ | રા. રા. | કેશવજી વિશ્વનાથ ત્રિવેદી | ૧૪૩. |
| ૧૦ | મી. | ખુરશેદજી મેહેરવાનજી બાલીવાલા | ૧૮૯. |
| ૧૧ | કવિ | ગોપાલજી કલ્યાણજી દેલવાડાકર | ૨૨૩. |
| ૧૨ | રા. રા. | ગોવિંદભાઇ હાથીભાઇ દેશાઇ બી. એ. એલ. એલ. બી. | ૧૩૮. |
| ૧૩ | રા. રા. | ગૌરીશંકર જયશંકર વોરા | ૨૯૩. |
| ૧૪ | ભટ્ટ | ચતુર્ભુજ માણેકશ્વર | ૧૫૩. |
| ૧૫ | ભટ્ટ | ચુનીલાલ રણછોડજી | ૩૦૩. |
| ૧૬ | વૈદ્ય | જટાશંકર લીલાધર | ૫૮. |
| ૧૭ | મેહેતા | જયશંકર નરસિંહરામ | ૨૭૯. |
| ૧૮ | મી. | જહાંગીર ખરશેદજી વીકાજી | ૨૮૧. |
| ૧૯ | રા. રા. | જહાંગીરજી નશરવાનજી પાલીસવાળા | ૧૮૧. |
| ૨૦ | રા. રા. | જીવણદાસ કલ્યાણદાસ પ્રણામી | ૨૯૧. |
| ૨૧ | કવિ | જીવરામ અજરામર ગોર | ૨૫૬. |
| ૨૨ | રા. રા. | જુગલભાઇ મંગળરામ પંડ્યા | ૨૭૭. |
| ૨૩ | કવિ | જેસંગભાઇ ત્રીકમદાસ પટેલ | ૭૬. |
| ૨૪ | વકીલ | દયાશંકર ભગવાનજી | ૧૯૭. |
| ૨૫ | રા. રા. | દીનશા માણેકજી સુતરીયા | ૧૬૯. |

| | | નામ. | પૃષ્ઠ. |
|---|---|---|---|
| ૨૬ | ઝવેરી | દુર્લભજી ત્રિભુવનદાસ ... ... | ૧૫૦. |
| ૨૭ | રા. બા. | દુર્લભજી ધરમશી વેદ ... ... | ૨૦૦. |
| ૨૮ | રા. રા. | દેવીદાસ જીણાભાઇ ઇજનેર ... ... | ૨૩૦. |
| ૨૯ | રા રા. | નગીનદાસ મંછારામ... .... ... | ૨૫૨. |
| ૩૦ | કવિ | નથુરામ સુંદરજી ... ... ... | ૭૨. |
| ૩૧ | શાસ્ત્રી | નારાયણજી મૂળજી .... ... ... | ૧૩૬. |
| ૩૨ | રા. રા. | નીલકંઠ જીવતરામ ... ... ... | ૧૮૩. |
| ૩૩ | ત્રિવેદી | નૌતમરામ ઉત્તમરામ... ... ... | ૪૯. |
| ૩૪ | રા. બા. | પરમાનંદ ભોળાભાઇ પારેખ ... | ૬૮. |
| ૩૫ | શેઠ | પેસ્તનજી ફરામજી કામા ... ... | ૧૫૯. |
| ૩૬ | ડાક્ટર | પોપટ પ્રભુરામ જે. પી., એલ્. એમ. એન્ડ. એસ ... ... ... ... | ૧૩૧. |
| ૩૭ | કવિ | પ્રતાપરાય શિવલાલ ... .... ... | ૧૯૪. |
| ૩૮ | શાસ્ત્રી | પ્રાણજીવન હરિહર ... .... ... | ૨૪૫. |
| ૩૯ | મી. | ફકીરજી એદલજી ભરૂચા ... .... | ૩૦૦. |
| ૪૦ | મી. | બહમનજી નવરોજી કાબરાજી ... | ૮૨. |
| | રા. રા. | બાલાભાઇ છગનલાલ શાહ ... ... | ૨૮૭. |

| | | નામ. | પૃષ્ઠ. |
|---|---|---|---|
| ૪૨ | રા. રા. | બાલાશંકર જગજીવન ભટ્ટ ... ... | ૨૯૮. |
| ૪૩ | રા. રા. | બાળકૃષ્ણ ભોગીલાલ પંડ્યા ... | ૩૦૨. |
| ૪૪ | મી. | ભગુભાઇ ફત્તેહચંદ કારભારી ... | ૨૧૯. |
| ૪૫ | કવિ | ભાઇશંકર વિદ્યારામ... ... ... | ૨૯૭. |
| ૪૬ | બાઇ | ભીખાઇજી લીમજીભાઇ પાલમકોટ... | ૧૭૧. |
| ૪૭ | મી. | મગનલાલ નરોત્તમદાસ પટેલ ... | ૨૬૨. |
| ૪૮ | શ્રીમાન્ | મનસુખરામ સૂર્યરામ ત્રિપાઠી ... | ૩૨. |
| ૪૯ | મી. | માધવલાલ ગોપાલલાલ વહીયા ... | ૨૦૩. |
| ૫૦ | વકીલ | મુકુંદજી દલપતરામ ... ... ... | ૨૮૨. |
| ૫૧ | મી. | મેહેરવાનજી એજનજી ધડીયાલી ... | ૨૩૯. |
| ૫૨ | શાહ | મોતીલાલ મનસુખરામ ... ... | ૧૪૭. |
| ૫૩ | શાસ્ત્રી | રણછોડજી ઓધવજી ... ... ... | ૨૬. |
| ૫૪ | રા. રા. | રણછોડભાઇ ઉદયરામ ... ... | ૯૯. |
| ૫૫ | મી. | રતનજી ફરામજી શેઠના ... ... | ૨૦૬. |
| ૫૬ | જોશી | રામજી માવજી ... ... ... | ૨૮૪. |
| ૫૭ | રા. રા. | લક્ષ્મણસિંહ વરવાજી યાદવ... ... | ૧૫૬. |
| ૫૮ | આચાર્ય | વલ્લભજી હરિદત્ત ... ... ... | ૪૩. |

૫૯ ઓઝા વાઘજી આશારામ ... ... ... ૧૧૬.
૬૦ વકીલ વિદ્યાશંકર કરૂણાશંકર ... ... ૧૮૫.
૬૧ ડાક્ટર વીરજી ઝીણા રાવળ એલ્. એમ્ એન્ડ એસ્ ... ... ... ... ... ૧૨૮.
૬૨ વૈદ્ય શંકર દાજી શાસ્ત્રીપદે... ... ... ૧૩૪.
૬૩ શાસ્ત્રી શંકરલાલ માહેશ્વર ... ... ... ૧.
૬૪ રા. રા. સચેદિના નાનજીઆણી ... ... ૨૧૬.
૬૫ કવિ સવિતાનારાયણ ગણપતિનારાયણ ... ૨૯.
૬૬ કવિ સુંદરજી પુંજાભાઇ ... ... ... ૨૭૦.
૬૭ મી. સોરાબજી મંચેરજી દેશાઇ ... ... ૨૩૩.
૬૮ મી. હરજીવન ભગવાનજી શુકલ ... ... ૯૭.
૬૯ શાસ્ત્રી હાથીભાઇ હરિશંકર ... ... ... ૨૦.

## ગ્રંથોનો અકારાદિ અનુક્રમ.

| નામ. | પૃષ્ઠ. |
|---|---|
| ૧ અનસૂયાભ્યુદય–ભોગવતી ભાગ્યોદય તથા પાંચાલી પ્રસન્નાખ્યાન ... ... ... ... ... | ૧૪. |
| ૨ અપીણગુણદોષ દર્શક ... ... ... ... | ૨૯૮. |
| ૩ અર્વાચીન આર્યો અને તેમના આચારવિચાર ... | ૧૫૦. |
| ૪ અલંકાર ચંદ્રિકા ... ... ... ... ... | ૩૦. |
| ૫ અસલાજી યાને કંજુસની કહાણી ... ... | ૧૯૦. |
| ૬ અસ્તોદય તથા નલદમયંતી ... ... ... | ૪૦. |
| ૭ અંજની ... ... ... ... ... ... | ૨૩૧. |
| ૮ આતશ બેહેરામે દેશાઇ ખોરશેદ... ... ... | ૨૩૫. |
| ૯ આયુર્વેદાદિત્ય ... ... ... ... ... | ૨૯૭. |
| ૧૦ આરોગ્ય રહેવાના ઉપાય ... ... ... ... | ૬૬. |
| ૧૧ આર્યઔષધ ... ... ... ... ... | ૧૨૮. |

| નામ. | પૃષ્ઠ. |
|---|---|
| ૧૨ આર્યબંધુઓ ! જાગૃત થાઓ | ૧૫૦. |
| ૧૩ આર્યભિષક્ | ૧૩૫. |
| ૧૪ આર્યવિધવા ( પ્રથમ ભાગ ) | ૨૯૦. |
| ૧૫ ઇકિરટિ અથવા શુદ્ધન્યાય | ૨૦૧. |
| ૧૬ ઇનસાફની આરસી | ૧૭૮. |
| ૧૭ ઇન્ડીઅન પીનલકોડ ટીકા | ૨૦૩. |
| ૧૮ ઇન્ડીઅન પેનલકોડની ટીકા | ૧૯૮. |
| ૧૯ ઉખાણાસંગ્રહ | ૭૮. |
| ૨૦ એક પથ્થરના પ્રતાપ | ૯૫. |
| ૨૧ એક પરણેતરનો પ્યાર | ૯૦. |
| ૨૨ એશીયાની સદ્‌ગુણી બાનુઓ | ૨૦૮. |
| ૨૩ ઓઆશનાં વારસ | ૨૮૧. |
| ૨૪ કચ્છ–મુંદ્રામાં મરકીનો ઉપદ્રવ | ૨૭૬. |
| ૨૫ કન્યાવિક્રય નિષેધદર્શક | ૧૪૩. |
| ૨૬ કર્મયોગ ( ભાષાંતર ) | ૨૨૨. |
| ૨૭ કળજૂગ | ૮૪. |
| ૨૮ કળાવતી | ૨૩૧. |
| ૨૯ કાવલાની કચુંબર | ૧૯૧. |
| ૩૦ કાવલાની કહાણી ( ભાગ ૨ જો ) | ૮૫. |
| ૩૧ કાવલાની કહાણી ( ભાગ ૩ જો ) | ૮૬. |
| ૩૨ કાવલાની કહાણી ( ભાગ ૪ થો ) | ૮૮. |
| ૩૩ કાવ્યકમલાકર | ૧૮૩. |
| ૩૪ કાવ્ય કળાધર ( કળા ૧ લી ) | ૨૫૭. |
| ૩૫ કાવ્યમુદ્રિકા | ૨૯૩. |
| ૩૬ કાળનો કઢાપો | ૨૫૭. |
| ૩૭ કુમારજ્ઞાતિપ્રકાશ | ૨૫૪. |
| ૩૮ કુમુદ્ધ | ૨૨૧. |
| ૩૯ કુળવંતી અથવા અજ્ઞાનવિલાપ | ૧૬૯. |
| ૪૦ ખુદાબખ્શ | ૧૯૨. |
| ૪૧ ખેડાવાળ સુબોધશતક | ૩૦૨. |
| ૪૨ ખેતીવાડીનાં મૂળતત્વની પાઠમાળા (ભાગ ૧ લો) | ૨૬૬. |
| ૪૩ ખોજાવૃત્તાંત | ૨૧૮. |
| ૪૪ ગામરેની ગોરી | ૮૩. |
| ૪૫ ગાયકવાડ અને ચિટાનીયા ( ભાગ ૧ લો ) | ૨૩૭ |

૪૬ ગાયકવાડી રાજ્યની ભૂગોળ ... ... ... ૭૦.
૪૭ ગાયકવાડી રાજ્યનો ઇતિહાસ ... ... ... ૭૧.
૪૮ ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ ... ... ... ૧૩૮.
૪૯ ગુજરાતી શબ્દસંગ્રહ (ભાગ ૧ લો) ... ... ૭૮.
૫૦ ગુલખુશરો ... ... ... ... ... ... ૨૧૫.
૫૧ ગુલામી બાઝાર ... ... ... ... .. ૨૪૨.
૫૨ ગુસ્તાદ ઘામટ ... ... ... ... ... ૧૯૨.
૫૩ ઘરમાં રમવાની રમતો ... ... ... ... ૧૪૨.
૫૪ ઘરવૈદું ... ... ... ... ... ... ૫૮.
૫૫ ચરિત્રચંદ્રિકા (ભાગ ૧ લો) ... ... ... ૧૪૪.
૫૬ ચંડી આખ્યાન ... ... ... ... ... ૪૫.
૫૭ ચંદ્રપ્રભાચરિત્ર ... ... ... ... ... ૭
૫૮ ચંદ્રભા અને બેચરસિંગ ... ... ... ... ૨૭૪.
૫૯ ચંદ્રસેન અને ચંદ્રકળા ... ... ... ... ૨૭૩.
૬૦ ચંદ્રહાસ સત્યવિજય નાટક ... ... ... ૨૯૨.
૬૧ ચાર દરવેશ (ભાગ ૨ જો) ... ... ... ૨૯૫.
૬૨ ચાંપરાજ હાડો અને સોનરાણી ... ... ... ૧૧૭.
૬૩ જયકુમારી વિજય નાટક... ... ... ... ૧૦૩.
૬૪ જેસંગકાવ્ય ... ... ... ... ... ૭૬.
૬૫ તપ્ત્યશત્રિવેણિકા ... ... ... ... ... ૭૩.
૬૬ તવારીખે નવસારી ... ... ... ... ૨૩૬.
૬૭ તારા-સૂર્યપુરની સુંદરી ... ... ... ... ૨૫૪.
૬૮ ત્રિયારાજ નાટક ... ... ... ... ... ૧૧૮.
૬૯ ત્રિવિક્રમ નાટક ... ... ... ... ... ૧૨૦.
૭૦ દશકુમારચરિત ભાષાંતર... ... ... ... ૨૪૮.
૭૧ દાદાભાઇ સ્તોત્ર ... ... ... ... ... ૨૬૧.
૭૨ દાસબોધ ... ... ... ... ... ... ૧૬૩.
૭૩ દુકાળવિષે નિબંધ... ... ... ... ... ૮૦.
૭૪ દેશી રાજ્ય અને મનુસ્મૃતિમાંનો રાજનીતિસાર ૪૦.
૭૫ ધર્મની સત્યતા ... ... ... ... ... ૨૧૮.
૭૬ નટવર ... ... ... ... ... ... ૨૫૩.
૭૭ નવલગંગા (ભાગ ૧ લો) ... ... ... ૨૨૩.
૭૮ નવલગંગા (ભાગ ૨ જો) ... ... ... ૨૨૪.
૭૯ નળદમયંતી નાટક ... ... ... ... ૧૦૭
૮૦ નળાખ્યાન ... ... ... ... ... ... ૧૮૨.
૮૧ નંદસેન અને દીપમણિ ... ... ... ... ૨૭૫.

| નામ. | પૃષ્ઠ. |
|---|---|
| ૮૨ નાટ્યપ્રકાશ | ૧૦૨. |
| ૮૩ નાશકારક ઘોડી અથવા ડાંગવેપાખ્યાન | ૨૬૮. |
| ૮૪ નિબંધ કરમાળા ( સમુદાય ૧ લો ) | ૫૪. |
| ૮૫ નિબંધ કરમાળા ( સમુદાય ૨ જો ) | ૫૬. |
| ૮૬ નિર્દય નણંદ | ૧૭૫. |
| ૮૭ નીતિશાસ્ત્રનાં મૂળતત્વ ( ભાગ ૧ લો ) | ૧૩૯. |
| ૮૮ નીતિશાસ્ત્રનાં મૂળતત્વ ( ભાગ ૨ જો ) | ૧૪૦. |
| ૮૯ નૂરજેહાન ( ભાગ ૧ લો ) | ૨૩૮. |
| ૯૦ નેકલેસની નવલકથા | ૧૮૬. |
| ૯૧ પદ્મકુમારી ( પ્રથમ ભાગ ) | ૧૫૩. |
| ૯૨ પરગજુ પારસીઓ | ૧૮૫. |
| ૯૩ પંચતંત્ર ભાષાંતર | ૨૪૭. |
| ૯૪ પંચદશી ભાષાંતર | ૨૧. |
| ૯૫ પાદશાહી રાજનીતિ | ૧૦૦. |
| ૯૬ પુનર્લગ્ન કરનાર પુરૂષાતની પુરૂષ | ૮૧. |
| ૯૭ પુરૂષપરીક્ષા | ૧૮. |
| પ્રબોધચંદ્રોદય નાટક ભાષાંતર | ૪૩. |
| ૯૯ પ્રાણીહિંસા અને પ્રાણીખોરાક નિષેધક | ૧૪૭. |
| ૧૦૦ પ્રેમપચોતરી | ૨૫૯. |
| ૧૦૧ પ્રેમરાય અને ચારૂમતી | ૧૧૨. |
| ૧૦૨ ફાર્બસ જીવનચરિત્ર તથા ફાર્બસ વિરહ | ૩૯. |
| ૧૦૩ બર્થોલ્ડ | ૧૧૩. |
| ૧૦૪ બહાદૂર કલો અને અનાથ તારા | ૨૨૬. |
| ૧૦૫ બાળબોધમાળા અને મુમુક્ષુનું નિત્યકર્મ | ૫૨. |
| ૧૦૬ બાળારાયની બરદાસ્ત ( પ્રથમ ભાગ ) | ૨૭૯. |
| ૧૦૭ બેગમસાહેબ | ૨૪૬. |
| ૧૦૮ બૈરી કોણની ? | ૩૦૦. |
| ૧૦૯ બ્રહ્મચર્ય | ૬૬. |
| ૧૧૦ ભગવતપિંગળ | ૨૫૮. |
| ૧૧૧ ભગવદ્ગીતા પંચરત્ન તથા ઈશ, કેન, મુંડક અને ઐતરેયોપનિષદ્ | ૨૭. |
| ૧૧૨ ભગવદ્ગીતા ભાષાંતર | ૧૫૯. |
| ૧૧૩ ભર્તૃહરિ નાટક | ૧૨૩. |
| ૧૧૪ ભુલનો ભોગ | ૮૯. |

૧૧૫ લોભી ગુરૂ યાને ગુરૂની ભુલ .... ... ... ૮૨.
૧૧૬ મતલબ બેહેરો ... ... ... ... ... ૧૯૦.
૧૧૭ મદાલસા અને ઋતધ્વજ ... ... ... ૧૧૦.
૧૧૮ મધનું એક બિંદુ ( પ્રથમ ખંડ ) ... ... ૧૫૧.
૧૧૯ મનુષ્યભવના દુર્લભપણાવિષે દશ દ્રષ્ટાંતો .... ૨૮૮.
૧૨૦ મનોરંજક પ્રતાપકાવ્ય ( ભાગ ૧ લો )... ... ૧૯૫.
૧૨૧ મનોરંજક પ્રતાપકાવ્ય ( ભાગ ૨ જો ) ... ૧૯૬.
૧૨૨ મહાજનમંડળ ... ... ... ... ... ૨૬૨.
૧૨૩ મહારાણી વિક્ટોરીયા કૈસરેહિંદનું સંક્ષિપ્ત જીવન ચરિત્ર ... ... ... .... ... ... ૨૬૭.
૧૨૪ માર્ગાનુસારીના પાંત્રીશ ગુણ ... ... ... ૨૮૮.
૧૨૫ માલવિકાગ્નિમિત્ર નાટક ... ... ... ... ૧૧૧.
૧૨૬ મુંબઇશહેરનું વર્ણન ... ... ... ... ૨૬૬.
૧૨૭ મેક્સમુલરનાં વેદાંતઉપર ભાષણો .... ... ૯૭.
૧૨૮ મેઘાડંબર ... ... ... ... ... ... ૨૬૧.
૧૨૯ મોજદીન મેહેતાબ ... ... ... .. ૨૬૦.
૧૩૦ મોક્ષસુધાતરંગિણી ... .... ... ૪૭.
૧૩૧ યુવાવસ્થાનો શિક્ષક ... ... ... ... ૬૦.
૧૩૨ રત્નાવલી નાટિકા ... ... .... ... ... ૧૦૮.
૧૩૩ રમણસુંદરી.... ... ... ... ... ... ૨૨૬.
૧૩૪ રસિકવાર્તાસંગ્રહ ... ... ... ... ... ૯૧.
૧૩૫ રાજર્ષિ .... ... ... .... .... .... ૫૦.
૧૩૬ રાજસિંહ ને વિમળદેવી .... ... .... .. ૧૨૨.
૧૩૭ લઘુસિદ્ધાંત કૌમુદી .... .. ... ... ૧૦૧.
૧૩૮ લલિતાદુઃખદર્શક નાટક ... .... ... ... ૧૦૪.
૧૩૯ લક્ષ્મણોદય .... .... .... .... .... ... ૨૮૫.
૧૪૦ લંડન રાજ્યરહસ્ય ( ભાગ ૧ લો ) .... .. ૨૨૦.
૧૪૧ લાઇટ હાઉસ .... ... .... .... .... ૨૯૬.
૧૪૨ વખતબાવની .... .. .... .... .. ૨૯૯.
૧૪૩ વડોદરા પીનલકોડ.... .... .... .... .... ૨૦૪.
૧૪૪ વફાપર જફા યાને ખુશબખ્ત અને ખુશચેહેર .... ૮૪.
૧૪૫ વર્ણોપચાર વિદ્યા અને જ્ઞાનામૃત ... ... ૫૧.
૧૪૬ વંધ્યત્વનિવારણ .... .... .... .... .... ૧૨૯.
૧૪૭ વાર્તાવિનોદ ( પ્રથમ દર્શન ) .... .... .... ૨૫૭.
૧૪૮ વાર્તિક, લેખન તથા વાચન .... ... .... ૩૩.
૧૪૯ વાસવદત્તા .... .... ... .... ... .... ૧૩૬.

| | નામ. | પૃષ્ઠ. |
|---|---|---|
| ૧૫૦ | વિજયાવૈધવ્યદુઃખદર્શક નાટક | ૮૦. |
| ૧૫૧ | વિદુરનીતિ | ૨૬૦. |
| ૧૫૨ | વિદ્યામાહાત્મ્ય અને જ્ઞાતિસુધારો | ૩૦૨. |
| ૧૫૩ | વિદ્વત્કૃત્યવિવેક તથા શિક્ષકોનું કર્તવ્ય | ૮. |
| ૧૫૪ | વિપન્મિત્રપત્ર અથવા વિપત્તિવેળાનો મિત્ર | ૧૧. |
| ૧૫૫ | વિવિધોપયોગી વિષય ( ભાગ ૧ લો ) | ૭૯. |
| ૧૫૬ | વિવેકી વિજયા | ૨૫૦. |
| ૧૫૭ | વિષારિ વનિતા અથવા દગાખોર દોસ્ત | ૧૭૯. |
| ૧૫૮ | વિહારીલાલનો વિરહ | ૨૯૭. |
| ૧૫૯ | વીર રમણી | ૨૭૮. |
| ૧૬૦ | વીરવટ અને રૂપાળી રાણી ( પ્રથમ ભાગ ) | ૨૭૧. |
| ૧૬૧ | વેદધર્મદર્શક વચનામૃત | ૩૦૩. |
| ૧૬૨ | વેપારવિષે સૂચના ( ભાગ ૧ લો ) | ૨૯૧. |
| ૧૬૩ | વૈરાગ્યોપદેશ પોથી ( ભાગ ૧ લો ) | ૨૮૭. |
| ૧૬૪ | વૉટ્સન્ વિરહ | ૪૪. |
| ૧૬૫ | વ્યભિચાર દુઃખદર્શક નાટક | ૨૭૧. |
| ૧૬૬ | શબ્દાર્થ કોશ | ૧૪૮. |
| ૧૬૭ | શંકરસ્તવન | ૨૮૩. |
| ૧૬૮ | શાળોપયોગી વ્યાકરણ | ૧૮૧. |
| ૧૬૯ | શીરીનનાં સંકટો ( ભાગ ૨ જો ) | ૯૨. |
| ૧૭૦ | શીરીનનાં સંકટો ( ભાગ ૩ જો ) | ૯૩. |
| ૧૭૧ | શીરીનનાં સંકટો ( ભાગ ૪ થો ) | ૯૩. |
| ૧૭૨ | શૂરવીર રામસિંહ | ૧૫૫. |
| ૧૭૩ | શૃંગાર સરોજ | ૭૪. |
| ૧૭૪ | સતી મંડળ ( ભાગ ૧ લો ) | ૧૪૫. |
| ૧૭૫ | સતી સાવિત્રી | ૨૭૭. |
| ૧૭૬ | સદુપદેશમાળા | ૧૪૮. |
| ૧૭૭ | સદ્બોધ વચન | ૨૬૭. |
| ૧૭૮ | સન્માર્ગદર્શક ઉપદેશમાળા | ૫૨. |
| ૧૭૯ | સરોજની | ૨૨૮. |
| ૧૮૦ | સવાઇસિંહ બહાદુર | ૨૮૨. |
| ૧૮૧ | સવિતાકૃત કવિતા | ૩૦. |
| ૧૮૨ | સહનશીલ સુંદરી | ૧૭૨. |
| ૧૮૩ | સંસાર | ૯૦. |

૧૮૪ સંસારમાં સ્વર્ગ .... .... .... .... .... ૨૮૯.
૧૮૫ સામવેદીનું સંક્ષિપ્ત નિત્યકર્મ .... .... .... ૬૫.
૧૮૬ સાવિત્રી આખ્યાનનાં ઢાળીયાં .... .... .... ૪૫.
૧૮૭ સાવિત્રીચરિત્ર નાટક .... .... .... .... ૪.
૧૮૮ સિતમે સાઇબીરીયા .... .... .... .... ૨૩૯.
૧૮૯ સિપાહબચ્ચાની સજ્જની .... .... .... ૯૫.
૧૯૦ સીહા સંસાર .... .... .... .... .... ૨૩૪.
૧૯૧ સુખલાલજીનાં સંકટો .... .... .... .... ૮૫.
૧૯૨ સુખ સન્માર્ગ .... .... .... .... .... ૨૧૭.
૧૯૩ સુંદર સપ્તશતી .... .... .... .... .... ૨૭૩.
૧૯૪ સુંદર સહસ્ત્રી .... .... .... .... .... ૨૭૦.
૧૯૫ સુંદર હેલન .... .... .... .... .... ૨૧૩.
૧૯૬ સુજ્ઞ ગોકુલજી ઝાલા તથા વેદાંત .... .... ૩૪.
૧૯૭ સૃષ્ટપદાર્થ નિયમ અને સુધારણા.... .... .... ૬૮.
૧૯૮ સૃષ્ટિસૌંદર્ય .... .... .... .... .... .... ૧૫૬.
૧૯૯ સેવ્યસેવકધર્મ .... .... .... .... .... ૧૩.
૨૦૦ સોમનાથજીની આરતી .... .... .... .... ૪૬.
૨૦૧ સોરઠની સતી રાણકદેવી અને રા ખેંગાર .... ૧૨૫.
૨૦૨ સૌભાગ્યવંતાં જયાકુંવર .... .... .... .... ૧૩૨.
૨૦૩ સ્વધર્માભિમાન .... .... .... .... .... ૬૨.
૨૦૪ હડહડતી હલાકી ( ભાગ ૧ લો ) .... .... ૨૭૬.
૨૦૫ હરિશ્ચંદ્ર નાટક તથા તારામતી સ્વયંવર .... ૧૦૬.
૨૦૬ હિતોપદેશ .... .... .... .... .... .... ૧૧૪.
૨૦૭ હિંદુસ્તાનના રક્ષિત રાજાઓ .... .... .... ૨૦૧.
૨૦૮ હુન્નર પ્રકાશ .... .... .... .... .... ૨૮૪.
૨૦૯ હેસ્ટીંગ્સની સોટી .... .... .... .... .... ૨૪૯.
૨૧૦ જ્ઞાનચક્ર યાને ગુજરાતી સાઇક્લોપીડીયા .... ૨૦૭.
૨૧૧ જ્ઞાનસ્વરોદય .... .... .... .... .... ૨૯૧.



# ગુજરાતી ગ્રંથકારો અને ગ્રંથો.

## શાસ્ત્રી શંકરલાલ માહેશ્વર.

કાઠીઆવાડમાં હાલની વિદ્વદ્રત્નત્રયીમાં જામનગરના શાસ્ત્રી કાલિદાસ ગોવિંદજી અને શાસ્ત્રી હાથીભાઇ હરિશંકર તથા મોરબીના રહીશ શાસ્ત્રી શંકરલાલ માહેશ્વર છે. આ શાસ્ત્રી શંકરલાલનો જન્મ સંવત ૧૯૦૯ ના આષાઢ વદ ૪ બુધવારે થયો હતો. તે જ્ઞાતે પ્રશ્નોરા નાગર બ્રાહ્મણ છે. બાલ્યાવસ્થામાં તેમણે પોતાના પિતા માહેશ્વર ભટ્ટપાસે સંસ્કૃત ભાષાનો કેટલોએક અભ્યાસ કર્યા પછી, જામનગરમાં રહી, ત્યાંના પ્રખ્યાત ધુરંધર શાસ્ત્રીજી શ્રી કેશવજી મુરારજીની પાસે સંપૂર્ણ સંસ્કૃત ભાષાનો અભ્યાસ કર્યો. બાલપણથીજ તેમને કવિતાપર અત્યંત પ્રીતિ હોવાથી, A poet is born, not made, એટલે " કવિ જન્મથીજ હોયછે, કાંઇ શીખીને કવિ થવાતું નથી, " એ નિયમ આ શાસ્ત્રીને બરોબર જન્મથીજ લાગુ પડયોછે. ક્લિષ્ટ અને નીરસ કવિતા નહિ કરતાં કોમળ અને પ્રસાદવાળી કવિતા બનાવવાની તેમના ગુરૂની ચાલુ ભલામણથી અને તે તે કવિતાઓઉપર ગુરૂના યોગ્ય સૂચનથી આજ તેઓ એક ઉત્તમ કવિતરીકે ઓળખાયછે. માત્ર કવિજ નહિ, પણ તેની સાથે શીઘ્ર એ વિશેષણ પણ ઘણા વિદ્વાનો તરફથી તેમને મળ્યુંછે. એક વખત, મહારાજા જામસાહેબ વિભાજીની ચાલુ ઉદારશક્તિની ફેલાયલી કીર્તિ ઉપરથી, બાલસરસ્વતી નામ ધરાવતા એક તૈલંગ બ્રાહ્મણ જામનગરમાં આવ્યા હતા, તેની ક્રમવગર જૂદા જૂદા બોલાયલા અનેક અક્ષરોને અનુક્રમમાં ગોઠવી બોલી જવાની અદ્ભુત શક્તિથી, મહારાજાસાહેબતરફથી તેમણે મેળવેલ ઇનામ અને પ્રશંસાની, हेतावीर्ष्येत् फले न तु એટલે હેતુમાં ઇર્ષ્યા કરવી પણ ફળમાં

નહિ, એ વાક્ય પ્રમાણે ઇર્ષ્યા કરી તે બાલસરસ્વતીથી વિશેષ કામ કરી બતાવવાની ઇચ્છા આ આપણા શંકરલાલ શાસ્ત્રીએ પોતાના ગુરૂપાસે જાહેર કરી; અને તે ઉપરથી પોતાના શિષ્યની તે શક્તિ મહારાજા જામ સાહેબપાસે જાહેર કરવાના વખતની રાહ જોતા ગુરૂને એક વખત જ્યારે પટ્શાસ્ત્રસંપન્ન પરમહંસ પરિવ્રાજકાચાર્ય સ્વામિશ્રી સદાનંદગિરિજી જામનગરમાં પધાર્યા ત્યારે કૈલાસબાગ નામના રમણીય સ્થાનમાં જ્યાં સ્વામિશ્રીનો ઉતારો હતો, અને જ્યાં મરહુમ મહારાજા જામશ્રી વિભાજી વખતોવખત પધારતા હતા, ત્યાં યોગ્ય વખત મળ્યો. સ્વામિશ્રીની શાસ્ત્રી શંકરલાલ જેવા અદ્ભુત શક્તિ ધરાવનારા શિષ્યની હકીકત તેમના ગુરૂ તરફથી કેવળ સાંભળીનેજ નહિ, પણ નજરે જોઈને ખુશી થવાની ટેવ અને મહારાજા જામસાહેબનો પોતે સારા પગાર આપી રાજ્યમાં રાખેલા ધુરંધર શાસ્ત્રીઓમાંના અદ્વિતીય શાસ્ત્રી કેશવજી મુરારજી અને તેમના હાથતળે પાકતા શિષ્યો બતાવવાનો ઉત્સાહ, એ બન્ને બાબત આ ટાંકણે સાથે મળી જવાથી, ત્યાં શાસ્ત્રી શંકરલાલ માહેશ્વરની અગાધ શક્તિની પરીક્ષા કરવાનો ઠરાવ થતાં, સ્વામિશ્રી જાતેજ તે વખતેજ બનાવેલા એક નવીન શ્લોકના જૂદા જૂદા અક્ષરો વિનાક્રમે બોલતા ગયા. તે અક્ષરો યાદ રાખી રીતસર શ્લોક બોલી જવાનું તથા તે અક્ષરો સાંભળતી વખતે બીજાની ફરમાસ મુજબ અમુક છંદમાં અને અમુક અભિપ્રાય સહિત નવીન શ્લોક બનાવવાનું ફત્તેહમંદ કામ પાર પાડી તેમણે મહારાજા સાહેબ તરફથી મોટું ઇનામ મેળવ્યું તથા ગુરૂને પણ વિશેષ ધન્યવાદનું પાત્ર કર્યા.

ઉપર મુજબ અવધાનના અનેક પ્રયોગો આ શાસ્ત્રીએ, મુંબઇમાં પંડિત શ્રી જયકૃષ્ણ મહારાજના બંગલામાં, ભારત માર્તંડ પંડિત શ્રી ગટ્ટુલાલજીની હાજરી હેઠળ, મુંબઇના જાણીતા વૃદ્ધ શેઠ લક્ષ્મીદાસ ખીમજી જે. પી. એ મેળવેલી સભામાં, ગોસ્વામિ શ્રી જીવણલાલજી મહારાજે પોતાની હવેલીમાં કરેલી સભામાં અને મરહુમ રાવસાહેબ વિશ્વનાથ મંડલીકે નાનાશંકર શેઠના બંગલામાં મુંબઇના જાણીતા વિદ્વાનો અને ગૃહસ્થોની બોલાવેલ મોટી સભામાં કરી બતાવ્યા છે.

સંસ્થાન મોરબીના એ વખતના મહારાજા ઠાકોર સાહેબ શ્રી રવાજીએ પોતાનાજ દેશમાં જન્મ પામેલ આ સુકવિની કીર્ત્તિ સાંભળી તેમને પોતાના ગામમાં જામનગરથી બોલાવ્યા; અને તેમની પાસે સંવત ૧૯૨૪ માં પોતાની વંશાવલીનું કાવ્ય રચાવી મોટો સત્કાર કર્યો; અને વળી પણ એજ કવિ પાસે

સ્ત્રીધર્મ, રાજધર્મ તથા સદ્બોધ સંબન્ધી કેટલાંએક પુસ્તકો રચાવ્યાં. મોરબીના એ કૈલાસવાસી મહારાજા ઠાકોર સાહેબ શ્રી રવાજીનાં ધર્મપત્ની અને હાલના નામદાર ઠાકોર સાહેબ સર વાઘજી બહાદૂરનાં માતુશ્રી બાઇશ્રી મોંઘીબાના, કૈલાસવાસી ઠાકોરશ્રીના નામથી એક પાઠશાળા સ્થાપી તેનું અધ્યક્ષસ્થાન આપણા આ શીઘ્રકવિને આપવાના વિચારથી, સંવત ૧૯૩૦ ના આષાઢ માસથી શ્રી રવાજીરાજ પાઠશાળાના તેમને અધ્યક્ષ નિમ્યા, જે તેમનું અધ્યક્ષપણું અદ્યાપિ કાયમ છે.

શાસ્ત્રીજી શંકરલાલની વિદ્વત્તા અને કવિત્વ શક્તિની સાથે તેમનું વર્ત્તન પણ અતિ ઉજ્વલ અને અનુકરણીય છે.

તેમણે પોતાનાં રચેલાં પુસ્તકોમાં જે જે સદ્ગુણોનું ચિત્ર આપેલછે તે માંના ઘણાએક તેમનાં વર્ત્તનમાં ખુલ્લા દેખાઇ રહેછે અને તેથી તેઓ મન, વચન અને કર્મમાં એકતા રાખી શકેછે એમ કહીએ તો કશું ખોટું નથી.

તેઓ પોતાના જ્ઞાનને માટે નિરભિમાની અને નમ્ર છે. તેમની સાથે બાળક, યુવાન અથવા વૃદ્ધ; ગમે તે, આનંદ અને સંતોષ મેળવી શકેછે. તેમના દયાળુતા અને પરોપકારીપણું આ ગુણોને લીધે ઘણાં દુઃખિત માણસો તેમની પાસે આવેછે જેને તે આશ્વાસના આપી યોગ્ય મદદ કરવા કદી ચુકતા નથી. તેઓ સંસ્કૃત પાઠશાળા અને હાઇસ્કુલના વિદ્યાર્થીઓને શિક્ષણ આપવામાં, જનમંડળને ઉપયોગી પુસ્તકો ગુંથવામાં, વિવિધ પુસ્તકો વાંચવામાં અને તેમનું મનન કરવામાં તથા દેવાર્ચનમાં પોતાના વખતનો સદુપયોગ કરેછે. તેઓ સરલ, સાદા અને મળતાવડા સ્વભાવના છે.

શાસ્ત્રીજીનાં પુસ્તકો માટે મર્હુમ પ્રસિદ્ધ પંડિત ભટ્ટ મેકસમુલર, કેમબ્રીજની પાઠશાળાના શિક્ષક સી બેંડોલ અને રાજકોટની રાજકુમાર કોલેજના આગળના પ્રિન્સીપાલ મેકનોટન વગેરે યુરોપિયન વિદ્વાનો તરફથી તેમજ સાક્ષરવર્ય મણિલાલ નભુભાઇ દ્વિવેદી, દવે કાશીરામ સેવકરામ એમ. એ. અને બીજા દેશી વિદ્વાનો તરફથી ઉત્તમ અભિપ્રાયો મળેલાછે. એક વિદ્વાન તો એટલે સુધી લખેછે કેઃ—ભિન્ન અંતઃકરણવાળાં સ્ત્રી પુરૂષોના મનનો મળ પણ એ પુસ્તક વાંચતાં ક્ષણભર પણ ધોવાઇ ગયા વગર રહેશે નહિ. સરકારી કેળવણી ખાતાંએ પણ શાસ્ત્રી શંકરલાલજીનાં કેટલાંક પુસ્તકોને ઇનામ તથા પુસ્તકાલયમાં રાખવાને માન્ય કરેલાંછે.

શાસ્ત્રીજીનાં કેટલાંક પુસ્તકો સંસ્કૃત ભાષામાં છે. જેની ચમત્કૃતિના આકર્ષણથી બીજા ગ્રંથકારોએ તેનાં ગુજરાતી ભાષાંતરો પણ કર્યાંછે. શાસ્ત્રીજીના હાથથી ગ્રંથોસિવાય બીજા ઘણા પરચુરણ વિષયો પણ લખાયેલાછે, જે હજુ છપાવવા બાકી છે. એકંદર તેઓના ગ્રંથો ઉપરથી આપણને માલમ પડેછે કે, તે તે પુસ્તકોના આરંભમાં, સમાપ્તિમાં, દરેક સર્ગે, દરેક અંકે અને દરેક ઉચ્છ્વાસે સદાશિવનું, પોતાના ગુરૂનું તથા પોતાના પિતાનું ભક્તિપૂર્વક સ્મરણ કરેલ છે. વિશેષમાં જાણવા જેવી વાત એ છે કે, તેમણે કાઠીઆવાડના વિદ્વાનોના તેમજ પોતાના ગુરૂ શાસ્ત્રી કેશવજી મુરારજીનું, અપ્રતિમ ગુરૂભક્તિથી ગયાશ્રાદ્ધ કરી તેમની પછવાડે ગંગાજળથી ભરેલ લોટાનું સ્વજ્ઞાતિમાં લાહાણું કર્યુંછે.

---

**સાવિત્રી ચરિત્ર નાટક**—કદ રોયલ સોળ પેજી વીશ ફારમ. ગિલ્ટેડ પાકું પુંઠું. કિંમત રૂા. ૧ા. કર્તા શાસ્ત્રી શંકરલાલ માહેશ્વર.

આ પુસ્તકમાં અશ્વપતિ રાજાની પુત્રી સાવિત્રી રાજ્યભ્રષ્ટ દ્યુમત્સેનના પુત્ર સત્યવાનને વરી. એક વર્ષ પછી તેઓ બન્ને જંગલમાં કાષ્ટના ભારા લેવા ગયાં, ત્યાં અચાનક સત્યવાનનું મૃત્યુ થયું. યમરાજા તેને ઉપાડી ચાલતા થયા; સાવિત્રી તેની પાછળ ચાલી અને પોતાના સતીત્વપ્રભાવથી તેણીએ પોતાના સ્વામિ સત્યવાનને તેના હાથથી છોડાવી પોતાનું સૌભાગ્ય કાયમ રાખ્યું. આ મૂળ વાત મહાભારતનાં વનપર્વમાં છે, અને તે ઉપરથી આ સપ્તાંકી નાટક રચવામાં આવ્યુંછે.

આ નાટકના પ્રથમ અંકમાં સૂત્રધાર અને નટીનો પ્રવેશ એટલે પ્રસ્તાવના સમાપ્ત થયા પછી, અશ્વપતિ રાજાને પોતાની પુત્રી સંબંધે વિચાર કરતો આપણે જોઇએ છીએ. સાવિત્રી, કે જે પોતાના પિતાના કારભારીઓસાથે પતિની પસંદગી સારૂ પરદેશ ગઇ હતી, તેણે રાજ્યભ્રષ્ટ દ્યુમત્સેનના પુત્ર સત્યવાનને વરવાનો સંકલ્પ કર્યો. અને એ વાત તેઓ પાછાં આવતાં, રાજાના જાણવામાં આવી.

બીજા અંકમાં સાવિત્રીનાં માતા પિતા સત્યવાનના ગુણદોષમાટે નારદમુનિને પૂછેછે, નારદમુનિ તેના ગુણોનું વર્ણન કરી છેવટ તેનું એકજ વર્ષનું આ-

યુષ અવશેષ રહેલુંછે એમ કહેછે, તે સાંભળી સૌ ખેદ પામેછે અને સાવિત્રીને કોઇ બીજો વર શોધવા આગ્રહ કરેછે પણ સાવિત્રીનો સંકલ્પ ફરતો નથી, તેથી છેવટ તેને સાથે લઇ તેઓ રાજા દ્યુમત્સેનના આશ્રમમાં આવેછે, ત્યાં સત્યવાન્‌નું પરાક્રમ તથા તેના વિનયાદિ ગુણો જોઇ સંતોષ પામેછે.

ત્રીજા અંકમાં સત્યવાન્‌નાં માતાપિતા વનવાસી હોવાથી પોતાના પુત્ર સાથે સાવિત્રીનો સંબંધ બાંધવામાં સંકોચાવાને લીધે કેટલીએક આનાકાની કરેછે; પણ આખર સાવિત્રીના પિતા અશ્વપતિના આગ્રહથી તેઓનો સંબંધ નક્કી થાયછે.

ચોથા અંકમાં પ્રથમ કરેલા ઠરાવ મુજબ માધવીમંડપમાં શિષ્ટસમાજની સમક્ષ સાવિત્રી સત્યવાન્‌તે વરમાળા પેહેરાવેછે.

પાંચમા અંકમા સાવિત્રીને સત્યવાનની સાથે પરણાવ્યા પછી માતાપિતાના ધર્મપ્રમાણે સદાચરણનો બોધ આપવાસારૂ સાવિત્રીની માતા માલવી રાણીએ રચેલ સુકન્યાચરિત્ર નામનું પ્રેક્ષણક ગર્ભાંકરૂપે આવેછે, જેમાં શર્યાતિ રાજાની પુત્રી સુકન્યા પોતાના પિતાસાથે મૃગયામાં ગયેલ ત્યાં બાલક્રીડા કરતાં કરતાં, તપ કરતા ચ્યવનમુનિનાં નેત્રોમાં શૂળો ખોસવાથી તે મુનિ અંધ થયા, તેથી રાજાનું સમગ્ર સૈન્ય મોટી આફતમાં પડતાં રાજાએ તે પુત્રીને તે મુનિસાથેજ પરણાવી. અહીં સુકન્યાએ એ વૃદ્ધમુનિનું એકાગ્ર ચિત્તથી પતિવ્રતધર્માનુસાર જે સેવન કર્યું, તથા સતીત્વના પ્રભાવથીજ તે મુનિને દેખતા કર્યા અને પોતાના પિતાને પુત્રો થવાનું વરદાન દેવવૈદ્યો પાસેથી મેળવ્યું, તે વર્ણન અતિશય અસરકારક હોવાની સાથે સ્ત્રીઓને અત્યંત બોધદાયક છે.

છઠ્ઠા અંકમાં રાજા અશ્વપતિ અને રાણી માલવી પોતાની પુત્રી સાવિત્રીને તપોવનમાં મૂકી છૂટાં પડેછે. સાવિત્રી પોતાના પતિ તથા સાસુસસરાની સેવામાંજ પરાયણ રહેછે. એમ કરતાં કરતાં એક વર્ષ પૂરૂં થવા આવેછે. પોતાના પતિનું આયુષ જે દિવસે સમાપ્ત થવાનું છે તેજ દિવસે વટસાવિત્રી વ્રતના ત્રણ ઉપવાસ કર્યાપછી, પારણું કરવાનું હોવા છતાં સાવિત્રી સવારમાં સત્યવાન્‌ની સાથે જમ્યાવગરજ જંગલમાં જાયછે.

સાતમા અંકમાં સત્યવાન્ દિવસ આથમ્યા પેહેલાંજ સાવિત્રી સાથે પાછો વળવાનું કહી ગએલ છતાં પણ દિવસ આથમી ગયો ત્યાંસુધી આવ્યો નહિ તેથી રાજા દ્યુમત્સેન અને રાણી શૈબ્યા મોટી ચિંતામાં પડેછે. આશ્રમમંડળ

પણ વ્યગ્ર થઇ જાયછે અને આગલી રાત્રે રાણી માલવીને પોતાના નગરમાં દુઃસ્વપ્ન થએલ હોવાથી તે પોતાના પતિ રાજા અશ્વપતિસહિત ત્યાં સાંજ વખતે આવી પહોંચતાં આ ખબર સાંભળી તેઓ પણ ઉદ્વેગમાં પડે છે. ઘણી ઘણી શોધ કરી પણ સાવિત્રી અને સત્યવાન્‌નો પત્તો ક્યાંય મળ્યો નહિ. છેવટ ગૌતમ નામના મુનિએ સર્વેનો સમય ધીરજથી પસાર કરાવવા માટે ઇંદ્રજાળના દેખાવો આરંભ્યા; જેમાં યમરાજાએ ન્યાયાસનપર આવી કામ તપાસવું, નરકોમાં પડેલા પાપીઓની તપાસ લેવી, દૂતો અશકત બની પાછા નાસી આવવાથી સત્યવાન્ નામના પુરૂષને જાતે લેવા જવાનો નિશ્ચય કરવો, જંગલમાં સાવિત્રી સાથે સત્યવાન્‌નું આવવું, સત્યવાન્‌ને મસ્તકમાં વેદના ઉપડવાથી તેનું સાવિત્રીના ખોળામાં સુઇ જવું, યમરાજાનું ત્યાં આવવું તથા સત્યવાન્‌ના અંગુષ્ઠમાત્ર દેહને ઉપાડી ચાલતા થવું, સાવિત્રીનું તેની પાછળ જવું, યમરાજે તેને ઉપરાઉપર કેટલાંએક વરદાન આપી છેવટ સત્યવાનને પણ છોડી મૂકવો, સત્યવાન્‌ની સાવિત્રીમાટે શોધ, સાવિત્રીનું સત્યવાન્‌ને નહિ દેખવાથી ઉદ્વિગ્નપણું, બન્નેનું ઘણે ઘણે પ્રયાસે અચાનક મળવું અને છેવટ તપોવનતરફ આવી પહોંચવું. એ ઇંદ્રજાળના દેખાવો બંધ થવાની સાથેજ સત્યવાન્ સહિત સાવિત્રી ત્યાં આવી પહોંચેછે. સર્વે આનંદમાં મગ્ન થાયછે. સાવિત્રીએ યમપાસેથી વરદાન મેળવવા પ્રમાણે દ્યુમત્સેન અને શૈબ્યા દેખતાં થાયછે. અશ્વપતિને માલવી રાણીથી સો પુત્રો પ્રાપ્ત થવાનું નક્કી થાયછે, તેટલામાં દ્યુમત્સેનનો શત્રુ જે તેનું રાજ્ય પચાવી પડ્યો હતો તે પશ્ચાત્તાપ પામી ત્યાં આવી રાજ્ય પાછું સોંપેછે. સત્યવાન્‌ને ગૌતમ મુનિના કહેવાથી પોતે યમના હાથમાં ગયો હતો તથા ત્યાંથી છૂટ્યો તે સઘળું સ્વપ્ન નહિ, પણ ખરૂંજ હતું અને યમના હાથમાંથી છૂટી આ આનંદસમય અનુભવાયો, તે સઘળો સાવિત્રીનાં સતીત્વનોજ પ્રભાવ છે એમ ખાત્રી થાયછે. નારદમુનિ આવેછે અને આશીર્વાદ સાથે નાટકની સમાપ્તિ થાયછે.

આ પુસ્તકમાં એકંદર મિત્રધર્મ, પ્રધાનધર્મ, સ્ત્રીધર્મ, રાજધર્મ વગેરેનાં ઘણાં વિદ્વત્તાભરેલાં મધુર અને સરલ ભાષણો આવેછે. યોગ્ય રસ અને અલંકારોવાળું આ નાટક વાંચવું એ તમામ સ્ત્રીઓને અતિશય ઉપકારક છે એ મત નિર્વિવાદ છે અને તેથી એ સંબંધે કંઇ વિશેષ લખવાની જરૂર રહેતી નથી.

---

**ચંદ્રપ્રભા ચરિત્ર**—કદ રોયલ ૧૬ પેજી અગીયાર ફારમ, પુંઠું પાકું ગીલ્ટેડ. કિંમત આના ૧૨. કર્ત્તા શાસ્ત્રી શંકરલાલ માહેશ્વર.

ઉજ્જયિની નગરીમાં રહેતા ત્રણ બ્રાહ્મણો કુસંગતથી પરસ્ત્રીપર કુદૃષ્ટિ કરવાથી મોક્ષ પામતા અટકયા. મોક્ષને બદલે સ્વર્ગમાં ગયા, જ્યાં પણ તેમનાં પુણ્યોની વચ્ચે આગલા ભવનું પાપ આવવાથી તેઓએ વળી પરસ્ત્રીપર કુદૃષ્ટિ કરી જેનાં ફળતરીકે તેઓ પૃથ્વી લોકમાં આવ્યા. ત્યાં પણ તેઓએ મહાત્માની ઇર્ષ્યા કરવાથી તેમને મીંદડાનો અવતાર લેવો પડયો. તેમાં બે જણાની પતિવ્રતા સ્ત્રીઓ હોવાથી તેમણે તેમહાત્માના ઉપદેશથી પુષ્કળ વિદ્યાદાન કરવાને લીધે તેઓ તેમાંથી છૂટી ક્ષત્રિય તથા બ્રાહ્મણ જાતિમાં ફરી મનુષ્યત્વ પામ્યા, અને જેને સ્ત્રી નહોતી તે તો કેટલેક કાળે દુઃખ ભોગવતો દૈવયોગે એક મહાત્માની દયાનું પાત્ર થવાથી એક સતી સ્ત્રીના સહવાસમાં આવ્યો અને ત્યાં સતીધર્મ સાંભળવાથી તે મીંદડાનો અવતાર છુટી મનુષ્યત્વ પામ્યો. એ પ્રમાણે એ ત્રણે જણા કુસંગત, કુદૃષ્ટિ અને ઇર્ષ્યાબુદ્ધિના પરિણામમાં મોક્ષપદ ગુમાવી ચાર ચાર વાર જન્મ મરણના ભોકતા થયા. એમાં તેમના કલ્યાણને માટે પવિત્ર મિત્રો અને સતી સ્ત્રીઓતરફથી પુષ્કળ વિદ્યાદાનો થયાં, તેથી વધારે અધોગતિમાં જતા અટકયા; પણ તેમનાં જન્મમરણની ગતિ અટકી નહિ. તેઓને પુણ્યની મદદ મળવાથી, પાપો તેમને વધારે નીચે ઘસડી લઇ જઇ શકયાં નહિ; પણ તેઓને ઉપર તો ચડવા નજ દીધા. એ જન્મમાં તેઓનાં એ શરીરને એક ચમત્કારિક શાપનાં ભોગવનારાં કરી મણિમય—ચૈતન્ય રહિત બનાવી તેમને એક બીજો જન્મ લેવરાવ્યો; અને તેમાં કેટલોક કાળ ગાળ્યા પછી જ્યારે તેઓનાં તે શરીરો પડ્યાં ત્યારે શાપ મટી જવાથી પેલાં શરીરોનું મણિમયપણું બદલાઇ ત્રણે જણા સચેતન થયા અને પોતાની સતી સ્ત્રીઓને મળ્યા, કે જેના પ્રભાવથી તેઓ અનંત જન્મ મરણના ફેરામાંથી માંડ માંડ બચવા પામ્યા હતા. આ પછી તેઓએ અનંત સત્કર્મો કરી પાછું મોક્ષપદ મેળવ્યું. આની રીતના વસ્તુનો બુદ્ધિચાતુર્યથી એ પુસ્તકમાં એવો તો સરસ અને ચિત્તાકર્ષક વિન્યાસ કરવામાં આવ્યોછે, કે અંતઃકરણમાંથી તેના કર્ત્તાને માટે ધન્યવાદનો ઉભરો એની મેળેજ બહાર આવેછે.

સ્ત્રી સમાજ મેળવી સતી ધર્મનો પ્રભાવ બતાવવા અનસુયા, લોપામુદ્રા વગેરેએ પાર્વતીને કહેવાથી તેણે આપેલા ભાષણરૂપ આ સંપૂર્ણ વાર્ત્તા બાળક,

યુવાન અને વૃદ્ધ તથા સ્ત્રી પુરૂષ સર્વેને સદુપદેશ આપનારી છે; તેમાં પણ સ્ત્રીઓને તો તે નિત્યપાઠમાં રાખવાયોગ્ય છે.

આ પુસ્તકમાં તે તે સ્થળે ગુરૂધર્મ, શિષ્યધર્મ, મિત્રધર્મ તથા સ્ત્રીધર્મ વગેરેનું નિશ્ચયાત્મક નિરૂપણ કરવાની સાથે, સર્વ દાનો કરતાં વિદ્યાદાનની શ્રેષ્ઠતા સૂચિત કરેલી છે. પતિવ્રત ધર્મ અને પત્નીવ્રત ધર્મ કેવું અલૈકિક સામર્થ્ય ધરાવેછે તે આ પુસ્તકથી જાણવામાં આવેછે. કુસંગતનાં કેવાં માઠાં પરિણામ આવેછે, પરસ્ત્રીપર કુદૃષ્ટિ કરવાથી કેવી પાયમાલી થાયછે, મહાત્માઓની ઈર્ષ્યા કરવાથી કેવી દશા ભોગવવી પડેછે તે સઘળું આ વાર્તાપુસ્તક આપણને બરાબર શિખવેછે. સાત્વિક વૃત્તિનું પરિણામ કેવું ઉત્તમ આવેછે, રાજસી વૃત્તિનું પરિણામ કેવું દુઃખગર્ભરિત આવેછે અને તામસી વૃત્તિનું પરિણામ કેવું નખોદ કહાડી નાખનાર આવેછે, તે પણ આ પુસ્તક વાંચવાથી આપણે સમજી શકીએ છીએ.

---

**વિદ્વત્કૃત્ય વિવેક તથા શિક્ષકોનું કર્તવ્ય**—કર્ત્તા શાસ્ત્રી શંકરલાલ માહેશ્વર.

વિદ્વત્કૃત્ય વિવેકમાં—આ મહા દુર્લભ મનુષ્ય દેહનું સાફલ્ય સ્વધર્મકર્મને પરાયણ રહેવાથી તથા શાસ્ત્રોપદેશને અનુસરીને ચાલવાથી થાયછે, પણ સ્વધર્મકર્મને પરાયણ રહેવું તથા શાસ્ત્રોપદેશને અનુસરીને ચાલવું એ સદ્વિદ્યા સંપાદન કર્યા વગર બને તેવું નથી, અર્થાત્ સદ્વિદ્યાવગરનું માનવ જીવન વ્યર્થ જાયછે. તેથી સ્ત્રી પુરૂષ સૌએ સદ્વિદ્યા સંપાદન કરવી જોઇએ. જેથી વિદ્યા કોને કહેવી તથા વિદ્યા કેટલી છે તેનું નિરૂપણ કર્યાબાદ વિદ્યા સંપાદન કરવાનો સમય દર્શાવ્યોછે. અનુભવજ્ઞાન અને ઉપયોગ વગર વિદ્યાનું સંપાદન સફળ થતું નથી. તેમ અનુભવજ્ઞાન હોય અને તેનો ઉપયોગ જાણવામાં આવ્યો હોય તોપણ વિદ્યાનું સંપૂર્ણ સાફલ્ય તો પરોપકારોથી, પુરૂષાર્થોના સંપાદનથી, સત્કીર્તિ મેળવવાથી તથા પરમેશ્વરના પ્રસાદપાત્ર બનવાથીજ થાયછે. વિદ્યાદેવીની કૃપાથીજ વાલ્મીકિ, વ્યાસ, પાણિનિ, વરરૂચિ, ગુણાઢ્ય, શંકરાચાર્ય, કાલિદાસ, ભવભૂતિ, મુરારિ, બાણ, દંડી, ચાવક, ભારવિ, માઘ, સુબંધુ, અમરસિંહ, વરાહમિહિર, ગર્ગાચાર્ય, મયૂર, ભાસ, ભાસ્કરાચાર્ય, રાજશેખર અને ભર્તૃહરિ વગેરે અજરામર યશવાળા બન્યાછે. વિદ્યાદેવીની કૃપાનું પાત્ર થનાર તે વિદ્વાન

કહેવાયછે અને તેવા વિદ્વાનમાં દયા, ઉદારપણું, સુજનપણું, સરલપણું, જગદ્ધિતેચ્છુપણું વગેરે સદ્‌ગુણો હોવાજ જોઇએ. વેદ, શાસ્ત્ર, ઇતિહાસ, પુરાણ, કાવ્ય, ચંપૂ, નાટક, કથા, કથાનક વગેરે જાણવાનું ફળ સત્ય, અસત્ય, કૃત્ય, અકૃત્ય, હિત, અહિત, ગ્રાહ્ય, ત્યાજ્ય, ભક્ષ્ય, અભક્ષ્ય, પેય, અપેય, ભૂષણ, દૂષણ, ધર્મ, અધર્મ, સન્માર્ગ, કુમાર્ગ, ઐહિક શ્રેય, આયુષ્મિક શ્રેય વગેરેને બરાબર જાણી યોગ્ય રસ્તે વર્તવું તેજ છે. આ ફળ ન મળ્યું તો તે વેદશાસ્ત્રોનો અભ્યાસ માત્ર શુકપાઠ સરખોજ સમજવાનો છે. માટે રાજાની આજ્ઞા સરખા વેદ વગેરેના ઉપદેશને, બાંધવોની સમજાવટ સરખા પુરાણ ઇતિહાસ વગેરેના ઉપદેશને અને પ્રાણપ્રિયા સુંદરીની મનોમોહક રસભરી સમજાવટ સરખા મહાકાવ્યો વગેરેના ઉપદેશોને બરાબર અનુસરી તે પ્રમાણે ચાલવું. એ ઉપદેશો કેવી રીતે ગ્રહણ કરવા અને સમજવા, તેના દાખલા તરીકે શ્રી રામાયણમાંથી તથા મહાભારતમાંથી કેવી રીતે કેવા કેવા ઉપદેશો લેવાના છે તે સવિસ્તર દર્શાવવામાં આવ્યું છે. તે પછી સત્સંગ, પત્નીવ્રત, સંતોષ, નિર્વૈરતા, સત્યભાષિત્વ, માતૃભક્તિ, પિતૃભક્તિ અને ભ્રાતૃભાવ વગેરે ઉત્તમોત્તમ સદ્‌ગુણોનો ઉપદેશ આપનારાં પુરાણવગેરેનાં પદ્યો આપેલાં છે. તેવીજ રીતે સર્વ ભાષાના ગ્રંથોમાં પણ ઉપદેશો ભરેલા હોયછે તે ધ્યાનમાં લેવાના છે. એ ઉપદેશો ધ્યાનમાં લીધા એટલાથીજ કૃતકૃત્ય થવાતું નથી, પણ તે પ્રમાણે વર્તવું જોઇએ. વેદ જિવ્હાગ્રે હોય, ન્યાયશાસ્ત્ર બરાબર યાદ હોય, મીમાંસાશાસ્ત્ર હૃદયમાં રમી રહ્યું હોય, વેદાંતવેત્તાનું પદ મેળવ્યું હોય, સાંખ્ય સંપૂર્ણ સમજી ગયા હોય, મહાભાષ્યના પારને લીધો હોય, ઇતિહાસ, પુરાણ અને કાવ્ય વગેરે સઘળું સારી રીતે તૈયાર હોય, અનેક ભાષાઓ ભણી ગયેલ હોય, એલ. એલ. બી. કહેવાતા હોય, સોલીસીટર થયા હોય, બારિસ્ટર બન્યા હોય અને એમ. એ. ગણાતા હોય, મહામહોપાધ્યાયપદથી પંકાતા હોય તેમજ અસંખ્ય વિદ્યા અને અસંખ્ય કળાઓથી જાણીતા થયા હોય તોપણ જ્યાં સૂધી પશુસ્વભાવ ન છોડયો હોય ત્યાંસૂધી તેઓને વિદ્વાન ગણી શકાય નહિ. માટે વિદ્વાનોએ વિદ્યા સંપાદન કરી ધન મેળવવું કે બીજાઓને બોલતા ચુપ કરવા કે દબાવવા, એ તેમનું કૃત્ય નથી. તેમનું કૃત્ય તો જગતના હિતના વિચાર કરવા, લોકોને સદ્‌ઉપદેશ દેવો, સભ્ય વેષ અને સભ્ય આકૃતિવાળા થવું; કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સરને છોડવા, સંતોષ રાખવો, ક્ષમા ધારણ કરવી તથા અહિંસા, અસ્તેય (ચોરી નહિ કરવી તે), એકપત્નીવ્રત, સુયશ, સુશીલપણું, સરલપણું,

**વિપન્મિત્ર પત્ર** અથવા **વિપત્તિ વેળાનો મિત્ર**—કદ રૉયલ ૩૨ પેજી, સાત ફારમ, પુઠું પાકું, છીંટની પટ્ટીવાળું, તથા કિંમત આના આઠ. કર્ત્તા શાસ્ત્રી શંકરલાલ માહેશ્વર.

કોઇ પણ જાતની વિપત્તિ આવી પડતાં ઘણા લોકો વિહ્વળ થઇ જાય છે, ઘણા લોકો દેશ છોડી નાસી જાયછે, ઘણા લોકો આપઘાત કરેછે અને ઘણા લોકો તેમાંથી છૂટવા માટે નીચ આચરણ પણ કરેછે. આ બધું કરવું એ માણુસાઇને ન છાજતું કામ છે એમ સાબીત કરી, વિપત્તિ વેળાએ શાસ્ત્ર અને સત્સંગતિનું સેવન કરવું તથા ઇશ્વરનાં ચરણનું સ્મરણ કરવું એજ યોગ્ય છે, એમ આ પુસ્તકમાં સિદ્ધ કરવામાં આવ્યુંછે.

પ્રથમ તો જ્ઞાનદૃષ્ટિથી વિચાર કરતાં વિપત્તિ એટલે શું? તે કાંઇ ખબરજ પડતી નથી. આકાશપુષ્પની પેઠે વિપત્તિ એ કાંઇજ નથી. શત્રુથી જીતાયેલો, બાંધવોથી તજાયેલો અને રાજ્યથી ભ્રષ્ટ થયેલો અલર્ક રાજા જ્યારે વિપત્તિથી વીંટાઇ ગયો, ત્યારે તેણે પોતાની સ્વર્ગવાસી માતાની ભલામણપ્રમાણે પોતાની વીંટીના રત્નની નીચે છુપાવેલી પત્રિકા કહાડી વાંચી જોઇ, તો તેમાં સંગ તથા કામનો ત્યાગ કરવાનો મજબૂત આગ્રહ કર્યો હતો; છતાં પણ જો તેને તદ્દન ન છોડી શકાય તો તે સંગ સત્પુરૂષોની સાથે કરવો અને કામ મોક્ષની ઇચ્છાસાથે રાખવો, આ પ્રમાણે લખેલું હતું. તે વાંચી એ રાજાએ દત્તાત્રેયની પાસે જઇને કહ્યું, કે હું બહુ દુઃખીછું દત્તાત્રેયે પૂછ્યું કે તને શું દુઃખછે? રાજાને તેજ વખતે તેવા મહાત્માના સંગથી જ્ઞાન ઉત્પન્ન થતાં તે વિચાર કરવા લાગ્યો તો પોતે દુઃખના સ્વરૂપનો કંઇ નિર્ણય કરી શક્યો નહિ, અને તેથી ચુપ રહ્યો. પછી ગુરૂએ તેને જ્ઞાન દીધું; જેમાં અજ્ઞાન એજ વિપત્તિનું મૂળ છે એ સમજાવ્યું.

જો કે જ્ઞાની પુરૂષોને માટે વિપત્તિ એ કંઇ વસ્તુ નથી, પરંતુ સાધારણ સ્થિતિનાં માણસો વિપત્તિના સંબંધમાં તરત તેમ સમજી શકે તેવું નથી; જેથી તેવાં માણસોને વિપત્તિ ન જણાવા માટે વિપત્તિમાં દોષ થોડા પણ ગુણ ઘણા છે એવી બુદ્ધિ તથા ધૈર્ય ઉપાય તરીકે વર્ણવેલ છે. વિપત્તિ એજ યોગ્યાયોગ્યતાની કસોટી છે. ચળકાટ મારતું પીતળ અને સો ટચનું સોનું એ કસોટીપર ચડે ત્યારેજ તેની ખબર પડે. યોગ્ય અને મહાત્માઓની મહાન કીર્ત્તિ થવાનું મૂળ વિપત્તિજ છે. હરિશ્ચંદ્ર, નળ, રામચંદ્ર અને યુધિષ્ઠિર એઓનાપર વિપત્તિ ન પડી હોત, વિપત્તિ પડ્યા પછી તેઓ તેમાં મુંઝાઇ ગયા હોત, મુંઝાઇને જ્યાં ત્યાં

સહોદરસ્નેહ, પરમેશ્વરની ભક્તિ, ભૂત પ્રાણીમાત્રપર સમાનદૃષ્ટિ તથા દયાદૃષ્ટિ; મન, વચન અને કર્મમાં એકસરખાપણું અને ધીરજ વગેરેને પોતાના અંતઃકરણમાં પૂજ્યભાવથી સદા સ્થાયી કરવાં એજ છે.

ઉપર પ્રમાણે વિદ્વાન્ પુરૂષોનાં કર્ત્તવ્યનો વિવેક દર્શાવીને વિદુષી સ્ત્રીઓનું કર્ત્તવ્ય જણાવેલું છે. જેમાં લાંબા લાંબા કાગળો લખવા, શરમ મૂકી ઘણાં માણસોની વચમાં બોલ બોલ કરવું કે રાગડા તાણીને ગાવું, મરજી મુજબ હરવું ફરવું, પતિથી બેદરકાર રહેવું, માતા પિતાના ઉપકારને ભૂલી જવો તથા પોશાક, આકૃતિ અને હાલચાલમાં ઉદ્ધતપણું પકડવું, જે કેટલીએક અધૂરી ભણેલી સ્ત્રીઓમાં હાલ દેખવામાં આવેછે તે નહિ પણ સત્ય બોલવું, શીલસંરક્ષણ કરવું, પરદ્રવ્ય, પરદ્રોહ અને પરનિંદાને પડખે પણ ન ચડવું, પતિને પરમેશ્વર તુલ્ય, સાસુસસરાનાં ચરણને તીર્થતુલ્ય, દિયરોને પુત્રતુલ્ય, જેઠને સસરાસમાન, મોટી નણંદોને સાસુ બરોબર અને નાની નણંદોને પુત્રીસમાન માનવાનું કદીપણ ભૂલવું નહિ અને પતિવ્રતાઓનો સમાગમ રાખવો, એજ ભણેલી સ્ત્રીઓનું કર્ત્તવ્ય છે. એમ બતાવી તેની પુષ્ટિમાં કેટલાએક શ્લોકો આપેલાછે.

શિક્ષક કૃત્ય વિવેકમાં—" ભય વગર પ્રીત નહિ " " માર તો ચૌદમું રત્ન છે " તથા " સોટી લાગે ચમચમ અને વિદ્યા આવે રમઝમ " આવી કહેવતોની મડાગાંઠ વાળી પોતાનું કામ ચલાવનારા શિક્ષકપદ ભોગવનારા પગારદારો, બાળકોની કેવી દુર્દશા કરેછે તે જણાવી, શિક્ષકો કેવા હોવા જોઇએ, તેનાપર કેવી જોખમદારી છે, તેમણે બાળકો તરફ પોતાની મનોવૃત્તિ કેવી રાખવી જોઇએ તથા તેમને કેવી કેવી સારી યુક્તિઓથી શિક્ષણ આપવું જોઇએ એ સઘળી બાબતો બહુજ સરસ રીતે લખવામાં આવીછે.

આ ગ્રંથ મરહુમ વિદ્વદ્રત્ન મણિભાઇ જશભાઇનાં ધર્મપત્ની સ્વર્ગવાસી સૌભાગ્યવતી કેસરકુંવરને અર્પણ કરવામાં આવ્યો છે. શરૂઆતમાંજ તેમનો ફોટો આપવામાં આવ્યો છે અને તેની પાસે ટૂંકામાં તેમનું જન્મવૃત્તાંત પણ લખવામાં આવ્યુંછે.

સંસ્કૃત તેમજ ગુજરાતી એ બન્ને ભાષામાં આ પુસ્તક લખવામાં આવેલુંછે. ભાષાની રચના શબ્દાલંકૃતિ, અર્થાલંકૃતિ, રસ તથા મધુર અને પ્રસન્નઆદિ ગુણોથી સુશોભિત તથા ચિત્તાકર્ષક છે. ઉછરતા વિદ્યાર્થીઓ તેમજ વિદ્વાનોને પણ આનંદની સાથે બોધદાયક હોવાથી આ ગ્રંથ નિત્યપાઠમાં રાખવા જેવો ગણીએ તો પણ તે યોગ્યજ છે.

**વિપન્મિત્ર પત્ર** અથવા **વિપત્તિ વેળાનો મિત્ર**—કદ રોયલ ૩૨ પેજી, સાત ફારમ, પુઠું પાકું, છીંટની પટ્ટીવાળું, તથા કિંમત આના આઠ. કર્તા શાસ્ત્રી શંકરલાલ માહેશ્વર.

કોઇ પણ જાતની વિપત્તિ આવી પડતાં ઘણા લોકો વિહ્વળ થઇ જાય છે, ઘણા લોકો દેશ છોડી નાસી જાયછે, ઘણા લોકો આપઘાત કરેછે અને ઘણા લોકો તેમાંથી છૂટવા માટે નીચ આચરણ પણ કરેછે. આ બધું કરવું એ માણુસાઇને ન છાજતું કામ છે એમ સાબીત કરી, વિપત્તિ વેળાએ શાસ્ત્ર અને સત્સંગતિનું સેવન કરવું તથા ઇશ્વરનાં ચરણનું સ્મરણ કરવું એજ યોગ્ય છે, એમ આ પુસ્તકમાં સિદ્ધ કરવામાં આવ્યુંછે.

પ્રથમ તો જ્ઞાનદૃષ્ટિથી વિચાર કરતાં વિપત્તિ એટલે શું ? તે કાંઇ ખબરજ પડતી નથી. આકાશપુષ્પની પેઠે વિપત્તિ એ કાંઇજ નથી. શત્રુથી જીતાયેલો, બાંધવોથી તજાયેલો અને રાજ્યથી ભ્રષ્ટ થયેલો અલર્ક રાજા જ્યારે વિપત્તિથી વીંટાઇ ગયો, ત્યારે તેણે પોતાની સ્વર્ગવાસી માતાની ભલામણપ્રમાણે પોતાની વીંટીના રત્નની નીચે છુપાવેલી પત્રિકા કહાડી વાંચી જોઇ, તો તેમાં સંગ તથા કામનો ત્યાગ કરવાનો મજબૂત આગ્રહ કર્યો હતો ; છતાં પણ જો તેને તદન ન છોડી શકાય તો તે સંગ સત્પુરૂષોની સાથે કરવો અને કામ મોક્ષની ઇચ્છાસાથે રાખવો, આ પ્રમાણે લખેલું હતું. તે વાંચી એ રાજાએ દત્તાત્રેયની પાસે જઇને કહ્યું, કે હું બહુ દુઃખીછું દત્તાત્રેયે પૂછ્યું કે તને શું દુઃખછે? રાજાને તેજ વખતે તેવા મહાત્માના સંગથી જ્ઞાન ઉત્પન્ન થતાં તે વિચાર કરવા લાગ્યો તો પોતે દુઃખના સ્વરૂપનો કંઇ નિર્ણય કરી શક્યો નહિ, અને તેથી ચુપ રહ્યો. પછી ગુરૂએ તેને જ્ઞાન દીધું; જેમાં અજ્ઞાન એજ વિપત્તિનું મૂળ છે એ સમજાવ્યું.

જો કે જ્ઞાની પુરૂષોને માટે વિપત્તિ એ કંઇ વસ્તુ નથી, પરંતુ સાધારણ સ્થિતિનાં માણસો વિપત્તિના સંબંધમાં તરત તેમ સમજી શકે તેવું નથી ; જેથી તેવાં માણસોને વિપત્તિ ન જણાવા માટે વિપત્તિમાં દોષ થોડા પણ ગુણ ઘણા છે એવી બુદ્ધિ તથા ધૈર્ય ઉપાય તરીકે વર્ણવેલ છે. વિપત્તિ એજ યોગ્યાયોગ્યતાની કસોટી છે. ચળકાટ મારતું પીતળ અને સો ટચનું સોનું એ કસોટીપર ચડે ત્યારેજ તેની ખબર પડે. યોગ્ય અને મહાત્માઓની મહાન કીર્ત્તિ થવાનું મૂળ વિપત્તિજ છે. હરિશ્ચંદ્ર, નળ, રામચંદ્ર અને યુધિષ્ઠિર એઓનાપર વિપત્તિ ન પડી હોત, વિપત્તિ પડ્યા પછી તેઓ તેમાં મુંઝાઇ ગયા હોત, મુંઝાઇને જ્યાં ત્યાં

નાસીને ભરાઇ બેઠા હોત, તેઓએ આપઘાત કર્યો હોત કે કંઇ નિંદ્ય કૃત્ય કર્યું હોત તો તેમની સત્કીર્ત્તિની લેશમાત્ર છાયા પણ શું પૃથ્વીપર પ્રસરવા પામત?

હમેશાં મૂર્ખ માણસપર સાધારણ વિપત્તિની પણ મોટી અસર થવા પામેછે. પણ જેમણે વિદ્યાની સેવા કરી હોય તેમનાપર તેની તેવી અસર થવા પામતી નથી. કેટલાક લોકોનું એવું ધારવું છે કે અમો સંપૂર્ણ રીતે સાધનસંપન્ન ન હોવાથી કેવી રીતે વિદ્યા સંપાદન કરી શકીએ? આના સમાધાનમાં રાફડામાંથી નિકળેલા વાલ્મીકિ મુનિ, માતાએ કોઇક બેટમાં છોડી દીધેલ વ્યાસમુનિ, વનવાસી અને શાંત સ્થિતિવાળા જમદગ્નિના પુત્ર પરશુરામ, ઘડામાંથી નિકળેલા અગસ્ત્યમુનિ, હરિણીથી જન્મ પામેલા ઋષ્યશૃંગમુનિ, સગાં સંબંધી વગરનો કર્ણ, પાંચસા વર્ષમાંજ માબાપવગરના થઇ રહેલા શ્રીશંકરાચાર્ય, ગરીબ માબાપને ઘેર અવતરી સોળ વર્ષ સૂધી તો અભણ રહેલ કવિ કાલિદાસ અને દુર્બળ સ્થિતિમાં જન્મેલ કવિ ભવભૂતિ; એઓ પોતાને જોઇતાં સાધનો ન છતાં પણ કેવળ પોતાના સત્વથીજ કેવી વિદ્યા સંપાદન કરી કેવા ઉચ્ચપદને પ્રાપ્ત થયા તેના દાખલા આપેલાછે. પૂર્વે ભોજ અને માઘસરખા ગર્ભશ્રીમંતો પણ વિદ્યાદેવીનુંજ ઉપાસન કરતા, જેથી ગમે તેવી વિપત્તિમાં તેઓ મનને સ્થિર રાખી શકતા. વિપત્તિમાં મનને સ્થિર ન રાખી શકે તેઓ સંપત્તિમાં પણ મનને સ્થિર ન રાખી શકે અને તેવા લોકોને તેવી સંપત્તિમાં પણ પરિણામમાં વિપત્તિજ આવીને ઉભી રહેછે; જેમકે કેટલાએક બહુ લાંબે વખતે ઘેર પુત્રનો જન્મ થવાથી અથવા અચાનક ધનનો મોટો લાભ થવાથી હર્ષઘેલા બની તેમાં મરી પણ જાયછે. તેથી મનની અજ્ઞાન દશા એજ ખરી વિપત્તિ છે. કેળવાયેલા માણસને વિપત્તિ કશી અડચણ કરી શકતી નથી, પણ તેતો ઉલટું તેનું હિતજ કરેછે.

**પ્લેટો** કહેછે કે ધર્મવાન ઉપર જે વિપત્તિ પડેછે તે પરિણામમાં તેનો ઉદયજ કરેછે, **સેનિક** કહેછે કે જેને વિપત્તિનો અનુભવ નથી થયો તે માણસની પંક્તિમાંજ નથી અને **લાર્ડ બેકન** કહેછે કે, વિપત્તિ વગર સદ્ગુણો પ્રકાશમાં આવી શકતા નથી.

વિહ્વલતા, દેશત્યાગ કે દેહત્યાગ એ વિપત્તિ તરવાના ઉપાય નથી; પણ શાસ્ત્ર શ્રવણ, સજ્જન સંગ અને ઇશ્વર ભક્તિ એજ છે, એમ આ પુસ્તકમાં ઘણા ઘણા પ્રકારે દાખલા દલીલોથી મજબૂત રીતે સાબીત કરેલું છે. કેટલાએક લોકો પોતાને કંઇ દરદ થાયછે ત્યારે પછી તેની પીડા થતાં રવેછે અને

માથું તથા છાતી કૂટેછે. શું આ તે તે દરદના ઉપાયછે? આથી શું તે દરદ શાંતિ પામેછે? આવી સ્થિતિમાં વિપત્તિ ઉલટાની વધેછે. જેઓ વિપત્તિમાં ધૈર્ય વગરના બનેછે તેમને વિપત્તિ વધારે દબાવેછે અને જેઓ મજબૂત પગલે વિપત્તિની સામા ઉભા રહેછે તેમનાથી વિપત્તિ પોતે દબાઇ જાયછે. ઘણાએક પોતાનું કોઇ સ્નેહી સંબંધી મરી જતાં તેની પાછળ રૂવેછે અને છાતી તથા માથું કૂટેછે. આ પણ કેવી મૂર્ખતા છે? શું તેથી મરનારનું કંઇ હિત થાયછે કે તેના ઋણથી છુટી જવાયછે! મરનારતરફ જો લાગણી હોય તો તેનું પારલૌકિક હિત થાય તેવાં કૃત્યો કરવાં જોઇએ. તેનાં નામથી આ લોકમાં પાઠશાળાઓ વગેરે સ્થાપવી જોઇએ તથા તેનાં સ્ત્રીપુત્રાદિકનીસાથે બહુજ યોગ્ય રીતે વર્ત્તી તેઓ સુખી થાય તેવા ઉપાયો યોજવા જોઇએ; આ બાબત વિષે પૂરતુ વિવેચન કરી તથા વિપત્તિમાંથી છૂટવા જેઓ નિંદ્ય આચરણ કરેછે તે તો અતિશય ધિક્કારપાત્ર છે એમ જણાવી, તે પછી સારાં શાસ્ત્રો અને સત્પુરૂષોની ઓલખાણ આપી તેનો પરિચય રાખવાની મજબૂત ભલામણ આપી તથા ઇશ્વર ભક્તિ કરવા પૂર્ણ આગ્રહ કરી, આ પુસ્તકની સમાપ્તિ કરવામાં આવેલી છે.

પુસ્તકનું નામ '**વિપત્તિ વેળાનો મિત્ર**' છે, છતાં તે વિપત્તિનીસાથે સંપત્તિ વેળાનો પણ સલાહકારછે. ઉપદેશવાક્યો અને દૃષ્ટાંતો આપવાની મધુર શૈલી વાંચનારના મગજપર સચોટ અસર કરે તેવી છે.

---

**સેવ્ય સેવક ધર્મ**—કદ રોયલ સોળ પેજી સાત ફારમ. કિ. છ આના. કર્ત્તા શાસ્ત્રી શંકરલાલ માહેશ્વર.

પ્રથમ આખો નિબંધ સંસ્કૃતમાં આપી પાછળના ભાગમાં તેનું ગુજરાતી ભાષાંતર આપવામાં આવ્યું છે. સેવ્ય એટલે ઇશ્વર, માતપિતા, ગુરૂ તથા ધણી એમના તરફ સેવક એટલે સર્વ મનુષ્યો, પુત્રો, શિષ્યો અને નોકર તથા સ્ત્રીઓએ કેવી રીતે વર્ત્તવું તેનું અતિ ઉત્તમરીતે આ પુસ્તકમાં ભાન કરાવવામાં આવ્યું છે. એની અંદર જે ઉત્તમ અસરકારક દૃષ્ટાંતો આપવામાં આવ્યાં છે તેમાંનું એક એક દૃષ્ટાંત પણ અવધાનપૂર્વક લક્ષમાં લેનારના જીવિતને જરૂર સફલ કરી સદ્ગતિ આપે એવું છે. પરમેશ્વરના પ્રીતિપાત્ર થવા તથા સંસારમાં સુખી થવા દરેક માણસે વાંચવા જેવો આ નિબંધ છે.

---

**અનસૂયાભ્યુદય, ભોગવતીભાગ્યોદય** તથા **પાંચાલીપ્રસન્નાખ્યાન**—કદ રોયલ ૩૨ પેજી ત્રણ ફારમ. કર્ત્તા શાસ્ત્રી શંકરલાલ માહેશ્વર.

સર્વે સ્ત્રીઓએ પોતાનો આ લોક તથા પરલોક સુધારવામાટે મુખપાઠ રાખવાયોગ્ય આ નાનકડા પુસ્તકમાં સતી અનસૂયા, સતી ભોગવતી તથા સતી પાંચાલીના સદ્વૃત્તનનો સંક્ષિપ્ત લેખ લેવામા આવ્યોછે.

ઇશ્વરાવતાર કપિલદેવજીનાં બ્હેન અને પરમતપસ્વી અત્રિમુનિનાં પત્ની સતી અનસૂયાએ પોતાના પ્રભાવથી સતી નર્મદાના મૃતપતિને સજીવન કરી દેવતાઓને નિર્ભય કરવાની, રાજપુત્રી ભોગવતીએ પોતાના પતિને સર્પદેહથી છોડાવી તથા પોતાના અતિશય ડહાપણથી તેને કુટુંબક્લેશથી મુક્ત કરી પરમ સુખપાત્ર બનાવવા વિષેની તથા સતી દ્રૌપદીએ સત્યભામાને પતિસેવારૂપ સાચું વશીકરણ બતાવવાની એ પ્રમાણે ત્રણ અલૌકિક આખ્યાયિકાઓથી આ પુસ્તક અતિશય આદરણીય છે.

આ પ્રમાણે સાવિત્રી ચરિત્ર, ચંદ્રપ્રભા ચરિત્ર, વિદ્વત્કૃત્ય વિવેક તથા શિક્ષકોનું કર્ત્તવ્ય, વિપન્મિત્રપત્ર અથવા વિપત્તિ વેળાનો મિત્ર, સેવ્ય સેવક ધર્મ વગેરે પુસ્તકો સિવાય કેશવકૃપાલેશલહરી અથવા પ્રયોગ મણિમાળા, ગોપાલ ચિન્તામણિ નાટક, ધ્રુવાભ્યુદય નાટક, રવાજીરાજ કીર્તિવિલાસ, વામનવિજય નાટક, ભ્રાન્તિભય ભંજન, મહેશપ્રાણપ્રિયા કથા, સ્તોત્રસંગ્રહ, કૈલાસ યાત્રા, ભદ્રાયુવિજય, બહુ ચરિત્ર અને પાર્વતી પરિણય વગેરે અનેક પુસ્તકો એ ગ્રંથકર્ત્તાતરફથી બહાર પડ્યાંછે.

---

# શાસ્ત્રી કાલિદાસ ગોવિંદજી.

આ શાસ્ત્રીનો જન્મ જામનગરખાતે સંવત ૧૯૦૧ માં ભાદ્રપદ શુક્લપક્ષ ૧ ના રોજ ગિરનારાજ્ઞાતિમાં થયોછે. નાનપણમાં તેમણે પોતાના પિતાપાસે લઘુ કૌમુદીનો અભ્યાસ કરી, સિદ્ધાંત કૌમુદીનો કેટલોક અભ્યાસ મુંબઇમાં પંડિત શ્રીગટ્ટુલાલજીના પિતા ઘનસ્યામ ભટ્ટજી પાસે કર્યો. આ શાસ્ત્રીને જન્મથીજ કવિત્વની ઇશ્વરદત્ત બક્ષીસ મળેલ હોવાથી, પોતાની અતિ બાળવયમાં ગુજરાતીનો બિલકુલ અભ્યાસ નહિ છતાં સંસ્કૃત કાવ્ય બનાવવાનો શોખ હતો. પોતાના મુંબઇના અભ્યાસના વખતમાં એટલે પોતાની બાર વર્ષથી પણ નાની ઉમ્મર હતી ત્યારે મુંબઇમાં પોતાના પિતાજીસાથે શ્રીગોકુલાધીશ મહારાજની હવેલીમાં દર્શન કરવા જતાં, તે હવેલીની એક બારીમાં એક વાંદરાને નાચતો જોઇ તરતજ તે ઉપર એક સંસ્કૃત કવિતા બનાવી અને તે સુસ્વરથી ગાતાં મહારાજશ્રી ગોકુલાધીશને કાને પડી કે તરતજ મહારાજશ્રીએ તેમને ઉપર બોલાવ્યા અને ઉપરાઉપર તે કવિતા બોલાવી સારા સત્કારનીસાથે છોટા શાસ્ત્રીનું પદ આપ્યું તથા તેને વિશેષ સારો અભ્યાસ કરાવવાની તેમના પિતાને ભલામણ આપી. મુંબઇથી જ્યારે તેઓ પાછા જામનગર ખાતે આવ્યા ત્યારે ત્યાં વિદ્વદ્ગવંધ કૈલાસવાસી શાસ્ત્રીજી કેશવજી મુરારજી પાસે સંપૂર્ણ વ્યાકરણ, ન્યાય, વેદાંત વગેરેનું અધ્યયન કર્યું. આ વખતે પણ તેમણે, પોતાના ઉત્તમ કવિત્વશકિતના ગુણને લીધે મહારાજા જામસાહેબ વિભાજી બહાદુર તરફથી કેટલાંએક ઇનામો મેળવ્યાં હતાં. સંસ્કૃત ભાષાના અનેક વિષયોમાંના વ્યાકરણ અને વેદાંત એ બે વિષયને તો તેણે પોતાનાજ કર્યાછે અને સંસ્કૃત ભાષાના ઉંચા અભ્યાસના પ્રભાવથી તેઓ કાઠિઆવાડ ખાતે પ્રથમ પંકિતના શાસ્ત્રીપદને પામવા ભાગ્યશાળી નિવડ્યા છે. તેમણે જામનગર સ્ટેટના છાપખાનાપર સંવત ૧૯૨૨ ની સાલથી આઠવર્ષસુધી ઉપરીપણે કામ કર્યું. આ અરસામાં તેમણે મિતાક્ષરાનું સંસ્કૃત ઉપરથી ગુજરાતી ભાષાંતર કર્યું અને

તેને માટે મહારાજા સાહેબ તરફથી મોટું ઇનામ મેળવ્યું. પૌરાણિક કથા વાંચવાના પોતાના બાપદાદાના ધંધાને તેણે એટલો બધો તો ખીલવ્યો છે, કે જેઓ તેમની કથાનું શ્રવણ એક વખત કરે તેમને બીજાની કથા સાંભળવામાં બિલકુલ રૂચિ થાયજ નહિ એ વાત નિર્વિવાદ છે અને તેથી ગામના રાજવંશી મંડળી, કોટવાલ મંડળ, અને ગૃહસ્થ મંડળ તેમની કથાનું શ્રવણ, ભક્તિથી કરતા હતા અને કરેછે. ધ્રોલ સ્ટેટના રાજાએ પણ તેમના મુખથી કથા શ્રવણ કરવાના ઇરાદાથીજ તેમને ઘણી વખત નિમંત્રણ કરેલાંછે. સંસ્કૃત ભાષા તેઓને એટલી બધી વશ્ય છે કે, હરકોઇ સંસ્કૃત ગ્રંથ હાથમાં લેતાં તેનો અર્થ બીજા કોઇને સમજાવવો હોય તો તે પુસ્તક પોતાની આંખ સામે રાખીનેજ, સંસ્કૃત વાંચ્યા સિવાય, જાણે ગુજરાતી વાંચન કરતા હોય તેમ તે ગુજરાતીમાં બીજાઓને સમજાવેછે. તેમની કથા વાંચવાની અને સમજાવવાની અતિ ઉત્તમ શૈલીને લીધે મહારાજા જામસાહેબે પણ તેમની પાસે એક મોટી સપ્તાહ પારાયણ કરાવી હતી તથા હમેશાં કથા સાંભળવાનો નિયમ રાખ્યો હતો.

દયાનંદ સરસ્વતી તથા પંડિત શ્રીગટ્ટુલાલજી વચ્ચે જે વખતે મુંબઇમાં મોટો વિવાદ ચાલતો હતો અને જેણે તે વખતે મુંબઇનું તેમજ આખા ભરતખંડનું ધ્યાન ખેંચ્યું હતું, તે વખતે આ શાસ્ત્રીનું મુંબઇ આવવું થયું હતું. અને તેઓ બન્ને વિદ્વાનોની મૂર્તિપૂજાસંબંધી ચાલતી તકરારોની ઘણી સભાઓમાં આ શાસ્ત્રી કાલિદાસ ગોવિંદજીને મધ્યસ્થ નિમવામાં આવતા હતા. મુંબઇમાં આવ્યા પછી, આશરે દોઢેક વર્ષસુધી "**આર્યધર્મ પ્રકાશ**" નામનું પ્રખ્યાત માસિક તેમનાજ હાથથી રસિક જનોમાં વિશેષ પ્રતિષ્ઠિત તથા રૂચતું થયું હતું. "**સ્વદેશ વત્સલ**" નામના માસિકમાં પણ તેમની ઘણી મદદ લેવામાં આવતી હતી. આ માસિકમાં રંભારતિલાલ ત્રોટક જેઓના વાંચવામાં આવ્યું હશે, તેઓ તે લેખના નમુના ઉપરથી તેમના તે પત્રમાં આવેલા બીજા લેખોને માટે પણ અનુમાન કરી શકયા હશે. એજ માસિકમાં તેમણે પોતાના મિત્ર મુંબઇના જાણીતા સોલીસીટર મિ. ભાઇશંકર નાનાભાઇ ઉપર **પત્રદૂત** એ નામનો લેખ પદ્યબદ્ધ લખેલો છે તે વાંચવાને અમો દરેકને ખાસ ભલામણ કરીએ છીએ. આવા ઉત્તમ લેખો ઉપરથી આપણે માનવાને કારણ મળેછે કે, સરસ્વતી દેવીને પ્રસન્ન કરનાર પૂર્વના કાલિદાસનોજ આ કાલિદાસ અવતાર હોય ! તેના ઉપદેશની શૈલીથી મુંબઇના ઘણા પ્રતિષ્ઠિત ગૃહસ્થો તેમને શિષ્યભાવથી નમેછે. મુંબઇની હાઇકોર્ટમાં ઘણી વખત હિંદુધર્મશાસ્ત્ર સંબંધી સવાલોનો ગુંચવાડો

આવતાં, તેમની સલાહ લેવામાં આવતી હતી. સંવત ૧૯૩૭ માં તેમના ગુરૂ શાસ્ત્રી કેશવજી મુરારજી સ્વર્ગવાસી થતાં, તેઓ તેમની જગોએ જામનગરના મહારાજાધિરાજ શ્રીવિભાજી બહાદુરની હજુરમાં મુખ્ય શાસ્ત્રીપદપર નિમાયા અને ત્યાં પણ મહારાજાની હજુરમાં ધર્મ શાસ્ત્રસંબંધી ન્યાયના ઘણા કેસોમાં તેમની સલાહ લેવામાં આવતી હતી.

શાસ્ત્રી કાલીદાસ ગોવિંદજીએ ગુજરાતી ભાષાનો બિલકુલ અભ્યાસ કર્યો નથી, છતાં પણ તેમના ગુજરાતી લેખો અતિ શુદ્ધ, સરસ અને સરલ હોવાથી ગુજરાતી પ્રજામાં પરમ પ્રીતિપાત્ર થઇ પડયાછે. જૂના જમાનાના ઘણા શાસ્ત્રીઓ સંસ્કૃત ભાષાનું ઉમદા જ્ઞાન ધરાવતા છતાં, ગુજરાતી ભાષામાં સામાન્ય લેખ લખવાને પણ તદન અશક્ત જોવામાં આવેછે પણ આ શાસ્ત્રીએ શ્રીમદ્ભાગવત, ભગવતી ભાગવત, યોગવાસિષ્ટનો કેટલોક ભાગ, નિર્ણયસિંધુ, તુલસીકૃત રામાયણ, વૈદક ગ્રંથોમાં ભાવ પ્રકાશ તથા સુશ્રુત વગેરે વૈદકના અનેક ગ્રંથો તથા બીજા નાના મોટા અનેક વિષયોના સંસ્કૃત ગ્રંથોનાં ભાષાન્તરો જે મુંબઇની વેદધર્મ સભા, જેરામ રઘુનાથ તથા બીજાઓ તરફથી બહાર પડયાંછે, તે સઘળાં ભાષાન્તરો તેમના હાથથીજ તૈયાર થએલાંછે. વૈદ્યકગ્રંથો તેમજ બીજા ગ્રંથોનાં ભાષાન્તરોમાં તેમની બરોબરી કરી શકે તેવો બીજો કોઇ પણ ભાષાન્તરકાર ભાષાન્તર કરાવનારાઓને નહિ મળવાથી, કેટલીક વખતે કેટલાંએક પુસ્તકોના થોડાક ભાગનું તેમના હાથથી ભાષાંતર કરાવી જાહેરખબર વગેરેમાં ભાષાંતરકર્તા તરીકે તેમનું નામ બહાર પાડવામાં આવ્યું છે, પણ તેમની પાસે ભાષાંતર કરાવવાનું કામ ઘણું મોંઘું પડતું હોવાને લીધે, તે તે પુસ્તકોના બાકીના ભાગોનું બીજા સાધારણ ભાષાંતરકર્તાઓ પાસે ભાષાંતર કરાવી તે તે પુસ્તકો બહાર પાડવામાં આવ્યાંછે. તેથી તેમાં થએલી ભૂલચૂકોના દોષનું પાત્ર તેઓ નથી, એ ધ્યાનમાં રાખવાનું છે. સંસ્કૃતનું ગુજરાતી ભાષાંતર એમના જેવું શુદ્ધ, સરસ અને રૂચિકર હજુ સુધી બીજા કોઇનું થઇ શક્યું નથી એમ તેમના સંબંધમાં નિરીક્ષકો અને પરીક્ષકોનું માનવુંછે. તેઓ શ્રી શંકરાચાર્યના અદ્વૈત સિદ્ધાંતતરફ ખાસ વલણ ધરાવતા હોવાથી થોડા વખત પેહેલાં, જામનગરના મરહુમ શ્રી ઝંડુ ભટ્ટજીના ભાઇ વૈદ્ય મણિશંકર વિઠ્ઠલજી ભટ્ટે પોતાના રસેશધર્મ સબંધે ઈશાવાસ્ય એ શ્રુતિના શ્રીશંકરાચાર્યે કરેલા જગત માન્ય અર્થને ખોટો ઠરાવવાનું અતિ સાહસિક પગલું ભરવા માંડયું હતું, ત્યારે તેમણે એક મોટી જાહેર સભામાં અન્યથા અર્થમાં ખે-

ચાતી એ શ્રુતિને સપ્રમાણ શાસ્ત્રાર્થ કરી એ શ્રુતિના સત્ય અર્થમાંજ તેને પાછી સ્થાપિત થએલી સભાસદોના મનપર ઠસાવી હતી.

શ્રી દ્વારકાંનાં પવિત્ર ક્ષેત્રમાં જામપુરીમાં ચાળીસ વર્ષ સુધી અટકી રહેલ શ્રી દ્વારકાંનાથજીની મૂર્ત્તિની પ્રતિષ્ટા કરવા મહારાજા જામસાહેબના પ્રતિનિધિ-તરીકે સંપૂર્ણ સત્તાસહિત શાસ્ત્રી કાલીદાસ ગોવિંદજીને મોકલવામાં આવ્યા હતા. તેમજ મરહુમ મહારાજા જામસાહેબ વિભાજી તરફથી તથા તેમના માનીતા વજીર રાઘવભાઇએ કરેલા મહારૂદ્રોમાં તથા બીજી પણ રાજ્યસંબંધી ધર્મક્રિયાઓમાં શાસ્ત્રી કાલિદાસ ગોવિંદજીને અગ્રણી તરીકે રાખવામાં આવ્યા હુતા.

શાસ્ત્રી કાલીદાસ ગોવિંદજી નિરંતર શાસ્ત્રીય ગ્રંથોનાં નિરીક્ષણમાંજ બદ્ધ-વૃત્તિ રહેનાર તથા "તત્વ થોડું અને તડામાર ઝાઝી" એ ચાલતા જમાનાના પવનમાં ખેંચાવલા નહિ હોવાથી તેમણે સ્વતંત્ર ગ્રંથ તરીકે નાની ઉમ્મરમાં પુરૂષપરીક્ષાનું ભાષાંતર 'મૂલ સંસ્કૃતસહિત એ એકજ બહાર પાડ્યુંછે. એ સિવાય ઉપર બતાવેલાં અને બીજાં અસંખ્ય ભાષાંતરો તેમનાજ હાથથી થ-એલાંછે.

---

**પુરૂષ પરીક્ષા**—કદ ડેમી આઠ પેજી ૩૦ ફારમ, પુંઠું કાચું, છીંટની પટ્ટીવાળું. કિંમત રૂ. ૨ બે. કર્ત્તા શાસ્ત્રી કાલિદાસ ગોવિંદજી.

આ પુસ્તક મૂળ સંસ્કૃતમાં વિદ્યાપતિ કવિનું રચેલ છે; એ ગદ્યપદ્યાત્મક મૂળ સંસ્કૃત પુસ્તક ૧૪ ફારમમાં પૂરૂં થાયછે અને તે પછી સોળ ફારમમાં તેનું ગુજરાતી ભાષાંતર છે. વિદ્યાપતિ કવિ પોતે તેમજ તે કવિનો આશ્રયદાતા શિવસિંહદેવ રાજા એઓના સમયનું કાંઇ પણ નક્કી થઇ શક્યું નથી. માત્ર એમાં જે હમ્મીરદેવની કથા આવેલીછે તે હમ્મીરદેવ તેરમા સૈકામાં થઇ ગયે-લાછે અને તેથી એટલુંજ અનુમાન નિકળી શકેછે કે તે રાજા અને કવિ બન્ને તેરમા સૈકા પછી થયા હોવા જોઇએ.

પુસ્તકની પીઠિકા એવી બાંધવામાં આવીછે કે પારાવાર નામના રાજાએ પોતાની પુત્રી કોને આપવી? એમ વસૂકિત નામના મુનિને પ્રશ્ન કર્યો. ત્યારે તે મુનિએ કહ્યું કે તારી પુત્રી તારે **પુરૂષ**ને પરણાવવી? રાજા વિસ્મય પામી બોલ્યો કે મહારાજ! પુત્રી પુરૂષને પરણાવવી એમાં આપે વિશેષ શું

કહ્યું? મુનિએ જવાબ આપ્યો કે મારો કહેવાનો ભાવાર્થ એવો છે કે કેવળ આકૃતિમાત્રથીજ પુરૂષ સરખા દેખાતાઓને છોડી કોઇ ખરા ઉત્તમ પુરૂષને એ કન્યા આપવી. કારણ કે જે વીર હોય, સુબુદ્ધિ હોય, સુવિદ્ય હોય અને પુરૂષાર્થવાન્ એટલે ધર્મ, અર્થ, કામ અને મોક્ષનું સાધન કરી શકનાર હોય તેજ પુરૂષ કહેવાયછે. તે સિવાય બીજા જે દેખાયછે તે તો પુરૂષની આકૃતિવાળાં પૂંછડાવગરનાં પશુઓજ છે. આ જવાબ સાંભળી, પારાવાર રાજાએ તેઓની ઓળખાણ માગતાં મુનિએ વીર, સુધી, સુવિદ્ય અને પુરૂષાર્થવાન્ એઓના નીચે મુજબ ભેદ બતાવી તે દરેકનાં અસરકારક આખ્યાનો સાહિત્યના સ્વાદ-સાથે કહી બતાવ્યાં.

**વીર**—દાનવીર, દયાવીર, યુદ્ધવીર તથા સત્યવીર; તેથી ઉલટા-કૃપણ અલસ, ભીરૂ અને ચૌર.

**સુધી**—સપ્રતિભ, મેધાવી અને સુબુદ્ધિ; તેથી ઉલટા-વંચક, પિશુન અને જન્મબર્બર તથા સંગબર્બર.

**સુવિદ્ય**—શસ્ત્રવિદ્ય, શાસ્ત્રવિદ્ય, વેદવિદ્ય, લોકવિદ્ય, ઉભયવિદ્ય, ચિત્રવિદ્ય, ગીતવિદ્ય, નૃત્યવિદ્ય, ઇંદ્રજાલવિદ્ય, હાસવિદ્ય અને પૂજિતવિદ્ય; તેથી ઉલટા —અવસન્નવિદ્ય, અવિદ્ય અને ખંડિતવિદ્ય.

**પુરૂષાર્થવાન્**—૧ ધર્મ સંબંધી-સાત્વિક, તામસ અને અનુશયી; (આથી ઉલટા દાંભિક વગેરે છે પણ તેઓ પુરૂષની ગણનામાં ગણવા લાયકજ ન હોવાથી તેઓને લીધા નથી.) ૨ અર્થ સંબંધી-મહેચ્છ, મૂઢ, બહ્વાશ અને સાવધાન. ૩ કામ સંબંધી-અનુકૂલ, દક્ષિણ, વિદગ્ધ, ધૂર્ત્ત અને ઘસ્મર. ૪ મોક્ષ સંબંધી-નિર્બંધી, નિસ્પૃહ અને લબ્ધસિદ્ધિ.

આવી રીતે દર એક એકના લક્ષણ માટે એક એક કથા મલી કુલ ૪૪ કથાઓ આપેલીછે. જે સઘળી બોધ અને આનંદદાયક છે.

આમાં વીર, સુધી તથા સુવિદ્ય એ ત્રણ વિશેષણવાળા પુરૂષના પુરૂષત્વનું ફળ પુરૂષાર્થ છે એમ જણાવ્યું છે, તેથી જો તે પુરૂષાર્થવાન્ ન થાય તો તેનું પુરૂષત્વ નિષ્ફળ ગણાય.

આ ગ્રંથની ગુજરાતી ભાષાની શુદ્ધતા, મીઠાશ તથા લખાણની સરલ સમજાય તેવી ઢબને માટે ગુજરાતી ભાષાનો કોઇ પણ વિદ્વાન બે મત છેજ નહિ.



## શાસ્ત્રી હાથીભાઇ હરિશંકર.

આ શાસ્ત્રીનો જન્મ જામનગરખાતે મોઢ ત્રિવેદી જ્ઞાતિમાં સંવત ૧૯૧૬ માં થયોછે. શરૂવાતમાં ગુજરાતી ચાર ધોરણનો અભ્યાસ કરી વચમાં થોડો વખત ફારસી ભાષા જાણવાતરફ વલણ થતાં તે ચાલુ કર્યું, પણ ઉસ્તાદનું દેશાવર જવું થવાથી તે અભ્યાસ તરતમાં બંધ પડયો. આ પછી તેમણે ઉત્સાહપૂર્વક સંસ્કૃત અધ્યયન કરવા માંડયું. જામનગરના મહારાજા જામશ્રી વિભાજી બહાદુરની હજુરમાં મુખ્ય પંડિતપદપર બિરાજનાર વિદ્વન્મુકુટમણિ કૈલાસવાસી શાસ્ત્રીજી શ્રી કેશવજી મુરારજી એમના ગુરૂ થાય. એ ગુરૂશ્રીએ સંવત ૧૯૩૭ની સાલમાં કૈલાસવાસ કર્યો ત્યાંસુધી નિરંતર તેમની પાસેજ રહી હાથીભાઇએ ભાષ્યાંત વ્યાકરણ, ન્યાય, મીમાંસા, વેદાંત, સાહિત્ય વગેરેનું અધ્યયન કર્યું. તે પછી પોતાની પાસે બી. એ. તથા એમ. એ. નું સંસ્કૃત ભણવા આવનારા સ્કોલરો પાસેથી વિદ્યયા વિદ્યા એ શાસ્ત્રોક્ત વિદ્યોપાર્જનના ઉપાયથી તથા નિત્યના નિયમિત અભ્યાસથી ઇંગ્લિશ જ્ઞાન પણ ઘણું સારૂં સંપાદન કર્યું. આવીરીતે સંસ્કૃત અને ઇંગ્લિશ બન્ને સાથે મળવાથી તેઓ ઇંગ્લિશ ભાષાના વિદ્વાનોમાં પણ વિશેષ પ્રિય થયા. મરહુમ પ્રોફેસર મણિલાલ નભુભાઇ ઘણી શાસ્ત્રીય બાબતોમાં એમનું સાહાય્ય લેતા હતા. સંવત ૧૯૪૪માં જ્યારે હાથીભાઇ મુંબઇ ગયા ત્યારે મરહુમ પ્રખ્યાત ડાક્ટર પીટર્સને તેમની પાસેથી आयं गौः એ ઋગ્વેદની ઋચાનું વિનિયોગપરત્વે ભેદ પામતા અર્થોસહિત વ્યાખ્યાન સાંભળ્યું હતું, જેમાં પૃથ્વીની બે પ્રકારની ગતિ દર્શાવનારો ખગોળવિદ્યાને લગતો અર્થ સાંભળી આશ્ચર્યસાથે સંતોષ પામી, તેણે તેમને મદ્રાસ યુનિવર્સીટીમાં શરૂવાતમાં રૂપિયા ૧૨૦ તથા થોડાજ વખતમાં રૂપિયા ૧૫૦ કરી આપવાનો ઉત્સાહ જણાવી, રાખવા આગ્રહ કર્યો હતો અને જણાવ્યું હતું કે આવી ગોઠવણ થવાથી હું વરસમાં પાંચ મહિના તમારી સાથે

રહી ઋગ્વેદમાં મને જે જે ઠેકાણે મુશ્કેલીઓ નડીછે તેના ખુલાસા મેળવવા તથા તેનું ખરૂં તાત્પર્ય જાણવાનો લાભ મેળવવા ધારૂંછું. ડાક્ટર પીટર્સનનો આવો યોગ્ય આગ્રહ છતાં પણ પોતાના વ્યાપારના ધંધાનો મુખ્ય આધાર પોતાનાપરજ હોવાથી તેમણે સભ્યતાપૂર્વક એ માગણીને પાછી વાળી હતી. સરસ્વતી અને શ્રી એ બન્ને વચ્ચેનું સ્વાભાવિક જુદાપણું દૂર થઇ આ શાસ્ત્રીમાં તેનો સહનિવાસ થએલછે.

સંવત ૧૯૪૬ માં જ્યારે રામાનુજ વેંકટાચાર્ય જામનગરમાં આવ્યા હતા ત્યારે ચક્રાંકન વિષયની તકરાર ઉઠતાં શાસ્ત્રી કાલીદાસ ગોવિંદજીના મધ્યસ્થપણાવાળી એ સભાઓમાં વેંકટાચાર્યસાથે શાસ્ત્રાર્થ કરી ચક્રાંકન અવૈદિક છે એમ શાસ્ત્રીય પ્રમાણોથી તેમણે સિદ્ધ કરી આપ્યું હતું.

એઓ જામનગર સ્ટેટના સંસ્કૃત કેળવણી ખાતાપર દેખરેખ રાખનારી કમીટીમાં પ્રમુખપદ ધરાવેછે, ઘણી જાહેર સભાઓમાં શાસ્ત્રોપદેશક તરીકે ભાગ લેછે અને ભગવત્પૂજ્યપાદ શ્રીશંકરાચાર્યના મતાનુયાયી છે.

---

**પંચદશી ભાષાંતર**—આ પુસ્તકનું કદ રોયલ આઠ પેજી ૯૮ અઠ્ઠાણું ફારમ, પુઠું પાકું સળંગ છીંટનું, કિંમત કંઇ પણ લખી નથી. કર્તા શાસ્ત્રી હાથીભાઇ હરિશંકર.

વચલા વખતમાં દેખાવ દઇ બૌદ્ધ જૈન વગેરેએ દબાવવા માંડેલ વેદાંતદર્શનનો પુનરૂદ્ધાર કરનાર પૂજ્યપાદ ભગવાન શ્રીશંકરાચાર્યની શિષ્યપરંપરામાં દીક્ષિત થયેલ શ્રીવિદ્યારણ્ય સ્વામીનો પંચદશીગ્રંથ મૂળ સંસ્કૃત ભાષામાં છે. જેમાં ૧ પ્રત્યક્તત્વ વિવેક, ૨ પંચભૂત વિવેક, ૩ પંચકોશ વિવેક, ૪ દ્વૈત વિવેક, ૫ મહાવાક્ય વિવેક, ૬ ચિત્રદીપ, ૭ તૃપ્તિદીપ, ૮ કૂટસ્થ દીપ, ૯ ધ્યાનદીપ, ૧૦ નાટકદીપ, ૧૧ યોગાનંદ, ૧૨ આત્માનંદ, ૧૩ અદ્વૈતાનંદ, ૧૪ વિદ્યાનંદ તથા ૧૫ વિષયાનંદ એ પ્રમાણે પંદર પ્રકરણોની અંદર વેદાંત દર્શનને લગતી સંપૂર્ણ પરિભાષા સમાયેલીછે. એ પુસ્તકના સંસ્કૃત ટીકાકાર રામકૃષ્ણ પંડિતનું એવું માનવું છે કે આમાંનાં ૬ પ્રકરણોજ ફક્ત વિદ્યારણ્ય મુનિનાં કરેલાંછે અને બાકીનાં નવ પ્રકરણો તેમના પરમગુરૂ ભારતીતીર્થ મુનિએ કરેલાંછે. તોપણ આખો ગ્રંથ વિદ્યારણ્યમુનિપ્રણીત કહેવાયછે, એ ગુરૂકૃપાનો નમુનો છે.

દીધેલ હોવાથી તે પ્રકરણને છેડે આપવામાં આવેલ નથી. બાકી બધાં મનનો તે તે પ્રકરણને છેડે આપેલાંછે. તે તે પ્રકરણોમાં મુખ્ય મુખ્ય બાબતો નીચે પ્રમાણે છે.

૧ **પ્રત્યકતત્વ વિવેકમાં**—મંગલાચરણ, પ્રતિજ્ઞા, યુક્તિથી જીવબ્રહ્મની એકતાનું પ્રતિપાદન તથા મહાવાક્યોથી જીવબ્રહ્મની એકતાનું પ્રતિપાદન.

૨ **પંચભૂત વિવેકમાં**-અપંચીકૃત પંચમહાભૂતના ગુણ તથા કાર્યનું વર્ણન, सदेव सौम्य એ છાંદોગ્ય શ્રુતિવડે અદ્વિતીય સત્નું પ્રતિપાદન, માયાશક્તિનું વર્ણન તથા સત્, બ્રહ્મ અને પંચભૂતનો વિવેક.

૩ **પંચકોશ વિવેકમાં**—પંચકોશ અને આત્માનું વિવેચન, આત્માનું સ્વરૂપ તથા જીવ અને બ્રહ્મની અભેદતાનું પ્રતિપાદન.

૪ **દ્વૈત વિવેકમાં**—ઇશ્વરસૃષ્ટ દ્વૈત તથા જીવસૃષ્ટ દ્વૈતનું નિરૂપણ તથા જીવસૃષ્ટ દ્વૈતની ભેદપૂર્વક ત્યાજ્યતા.

૫ **મહાવાકય વિવેકમાં**—ઋગ્વેદના ઐતરેય ઉપનિષદ્‌ગત प्रज्ञानं ब्रह्म એ મહાવાક્યનો અર્થ, યજુર્વેદની બૃહદારણ્યક ઉપનિષદ્‌ના अहं ब्रह्मास्मि એ મહા વાક્યનો અર્થ, સામવેદની છાંદોગ્ય ઉપનિષદ્‌ના तत्वमसि એ મહા વાક્યનો અર્થ તથા અથર્વવેદની માંડૂક્ય ઉપનિષદ્‌ના अयमात्मा ब्रह्म એ મહા વાક્યનો અર્થ.

૬ **ચિત્ર દીપમાં**—આરોપિત જગત્‌ની સ્થિતિ તથા જ્ઞાને કરી તેની નિવૃત્તિનો પ્રકાર, આત્મતત્વના વિવેચનમાં જીવ અને કૂટસ્થનું વિવેચન, આત્માવિષે વિવાદ, ઇશ્વરના સ્વરૂપવિષે વિવાદ તથા સર્વ મતથી અવિરૂદ્ધ ઇશ્વરનો નિર્ણય, અદ્વૈત બ્રહ્મજ્ઞાનના વિષયમાં વિશેષ ઉપયોગી અર્થ તથા તત્વજ્ઞાનનું ફળ.

૭ **તૃપ્તિ દીપમાં**—आत्मानं चेत् એ શ્રુતિમાં રહેલ पुरुषः अयम् તથા अस्मि એ પદોનો અભિપ્રાય, किमिच्छन् એ શ્રુતિપદની અર્થથી ઇચ્છાનિમિત્ત સંતાપાભાવપરાયણતાનું નિરૂપણ, कस्यकामाय એ શ્રુતિના પદનો અભિપ્રાય, જ્ઞાનીને શરીરત્રયગત જ્વરનો અભાવ તથા જ્ઞાનીને ચિદાભાસની સપ્તમી અવસ્થા નિરંકુશા તૃપ્તિનું નિરૂપણ.

૮ **કૂટસ્થ દીપમાં**—દેહની બહાર તથા અંદર ચિદાભાસનું બ્રહ્મ તથા કૂટસ્થ બન્નેથી ભેદે કરીને નિરૂપણ તથા કૂટસ્થનું બ્રહ્મની સાથે

ઐકયસંભાવન કરવામાટે તેના વિવેચનપૂર્વક જીવાદિક જગતનું મિથ્યાપણું.

૯ **ધ્યાન દીપમાં**—સંવાદી ભ્રમની પેઠે બ્રહ્મતત્વના ઉપાસનથી પણ મુક્તિનું કથન તથા પરોક્ષ જ્ઞાનથી બ્રહ્મોપાસનાનો પ્રકાર, વિચારથી અપરોક્ષ જ્ઞાનની ઉત્પત્તિના કથનપૂર્વક તેના પ્રતિબંધકનું કથન, નિર્ગુણ ઉપાસનના સંભવ તથા પ્રકારપૂર્વક બોધ તથા ઉપાસનાની વિલક્ષણતા અને જ્ઞાની તથા ઉપાસકની વિલક્ષણતાપૂર્વક જ્ઞાનનાં અન્ય સાધનો કરતાં શ્રેષ્ઠ નિર્ગુણ ઉપાસનનું ફળ.

૧૦ **નાટક દીપમાં**—અધ્યારોપ અને અપવાદપૂર્વક બંધની નિવૃત્તિના ઉપાયભૂત વિચારનું વિષયસહિત કથન તથા પરમાત્માના યથાર્થ સ્વરૂપનું વિશેષેકરી નિર્દ્ધારણ.

૧૧ **યોગાનંદમાં**—શ્રુતિએ કરી બ્રહ્મજ્ઞાનથી અનર્થનિવૃત્તિ તથા પરમાનંદ પ્રાપ્તિની કારણતાના કથનપૂર્વક બ્રહ્મની આનંદતા, અદ્વયતા અને સ્વપ્રકાશતાની સિદ્ધિ, આનંદના સ્વરૂપસહિત તેનું વિવેચન તથા વાસનાનંદ અને નિજાનંદના કથનપૂર્વક ક્ષણિક સમાધિસંભવથી બ્રહ્માનંદના નિશ્ચયનો સંભવ.

૧૨ **આત્માનંદમાં**—આત્માનંદના અધિકારી તથા આત્માને અર્થે સર્વ વસ્તુની પ્રિયતાપૂર્વક આત્માનું ત્રિવિધપણું તથા આત્માની પ્રિયતમતાની સિદ્ધિ તથા પરમાનંદતાની સર્વ વૃત્તિઓમાં અપ્રતીતિપૂર્વક યોગ અને વિવેકની સમતા.

૧૩ **અદ્વૈતાનંદમાં**—બ્રહ્મના વિવર્તરૂપ જગતની બ્રહ્મથી અભિન્નતાપૂર્વક શક્તિ તથા તેનાં કાર્યની અનિર્વચનીયતા, એક કારણજ્ઞાનથી કાર્યસમૂહજ્ઞાનપૂર્વક બ્રહ્મ તથા જગતનું સ્વરૂપ અને ફળસહિત જગતની અપેક્ષા તથા એકજ બ્રહ્મને માયાએ કરી અનેકાકારતા સંભવપૂર્વક જગતમાં અનુસ્યૂત બ્રહ્મનું નિર્જગતપણું.

૧૪ **વિદ્યાનંદમાં**—વિદ્યાનંદ સ્વરૂપ પૂર્વક તેણે કરી નિવૃત્ત કરવા યોગ્ય દુઃખનો વિભાગ; દુઃખનિવૃત્તિ તથા સર્વકામાવાપ્તિ એવા નામના વિદ્યાનંદના અવાંતર બે ભેદોનું પ્રતિપાદન અને વિદ્યાનંદના કૃતકૃત્યતા તથા પ્રાપ્તપ્રાપ્યતા નામના અવાંતર ભેદ.

૧૫ **વિષયાનંદમાં**—સપ્રપંચ બ્રહ્મસ્વરૂપનું નિરૂપણ તથા નિષ્પ્રપંચ બ્રહ્મના જ્ઞાનનો હેતુ અને માયાવિભાગ પૂર્વક બ્રહ્મજ્ઞાનરૂપ બ્રહ્મધ્યાન.

આ પ્રમાણે બધી બાબતો કુલ પંદરસો એકોતેર શ્લોકમાં સમાવેલી છે. શરૂઆતમાંજ એ બધા શ્લોકોનો અકારાદિ અનુક્રમ આપેલો છે જેથી ગમે તે શ્લોક તરત કહાડી શકવાની સગવડ છે.

આ પુસ્તક ભાષાંતરકારે પોતાનાં ઉપરત થયેલાં માતુશ્રીને અર્પણ કરેલું છે. આ પુસ્તક, કર્તાની અનુજ્ઞા મેળવી જામનગર મનોરંજક પ્રિન્ટિંગ પ્રેસના મેનેજર પ્રીતમલાલ હાથીભાઇએ છપાવી બહાર પાડયુંછે.

ઉપરના પુસ્તક સિવાય સંસ્કૃતમાં તેમના મુક્તિમીમાંસા વગેરે જે સ્વતંત્ર લેખોછે તે અતિ ઉત્કૃષ્ટ હોઇ વિદ્વન્મંડળનું ખાસ ધ્યાન ખેંચે તેવા છે.



# શાસ્ત્રી રણછોડજી ઓધવજી.

એમનો જન્મ સંવત ૧૯૧૫ ની સાલમાં ભાવનગર પાસે સીહોર ગામમાં થયોછે. તેઓ જ્ઞાતે સીહોર સંપ્રદાયના ઔદીચ બ્રાહ્મણ છે. એમણે ભાવનગરમાં ગુજરાતી છઠ્ઠા ધોરણસુધી અભ્યાસ કરી ચૂડામાં ધનેશ્વર ભટ્ટપાસે ચંદ્રિકા, કાવ્ય, વૃત્તરત્નાકર, કુવલયાનંદ અને ભાગવત વગેરેનો અભ્યાસ કર્યો. ત્યાર પછી સંવત ૧૯૩૬ માં મુંબઇ આવી સતારા ગામના નિવાસી મહાવૈયાકરણ કાશિનાથ શાસ્ત્રી પાસે સિદ્ધાંત કૌમુદી, મનોરમા, પરિભાષેંદુશેખર, શબ્દેંદુશેખર, મહાભાષ્ય, વૈયાકરણભૂષણ વગેરે ગ્રંથોનો તથા ભીમાચાર્યપાસે તર્કસંગ્રહ, તેની ટીકાઓ મુક્તાવલી અને વ્યુત્પત્તિવાદ, પ્રથમાકારક વગેરેનો અભ્યાસ કર્યો તેમજ પંડિત ગટ્ટુલાલાજી પાસે કાવ્યપ્રકાશ ગદ્યપદ્ય રચના વગેરે બાબતોનું અવલોકન કર્યું. આ શાસ્ત્રીએ જામનગરના કૈલાસવાસી શાસ્ત્રી કેશવજી મુરારજી પાસે પણ જામનગરમાં રહીને કેટલોક અભ્યાસ કર્યો હતો. શાસ્ત્રી કેશવજી મુરારજીનો કોઇ પણ લાયક શિષ્ય આગળ પડતો થયો ન હોય એમ બન્યુંજ નથી.

શાસ્ત્રી રણછોડજી ઓધવજી સંવત ૧૯૪૨ માં શેઠ ગોકળદાસ તેજપાળની સંસ્કૃત પાઠશાળામાં જોડાયા અને સંવત ૧૯૪૮ ની સાલમાં તે શાળાના મુખ્ય શાસ્ત્રી થયા. જે હજુ સુધી તે જગાપરજ કાયમ છે. એઓ ક્રોટ સંસ્કૃત શાળામાં પણ મુખ્ય શાસ્ત્રી અને મંત્રી છે. ચાર વરસ થયાં તેમણે ચરક, સુશ્રુત વૈદક ગ્રંથનો અભ્યાસ કરી પોતાનો "ઔષધ સંગ્રહ" સ્થાપેલો છે. એઓ વૈદકનું કામ પણ કરેછે. સંસ્કૃત ભાષાના પારને પહોંચેલા આવા વિદ્વાનોજ જ્યારે વૈદ્યવિદ્યાનું કામ હાથ લેશે ત્યારેજ આર્ય વૈદકનો ઉદ્ધાર થશે.

એમણે પ્રસંગોપાત્ત ઘણા વિષયોપર જાહેર ભાષણો આપેલાંછે તેમ લઘુકૌમુદીપર સારબોધિની નામની સંસ્કૃત ટીકા કરેલી છે તે પ્રસિદ્ધ થવાની તૈયા-

રીમાં છે. એ ટીકામાં વ્યાકરણના ઘણા જૂના ગ્રંથોના અભિપ્રાય, વિદ્યાર્થીઓને વિશેષ જ્ઞાન થાય તે માટે લીધેલા છે. તથા યોગવાસિષ્ઠનાં પ્રથમથી ચાર પ્રકરણનું ભાષાંતર કરેલ છે તે ઉપરાંત "વેદ ઇશ્વર પ્રણીત છે કે કેમ?" "કાવ્ય અને અલંકાર શાસ્ત્ર ઉપર વિચાર" તથા "ભટ્ટિ કવિનો સમય" વગેરે મહત્તાવાળા નિબંધો એમણે લખ્યાછે જે "ગુજરાતી" નામના પ્રસિદ્ધ પત્રમાં છપાઇ ગયાંછે.

**શ્રીમદ્‌ભગવદ્‌ગીતા પંચરત્ન** તથા **ઇશ, કેન, મુંડક અને ઐતરેયોપનિષદ્‌**—કદ રોયલ આઠપેજી પચ્યાશી ફારમ, પૂઠું પાકું ગિલ્ટેડ, કિંમત રૂપિયા ચાર. કર્ત્તા શાસ્ત્રી રણછોડજી ઓધવજી.

ગીતા, વિષ્ણુ સહસ્ત્રનામ, ભીષ્મસ્તવરાજ, મનુસ્મૃતિ અને ગજેંદ્ર મોક્ષ એ પંચરત્નોથી કયો આર્ય પુરૂષ અજાણ્યો હશે? માનસિક અંધારાને દૂર કરનાર એ પંચરત્નો મહામુનિ વ્યાસજીની બુદ્ધિરૂપ ખાણમાંથી નિકળેલાં છે. અને તેથી અતિ પવિત્ર ઉત્પત્તિસ્થળવાળાં એ તેજોમય રત્નોતરફ આર્ય પ્રજા અતિશય પ્રેમની લાગણીથી જોયછે. ઉપનિષદો વેદના શિરોભાગરૂપ હોવાથી સર્વ આર્યોને પરમમાન્ય અને વેદાંત જ્ઞાનના ભંડારરૂપ છે. ઉપનિષદ્‌નાં વાક્યો પ્રમાણતરીકે આપતાં અવધિ ગણવામાં આવેછે. આવાં પવિત્ર પુસ્તકો કે જે આર્ય ધર્મનો એક અમૂલ્ય વારસો છે તેનું માન આર્ય લોકો ઉપરાંત બીજા દેશની પ્રજામાં કંઇ થોડું નથી. આર્ય દેશમાં તેનાપર અનેક ભાષ્યો અને અનેક ટીકાઓ થઇછે તેમ બીજી ભાષાઓમાં તેનાપર અનેક ભાષાંતરો પ્રગટ થઇ ચૂક્યાંછે. જે રત્નોને આપણે પોતાના ઘરમાં રહેલાં ગણીએ છીએ તેની કિંમતથી હજુ તો આપણે પૂરા વાકેફ થયા નથી તેટલામાં દૂર દેશના ઝવેરીઓએ તેની કિંમત આંકી ત્યારે આપણી આંખ ઉઘડી. આપણી ગુજરાતી ભાષામાં પણ તેનાં એક કરતાં વધારે ભાષાંતરો બહાર પડી ચૂક્યાંછે એ પણ સંતોષની વાત છે.

ઉપનિષદ્ કે ગીતા એ કંઇ સાધારણ પુસ્તકો નથી. તેનું ભાષાંતર કરવામાં સાધારણ બુદ્ધિ કશા ઉપયોગની નથી. અમને જાણીને આનંદ થાયછે કે આ ભાષાંતર કરવા તરફ એક સાધારણ બુદ્ધિ નહિ પણ અસાધારણ બુદ્ધિ જોડાયેલીછે. જેવો વિદ્વાન ઉપરના ગ્રંથોને બરાબર ન્યાય આપી શકે તેવા વિદ્વાનના હાથથીજ આ ભાષાંતર થયેલ છે અને તે ખરેખર ઉપયોગી થઇ પડેલ છે.

પ્રથમ મૂળ શ્લોક, પછી પદચ્છેદ, તે પછી અન્વય પ્રમાણે અર્થ અને ત્યારબાદ ટીકા એટલે તેનું વિવેચન. આ પ્રમાણે કરી ભાષાંતરને જેટલું બન્યુંછે તેટલું વધારે સરલ અને ઉપયોગી કર્યુંછે. ગીતા વગેરે પંચરત્નોમાં વિષ્ણુ સહસ્રનામના ભાષાંતરની પાછળ વિષ્ણુનાં હજાર નામો ફરીને અકારાદિ અનુક્રમથી આપ્યાંછે જેથી ગમે તે નામ જોવું હોય તો તે અનુક્રમથી જોઇ તેનો અર્થ જાણી શકાયછે. છેવટ ગીતાના શ્લોકોની પણ અક્ષરવાર અનુક્રમણિકા આપીછે. એ પંચરત્નો પછી ઇશ, કેન, મુંડક અને ઐતરેય આ ચાર ઉપનિષદોનું ભાષાંતર આપેલ છે. આ સઘળા ગ્રંથોનું મહત્ત્વ અને સર્વમાન્યપણું જગત્પ્રસિદ્ધ હોવાથી તે વિષે કંઇ વિશેષ બોલવાની જરૂર નથી. ભાષાંતરની શૈલી માટે પણ અમે ઉપર કહી ગયા તેવા એક વિદ્વાનના હાથથી તે થયેલ હોવાથી તેમાં પણ કશું બોલવા જેવું છેજ નહિ. આ ગ્રંથ સદ્બોધપ્રવર્તક બ્રહ્મનિષ્ઠ આચાર્ય શ્રી જયકૃષ્ણ જીવનરામને અર્પણ કરવામાં આવ્યોછે અને તે માતર ગામના રહેવાસી ભટ્ટ બલદેવરામ કૃષ્ણરામે પ્રગટ કરેલ છે.



## કવિ સવિતાનારાયણ ગણપતિનારાયણ.

કવિ સવિતાનારાયણ ગણપતિનારાયણનો જન્મ સુરતમાં સંવત ૧૯૦૦ ની સાલમાં થયોછે. એઓ જ્ઞાતે વડનગરા નાગર બ્રાહ્મણ છે અને તેમની અવટંક ત્રિપાઠી છે. લગભગ આઠ વર્ષની ઉમ્મરે માતાપિતા ગુજરી જતાં પ્રખ્યાત સુધારક મેહેતાજી દુર્ગારામ મંછારામના હાથ નીચે ગુજરાતી અભ્યાસ કરી તથા ત્યારબાદ ત્યાંની સરકારી હાઇસ્કૂલમાં ઇંગ્રેજી અભ્યાસ કરીને તે વખતે તાપી તથા નર્મદાપર રેલવેના પુલ બંધાતા હતા તે ખાતામાં ઇન્ટરપ્રેટર તરીકે થોડો વખત નોકરી કર્યાબાદ તેઓ મુંબઇમાં આવી કેળવણીના મહાન્ મદદગાર મરહુમ શેઠ ગોકલદાસ તેજપાલના માંડવી બંદરપરના વિદ્યાલયમાં શિક્ષક તરીકે જોડાયા. ટૂંક મુદતમાં જે યુરોપિયનોને ગુજરાતી ભાષાની પરીક્ષા આપવાની હોય તેને તે ભાષા શિખવનાર તરીકે તેમણે કામ કરવા માંડ્યું જેમાં ઑનરેબલ ટી. બીકરખોમ અને રેવાકાંઠાના તથા મહીકાંઠાના સર્વેસુપ્રીન્ટેન્ડેન્ટ મી. જે. સી. હાલ વગેરે તરફથી તેમને સારાં સર્ટિફીકેટો મળ્યાં. પોતાની લાયકાતથી તેઓ આજ સૂધી પણ મરહુમ શેઠ ગોકલદાસ તેજપાલનાં ખાતાં સાથેજ જોડાયેલા રહ્યાછે.

કવિ સવિતાનારાયણે કવિપ્રિયા વગેરે હિંદી સાહિત્યનો અભ્યાસ અયોધ્યાવાસી બિસેસર (વિશ્વેશ્વર) નામના બ્રાહ્મણ પાસે, મરાઠી કવિતાનો અભ્યાસ શ્રીધરનારાયણ આઠવલે નામના મહારાષ્ટ્રીય પાસે તથા સંસ્કૃત કુવલયાનંદ વગેરે સાહિત્ય ગ્રંથોનો અભ્યાસ સુરતજીલ્લાના દુર્ગાશંકર નામના શાસ્ત્રી પાસે કર્યોછે.

સ્વર્ગવાસી શેઠ ગોકુલદાસ તેજપાલના કાર્ય પ્રસંગે આગ્રા, દિલ્હી, હાથરસ વગેરે સ્થળોના પ્રવાસ સમયે વ્રજભાષાના કવિઓની સાથે સમાગમ થતાં તેમના તે ભાષાના જ્ઞાનમાં સંગીન સુધારો થયો હતો.

હાલ સૂધીમાં એમના તરફથી અલંકાર ચંદ્રિકા તથા સવિતાકૃત કવિતા એ બે ગ્રંથો સિવાય "નીતિસુધાતરંગિણી" નામે અલ્હાબાદવાળા પંડિત રામપ્રસાદે રચેલા નીતિવિષય હિંદી ગ્રંથનું ભાષાંતર તથા "તમાસંવરણ" નામે વ્રજભાષાના શૃંગારરસ પ્રધાન નાટકનું ભાષાંતર બહાર પાડવામાં આવેલ છે. તે ઉપરાંત બુદ્ધિવર્ધક, આર્યજ્ઞાનવર્દ્ધક તથા સ્વદેશવત્સલ એ ત્રણ માસિકોમાં તથા અઠવાડિક પેપર "ગુજરાતી" માં એમના તરફથી પરચુરણ લેખો લખવામાં આવ્યાછે અને જ્ઞાનેચ્છુ હિંદુસભા, આર્યસમાજ અને સત્યશોધક એ સભાઓમાં દેશોન્નતિ, પરોપકાર વગેરે જૂદા જૂદા ઉપયોગી વિષયોપર અનેક વખત ભાષણો આપવામાં આવ્યાંછે.

---

**અલંકાર ચંદ્રિકા**—કદ રોયલ બારપેજી તેર ફારમ. પૂઠું કાચું. કિંમત રૂપિયો એક. કર્ત્તા કવિ સવિતાનારાણ ગણપતિનારાયણ.

એની અંદર સંસ્કૃત તથા ભાષાગ્રંથોને આધારે ૧૧૦ એકસો અને દશ અલંકારોની લક્ષણ તથા ઉદાહરણ પૂર્વક સરલ રીતે સમજુતી આપવામાં આવીછે. પુસ્તક આખું ગદ્યાત્મક કરવામાં આવેલું છે તોપણ કેટલેક ઠેકાણે પ્રસિદ્ધ વિદ્વાનો અને પ્રસિદ્ધ પુસ્તકોની કવિતાઓ ઉદાહરણરૂપે ટાંકવામાં આવી છે. પરસ્પર લગભગ સરખાપણું ધરાવતા અલંકારો વચ્ચે શો ભેદછે તે જણાવ્યું છે; તેમજ જે અલંકારના લક્ષણને માટે અલંકાર શાસ્ત્રીઓમાં કંઇ કંઇ મતભેદ ચાલેછે તે દર્શાવવાની સાથે ક્યાંક ક્યાંક ગ્રંથકર્ત્તાએ પોતાનો સ્વતંત્ર મત પણ દર્શાવેલ છે. છેવટમાં ગ્રંથની અંદરના કઠણ શબ્દોનો કોષ આપવામાં આવ્યોછે.

---

**સવિતાકૃત કવિતા**—કદ રોયલ બારપેજી એકવીશ ફારમ. પૂઠું પાકું. કિંમત કંઇ દર્શાવવામાં આવી નથી. કર્ત્તા કવિ સવિતાનારાયણ ગણપતિનારાયણ.

એ પદ્યાત્મક ગ્રંથનાં આઠ અંગો કલ્પવામાં આવ્યાં છે. પહેલા અંગમાં ઇશ્વરભક્તિ અને વૈરાગ્યવિષે, બીજામાં નીતિસંબંધી, ત્રીજામાં પ્રીતિસંબંધી, ચોથામાં સ્વદેશકલ્યાણાર્થ ઉપદેશ, પાંચમામાં ગાયનમાળા, છઠ્ઠામાં પરચુરણ બાબતો, સાતમામાં પ્રસિદ્ધ પુરૂષોવિષે અને આઠમા અંગમાં પણ પરચુરણ

બાબતોપર; એ પ્રમાણે કવિતાઓ લખાયેલી છે. એ કવિતાઓ પ્રસાદગુણ ધરાવનારી છે. નીતિસંબંધી કવિતાઓમાં શ્રવણાખ્યાન તથા પ્રીતિસંબંધી કવિતાઓમાં શકુંતલાખ્યાન અને સુભદ્રાહરણ સમાવેલું છે. સ્વદેશ કલ્યાણાર્થે ઉપદેશમાં ચૌદ વિદ્યા અને ચોસઠ કળાનું વર્ણન આપવામાં આવેલ છે. ગાયનમાળાની અંદરની કવિતાઓ જૂદા જૂદા રાગોમાં છે અને છઠ્ઠા અંગમાં પરચુરણ બાબતોપર તમામ મનહર છંદોજ હોવાથી તેને મનહરમાલા એવું નામ આપેલું છે. પ્રસિદ્ધ પુરૂષોના પ્રકરણમાં શેઠ ગોકલદાસ તેજપાલ, ઑાનરેબલ મી. નારાયણ વાસુદેવ, શાસ્ત્રી દિનમણિશંકર, પંડિત દયાનંદ સરસ્વતી તથા લૉર્ડ રીપન એમના ગુણ વર્ણનની કવિતાઓ છે. પ્રસ્તાવનામાં જણાવવા પ્રમાણે સંવત ૧૭૪૯ માં થયેલા ડભોઇના કવિ રત્નેશ્વર મેઘજીએ જેમ પોતાના આત્મવિચાર ચંદ્રોદય નામના ગ્રંથમાં ફક્ત વર્ણમેળ છંદોજ વાપર્યાછે, સામળભટ વગેરે કવિઓએ ઘણે ભાગે માત્રામેળ છંદો વાપર્યાછે, પ્રેમાનંદ વગેરેએ જૂદી જૂદી જાતની દેશીઓ વાપરીછે તથા શૃંગારરસિક દયારામ કવિએ રાગરાગણીઓ વાપરીછે તે ગુજરાતીમાં ચાલતી બધી જાતની કવિતાઓ આ પુસ્તકમાં જોવામાં આવેછે.



## શ્રીમાન્ મનસુખરામ સૂર્યરામ ત્રિપાઠી.

એમનો જન્મ સંવત્ ૧૮૯૬ ની સાલમાં નડીયાદમાં થયોછે. તેઓ જ્ઞાતે વડનગરા નાગર છે. નિર્ધન અવસ્થાને લીધે શરૂઆતમાં તેમનો અભ્યાસ તદ્દન પડી ભાંગ્યો હતો પણ દૈવની અનુકૂલતાથી નડિયાદવાળા પ્રખ્યાત દેશાઇ કુટુંબના સમવયીઓની સાથે વિદ્યાભ્યાસ કરવાનો યોગ થવાથી એમની ભાગ્યવંત જીંદગીની ખુલાવટ થવા લાગી. હરિદાસ વિહારીદાસ, રણછોડભાઇ ઉદયરામ, મોતીલાલ લાલભાઇ, છોટાલાલ સેવકરામ, અંબાલાલ સાકરલાલ, વગેરે ગુજરાતના પ્રસિદ્ધ પુરૂષો બાલ્યાવસ્થાથીજ તેમના મિત્રમંડળમાં સામેલ થયા. તેઓ એકવીશમે વર્ષે મુંબઇ આવ્યા ત્યાં દોઢ બે વર્ષ અભ્યાસ ચાલ્યો તેટલામાં આંખે ગરમીનું દરદ જણાવા લાગવાથી અભ્યાસ મૂકવો પડ્યો અને વ્યાપારમાં જોડાયા. એ સમય શેરસટાનો હોવાથી તેમાં તેમને અનાયાસે ધનપ્રાપ્તિ સારી થઇ. તેઓ સુજ્ઞ હોવાથી શેરસટાના પવનમાં તણાયા નહિ અને મનને કબજે રાખી યોગ્ય રીતે આગળ વધવા માંડયું જેમાં વિદ્યાનું સેવન તેમણે વિસાર્યું નહિ. સંવત ૧૯૨૩ માં જુનાગઢના દિવાન ગોકુળજી ઝાલા કંઇ કામસર મુંબઇ આવ્યા. ત્યાં એક સભામાં રા. રા. મનસુખરામનું ભાષણ સાંભળી તેમનું ચિત્ત તેમના તરફ સહજરીતે આકર્ષાયું. ઝાલાએ પાછળથી જુનાગઢ રાજ્યના મુંબઇખાતેના પ્રતિનિધિ બનાવી રા. રા. મનસુખરામને પોતાના કરી લીધા. એઓ બન્ને એક બીજાના હિતેચ્છુ અને મિત્ર થયા. વ્યાવહારિક અને પારમાર્થિક વિષયોપર એમના અરસપરસના પત્રો કે જે ગોકુલજી ઝાલાના જન્મચરિત્રમાં દાખલ થયેલા છે તે એ બન્ને મિત્રોના સુજ્ઞપણાને સારી રીતે સૂચવેછે. ગુજરાતમાં કેળવણીનાં બીજ રોપનાર ફાર્બસ સાહેબના નામથી થયેલી "ફાર્બસ ગુજરાતી સભા" નું મંત્રીપદ એમની યોગ્યતા જોઇ લાગતા વળગતાઓએ એમનેજ આપેલું છે.

એઓ ઘણાં રાજ્યના મુંબઇ ખાતેના પ્રતિનિધિ હોઇ મોટી પ્રવૃત્તિમાં છતાં શાસ્ત્રાનંદ લેવાનું ભૂલતા નથી. પ્રવૃત્તિમાર્ગમાં રામચંદ્ર અને નિવૃત્તિમાર્ગમાં શંકરાચાર્યનાં ચરિત્રનું શ્રવણ, મનન, નિદિધ્યાસન કરવાથી પોતાનું ઐહિક તેમજ આમુષ્મિક ફલ સંપાદન કરવામાં તેમણે પોતાનો યત્ન ચાલુ રાખ્યોછે.

એમને મુંબઇની યુનિવર્સીટીના ફેલો, સરકારના જસ્ટિસ ઑવ ધી પીસ વગેરે માનદર્શક ઉપાધિઓ મળેલી છે.

ઘણી સભાઓમાં એમનાં જાહેર ભાષણો તથા ઘણાં માસિક વગેરે પત્રોમાં એમના અતિ ઉચ્ચ લેખો આવેલા છે.

---

**વાર્ત્તિક, લેખન** તથા **વાચન**—કદ રોયલ આઠપેજી સાડાપાંચ ફારમ, કિંમત કાંઇપણ લખી નથી. કર્ત્તા રા. રા. મનસુખરામ સૂર્યરામ ત્રિપાઠી.

કહેલા, ન કહેલા તથા ખોટી રીતે કહેલા અર્થોને સ્પષ્ટ કરનાર તે વાર્ત્તિક કહેવાયછે. સૂત્રગ્રંથોપર ભાષ્ય લખાયછે અને ભાષ્યપર સવિસ્તર વ્યાખ્યાન લખાયછે. એ સવિસ્તર વ્યાખ્યાનને વાર્ત્તિક કહેવામાં આવેછે. વ્યાકરણ મહાભાષ્યપર શ્રી કાત્યાયન મુનિનું વાર્ત્તિક, શાંકર ભાષ્યપર સુરેશ્વરાચાર્યનું વાર્ત્તિક વગેરે વાર્ત્તિકો આપણામાં પ્રાચીન તથા મધ્યકાલે થયાંછે. આ પુસ્તકમાં વાર્ત્તિકનું સ્વરૂપ તથા ફળ બતાવી આધુનિક ગ્રંથકાર કે વાર્ત્તિકકારે શું કર્ત્તવ્ય છે તે જણાવવાની સાથે સાત પૃષ્ટમાં આ ગહન વિષયને પ્રૌઢ ભાષાથી જોઇતા પ્રમાણમાં સમાવવામાં આવ્યોછે અને તે પછી તેનીજ સાથે સંબંધ ધરાવતા ક્રમથી લેખન વાચનના વિષયને અવકાશ આપી બીજાં સાડત્રીશ પૃષ્ટો રોકેલાં છે. એમ ઉત્તમ લેખન અને ઉત્તમ વાચન તરફ લોકોની અભિરૂચિ ઉત્પન્ન કરવાનો સહૃદયસંમત ઉદ્યોગ કરવામાં આવ્યોછે. ઉત્તમ લેખનમાં ઉપયોગ આવતી ઉત્તમ ભાષા સંબંધે બહુ અસરકારક લખવામાં આવ્યું છે. સાદી અને સહેલી એવું વિશેષણ પામતી નિર્માલ્ય ભાષા વાપરવાના આગ્રહમાં ડૂબેલા લોકો ભાષાને ભાગ્યોદયથી કેટલે દૂર રાખનારા છે તે સપ્રમાણ દર્શાવવામાં આવ્યુંછે. ગ્રંથકર્ત્તા વાર્ત્તિક, લેખન, વાચનના તાત્પર્યાર્થને માટે જણાવે છે કે " જન્મનું સાફલ્ય જ્ઞાનથીજ છે, ઇતર કોઇ પ્રકારના ઉપાધિથી નથી. તે જ્ઞાનનાં મુખ્ય સાધન સુલેખન અને સુવાચન છે. તે સંબંધમાં સાર અસારની પરીક્ષા કરી

યથાર્થ વિવેકી થવું. વાચનનો આદરપૂર્વક સતત અભ્યાસ રાખી ઉપદેશના અનુસાર અંતઃકરણની વૃત્તિઓ રાખવા પ્રયત્નશીલ થવું. સારાસાર લેખની પરીક્ષા કરવા પોતે સમર્થ ન હોય તેણે અન્ય પ્રાપ્તવિવેક ઉત્તમ જનોનું સાહાય્ય લેવું." આ વાત આજકાલના વાંચનારાઓને કેટલી બધી જરૂરની છે? વાચનના ઉદ્દેશમાં જણાવવામાં આવેછે કે કોઇ દંભાર્થે, કોઇ વિવાદાર્થે, કોઇ ધનાર્થે, કોઇ માનાર્થે, કોઇ વંચનાર્થે, કોઇ કલહાર્થે, કોઇ ઉદ્યોગાર્થે, કોઇ કાલક્ષેપાર્થે, કોઇ પઠનાર્થે, કોઇ પાઠનાર્થે, કોઇ વિદ્યાર્થે, કોઇ વિનોદાર્થે, કોઇ ગુણગ્રહણાર્થે, કોઇ વિચારાર્થે, કોઇ મનનાર્થે અને કોઇ મોક્ષાર્થે એવી રીતે જૂદા જૂદા શુભ અશુભ હેતુઓ માટે વાંચવામાં આવેછે. પરંતુ આમાંથી યથાર્થ વાચન તો તેનેજ કહેવું જોઇએ કે જેથી અંતઃકરણમાં શુભ સંસ્કારો ઉદ્ભવી, સત્વગુણનું પ્રાધાન્ય થઇ પરમેશ્વરના જ્ઞાનવતે સુખશાંતિ મળે.

કોઇ ઉંચા વિચારો અને ઉંચી ભાષાનો ગ્રંથ હાથમાં લઇ ઘણાઓને આપણે એમ બોલતા સાંભળીએ છીએ કે "આની ભાષા તો બહુ અઘરી છે, આ શા કામનો? આવા ગ્રંથો કંઇ લોકોપયોગી નથી" આમ બોલનારાઓ પોતાની ન્યૂનતા, અશક્તતા અને અપાત્રતાસામી દૃષ્ટિ નથી કરતા. પોતાના એ દોષો તેઓના ધ્યાનમાં ન આવવાથી ઉંચી ભાષાનું જ્ઞાન મેળવવા તેઓ બેનસીબ રહેછે.

છેવટ લેખન—વાચનના સંબંધમાં આવી આવી ઘણી અગત્યની બાબતોપર બહુ જરૂરનો પ્રકાશ પાડયોછે. સહૃદયજનોએ આ ગ્રંથનાં મનનપૂર્વક એક કરતાં વધારે આવર્તનો કરવાની જરૂર છે.

---

**સુજ્ઞ ગોકુલજી ઝાલા** તથા **વેદાંત**—કદ રોયલ બાર પેજી ત્રીશ ફારમ, પૂઠું પાકું ગિલ્ટેડ, કિંમત રૂપિયો એક. કર્ત્તા રા. રા. મનસુખરામ સૂર્યરામ ત્રિપાઠી.

આ પુસ્તકમાં કાઠિયાવાડના પહેલા વર્ગનાં સંસ્થાન જૂનાગઢના મરહુમ દિવાન રાવબહાદુર ગોકુલજી સંપતરામ ઝાલાનું વ્યાવહારિક અને પારમાર્થિક ચરિત્ર નિરૂપિત કરવામાં આવ્યુંછે.

એ સુજ્ઞ નાગર ગૃહસ્થનો જન્મ જૂનાગઢમાં સંવત ૧૮૮૦ ની સાલમાં થયો હતો. એ વખત ત્યાં નવાબ અહમદખાનજી રાજગાદીપર હતા. એજ સાલમાં ગોકુલજી ઝાલાના દાદા ઇંદ્રજી ઝાલાને ત્યાંનો કારભાર મળવાથી તેમના

જન્મને તેમના કુટુંબમાં અતિ સ્નેહસાથે વધાવી લેવામાં આવ્યો હતો. પાંચમે વર્ષે વિદ્યારંભ કરાવ્યો અને શરૂઆતમાં ગુજરાતી લખતાં વાંચતાં શીખી પછી તે વખતે રાજભાષામાં ઉપયોગી ગણાતું ફારશી ભાષાનું જ્ઞાન મેળવવા માંડયું અને થોડા વખત પછી સંસ્કૃતભાષા ઉપર સદાગ્રહથી પ્રવૃત્ત રહેવા માંડયું. ૧૮૮૮ ની સાલમાં રાજેશ્રી ઇંદ્રજી ઝાલાનો કારભાર ઉતર્યો. ૧૮૯૨ માં ગોકુલજી ઝાલાનો બાર વર્ષની વયે વિવાહ થયો. આ વખત પછી તેમનું કુટુંબ વધારે વધારે તંગીમાં આવતું ગયું. ૧૮૯૭ માં તેઓ નવાબસાહેબના હજુરી નથુખાંના ભાઇ હબીબખાં પાસે થોડો વખત નોકર રહ્યા. ૧૮૯૮ માં પોતાના દાદા ઇંદ્રજી ઝાલાસાથે કાઠિયાવાડના પોલીટીકલ એજંટ કેપ્ટન લી. ગ્રાંડ જેકબની સ્વારીમાં ફરી અમરેલી આવતાં તેમને ભાવનગર રાજ્યના મરહુમ દિવાન ગૌરીશંકર ઉદયશંકરસાથે મળવું થયું. આ પછી થોડે વખતે રાજેશ્રી ઇંદ્રજી ઝાલાનો કૈલાસવાસ થયો. ૧૯૦૦ ની સાલમાં સરવાણી નથુખાં કામપરથી દૂર થતાં ગોકુલજી ઝાલાને પણ ઘેર બેસવું પડયું. ૧૯૦૩ માં પોતાના ગુરૂ આનંદજી આચાર્યની ભલામણથી તેઓ પોરબંદર ગયા પણ ત્યાં કંઇ આશ્રય ન મળવાથી પાછા આવ્યા. ૧૯૦૬ માં કોરી છસોના વાર્ષિક પગારથી તેમને દફ્તર ખાતામાં અનાયાસે નોકરી મળી. જેમાં પાછળથી તરતમાંજ તેમની કામ કરવાની ઉત્તમશક્તિને લીધે કોરી એકહજાર થઇ. ૧૯૦૫ ના વર્ષમાં તેમને ભાવનગરના મરહુમ દિવાન સામળદાસસાથે પત્ર વ્યવહારની શરૂઆત થઇ. ૧૯૦૭ માં નવાબસાહેબ સર મોહોબતખાનજી રાજગાદીપર બેઠા અને તે પછી થોડે વખતે તેમના ટયુટર તરીકે મુંબઇથી રાજેશ્રી પ્રાણલાલ મથુરાદાસ આવ્યા જેમની સાથે તેમને ઘણો સ્નેહ બંધાણો અને તેથી તેમની પાસે થોડું થોડું ઇંગ્રેજી પણ શીખવા માંડયું. ૧૯૦૯ માં જૂનાગઢમાં બે રાજકીય પક્ષ બંધાણા, તેમાં ગોકુલજી ઝાલા પોતાંના પક્ષમાં નહિ રહેવાથી તેમને રાજેશ્રી અનંતજી દિવાને તેમની જગાપરથી બરતરફ કરાવ્યા. સ્વપક્ષના યત્નથી થોડાજ વખતમાં તેઓ નવાબસાહેબના ખાનગી હજુરખાતામાં જોડાયા. ૧૯૧૧ માં નવાબસાહેબના ટયુટર તરીકે નિમાઇ આવેલા રાજેશ્રી સોમનારાયણ નરનારાયણ કે જેમણે ઝાલાજી સંબંધે ભવિષ્યવાણી કહાડી હતી કે તેઓ જુનાગઢના દિવાન થશે તેઓની સાથે તેમનો સંબંધ થયો. આ વર્ષમાંજ તેમને તેમના ગુણોથી આકર્ષાયેલા તે વખતના પોલીટીકલ એજંટ લાંગ સાહેબના હુકમથી દફ્તરખાતાંમાં મુખ્ય અધિકારીની જગા મળી. ૧૯૧૩ માં તેમના કામની ખુબીઓને

લીધે તેમનું વર્ષાસન વધીને કોરી ૧૮૦૦ નું થયું. આ વર્ષમાં ત્યાંની દિવાનગીરીપર રા. રા. ડુંગરજી કેશવજી આવ્યા અને તે પછી કેટલીક અંધાધુંધી ચાલી પણ તેમાં ગોકુલજી ઝાલા પ્રમાણિકપણે કેવળ પોતાના કામઉપરજ લક્ષ આપતા હતા. ૧૯૧૭ માં દફતરખાતાના જૂના નામાની ચોખવટ કરવાથી ઉપરી અધિકારીઓએ ખુશી થઇ તેમનું વર્ષાસન કોરી ૪૦૦૦ નું કરી આપ્યું. આ વર્ષમાં તેઓને ભાવનગર મુકામે પોલીટીકલ એજંટની સ્વારી હોવાથી ત્યાં જવું પડયું અને ત્યાં રાજેશ્રી સામળદાસભાઇસાથે તેમનો પ્રથમ સમાગમ થયો. થોડાજ વખતમાં તેમના ઉત્તમ ગુણોને લીધે તેઓ જૂનાગઢના મુખ્ય દિવાન થયા અને કોરી બારહજારનું વર્ષાસન બંધાયું. ગોકુલજી ઝાલાને પ્રપંચનો મોટો ધિક્કાર હતો. અને તેથી તેઓ પ્રપંચથી સદા દૂરજ રહેતા. ૧૯૧૯ માં કર્નલ કીટીંજ કાઠિયાવાડના પોલીટીકલ એજંટ થયા, તેઓ ગોકુલજી ઝાલાના ગુણોને લીધે તેમનાપર ઘણોજ ભાવ રાખવા લાગ્યા. આ વર્ષમાંજ જૂનાગઢના પ્રખ્યાત ગૃહસ્થ રાજેશ્રી નૃસિંહપ્રસાદ ઇંગ્રેજી નોકરી છોડી સ્વદેશમાં આવ્યા અને તે ગોકુલજી ઝાલાના સહાયકારી થયા. આ વર્ષમાં તેમનાં માતુશ્રીનો પરલોકવાસ થયો. ૧૯૨૧ માં તેમનું વર્ષાસન કોરી સત્તરહજારનું થયું. ૧૯૨૨ માં એમને કર્નલ કીટીંજની ભલામણથી નવાબસાહેબની રૂબરૂમાં પણ ખુરશીપર બેસવાનું માન મળ્યું અને તે પછી કારભારિયોને પોતાના ધણીસમક્ષ ખુરશીપર બેસવાનો આરંભ થયો. ૧૯૨૩ માં જૂનાગઢ રાજ્યના યુવરાજ તરીકે મે. બાપુમીયાં સાહેબને સ્વીકારવાનો ઠરાવ ગવર્નર જનરલ તરફથી આવતાં પોલીટીકલ એજંટે રાજકોટમાં એક મોટી સભા મેળવી તે જાહેર કર્યો. આ વખતે નવાબસાહેબ તરફથી રા. રા. ગોકુલજીભાઇએ જવાબનું ભાષણ ઘણી સારી છટાથી કરતાં સઘળા યુરોપિયન અને દેશી સભાસદો આશ્ચર્ય પામ્યા હતા. એજ વર્ષમાં કાઠિયાવાડના પ્રવાસે નિકળેલા મુંબઇના ગવર્નર સર બાર્ટલ ફ્રીયર તેમનો સમાગમ થતાં તેમના ગુણોથી બહુ ખુશ થયા. થોડા વખત પછી તેઓ કંઇ કામપ્રસંગે મુંબઇ આવતાં તેમને ત્યાં ઘણા કેળવાયેલા ગૃહસ્થોસાથે સમાગમ થયો. તેમાં પણ રાજેશ્રી મનસુખરામ સૂર્યરામ સાથે કંઇ સાંસ્કારિક સ્નેહ બંધન થયું. ૧૯૨૪ માં ગોંડલ સંસ્થાનના નાયબદિવાન રા. રા. મંગળજી ગૌરીશંકર બુચપર બારવટીયાઓને આશ્રય આપવાનું તોહોમત મૂકી એજન્સીમાં કામ ચલાવવામાં આવતું હતું, તેમાં ગોકુલજી ઝાલા મુખ્ય આસેસર હતા. પોલીટીકલ એજંટ કર્નલ એન્ડરસન પ્રતિકૂળ છતાં પણ સત્યને અનુસ-

રીને તેઓએ મંગળજી મુચને નિરપરાધ જાહેર કર્યા. જે કર્નલ એન્ડરસનને બહુ ભારી પડી ગયું અને ત્યારથી ગોકુલજી ઝાલાપર તેમનો રોષ ચાલુ થયો. ૧૯૨૫ માં ભરૂચમાં પ્રદર્શન ખૂલ્યું જેમાં મુંબઇના ગવર્નર અને દેશી રાજાઓનો મોટો મેળો ભરાયેલો હતો તેમાં તેઓ જમાદાર સાલેભાઇ તથા રાજેશ્રી નૃસિંહપ્રસાદસાથે ગયા હતા. આ વખતે તેમને ગુજરાતના કેટલાએક અગ્રેગણ્ય પુરૂષોનો પ્રથમ સમાગમ થયો. તે વખતમાં જૂનાગઢ રાજ્યના જોરતલબી નામના કરમાટે તેને મોરબીના રાજ્યસાથે વાંધો ચાલતો તે સંબંધે મુંબઇના ગવર્નર સર સીમોર ફીટઝરલ્ડપાસે પુને તેઓ ગયા હતા અને જૂનાગઢ રાજ્યનો હક કાયમ રખાવ્યો હતો. મહારાણીના પુત્ર ડયુક ઑફ એડીન્બરો આવતાં તેઓ તરતમાંજ પાછા નામદાર નવાબસાહેબની સાથે મુંબઇ આવ્યા હતા. આ વર્ષમાંજ પાછળથી ભુજ તથા વડોદરાના દિવાનપદપર આવેલા પ્રખ્યાત પુરૂષ મણિભાઇ જસભાઇને તેઓ ન્યાયખાતામાં જગા આપવાને જૂનાગઢ તેડી ગયા. ૧૯૨૭ માં દેશી રાજાઓના ભાયાતો અને ગરાસીયાઓનો ન્યાય પોલીટીકલ એજંટ કરે અને સંભાળ પણ તેજ રાખે આવો એક મુદ્દો દેશીરાજ્યોમાં પ્રકારાંતરે ખેંચતાણ થવા અને તેની સત્તામાં ઘટાડો કરવા માટે ઉઠાવવામાં આવ્યો. તેમ ન થવા દેવા માટે કાઠિયાવાડનાં મુખ્ય રાજ્યોના કારભારિયો ગોકુલજી ઝાલા અને ગગાભાઇ ઓઝાના અગ્રણીપણા નીચે મુંબઇ સરકારપાસે ગયા. આ વખતે તેમણે ત્યાં જે હિંમત, સ્વતંત્રતા અને ચાલાકી બતાવી તે વખાણવાજોગ છે. ૧૯૨૯ માં પીલ સાહેબ પોલીટીકલ એજંટ થઇને આવ્યા. તેમણે ગોકુલજી ઝાલાના ગુણોપર ઘણું સારૂં લક્ષ દીધું. આ વર્ષમાં તેમના પિતા સંપતરામ ઝાલા પરલોકવાસી થયા. ૧૯૩૦ માં કર્નલ એન્ડરસન રજાપરથી પાછા વળી પોલીટીકલ એજંટ થયા. તેમને ઝાલાજી સાથે ઠીક ન હોવાથી તેમણે પ્રયત્ન કરી તેમનો કારભાર તોડયો અને તેને ઠેકાણે જમાદાર સાલે હિંદીનો કારભાર થયો. ૧૯૩૧ માં પોલીટીકલ એજંટની જગાપર ફરીને પીલ સાહેબ આવ્યા. તેમને ગોકુલજી ઝાલાપર સારો ભાવ હોવાથી તેમની અનુમતિથી ગોકુલજી ઝાલા તથા જમાદાર સાલેભાઇનો સંયુક્ત કારભાર થયો. આ વર્ષમાં પ્રિન્સ ઑફ વેલ્સ મુંબઇમાં આવ્યા તે પ્રસંગપર તેઓ મુંબઇ આવ્યા હતા, ત્યાં પોતાની પ્રીતિનું પાત્ર મણિભાઇ જસભાઇને ભુજનો કારભાર મળ્યો સાંભળી પોતે બહુ ખુશી થયા હતા. કારણ કે તેમને માટે પોતે બાંધેલો ઉંચો અભિપ્રાય સત્ય ઠર્યો હતો. ૧૯૩૪ માં મુંબઇના ગવર્નર સર રી-

ચર્ડ ટેમ્પલ કાઠિયાવાડમાં આવ્યાં તેમણે તેમની ઘણી પ્રશંસા કરી અને એમને મળેલા રાવબહાદૂરના ઇલ્કાબનો કલકત્તાથી આવેલો લેખ સભા ભરીને આપ્યો હતો. છેવટ ૧૯૩૫ ના માર્ગશીર્ષ શુક્લ ૩ શુક્રવારને રોજ તેઓએ આ દુનિયા છોડી. એઓ કર્મકાંડ અને જ્ઞાનકાંડ એ બન્નેના ઉપાસક હતા. વેદાંતના ઉચ્ચસંસ્કારોને શ્રદ્ધાળુપણાથી એમણે અતિશય શોભાવ્યા હતા. દેવઋણ અને પિતૃઋણથી મુક્ત થઇ આ લોકમાં યશ અને પરલોકમાં મુક્તિ મેળવનારાં કાર્યોને તેમણે પ્રધાન ગણ્યાં હતાં. જામનગરના મરહુમ પ્રખ્યાત શાસ્ત્રીજી કેશવજી મુરારજી તથા પ્રસિદ્ધ પંડિત ગટ્ટુલાલજીના સમાગમમાં તેઓ આવ્યા હતા. એમણે ફારસી અભ્યાસ બક્ષીજી મથુરાદાસજીપાસે કર્યો હતો. અધોક્ષજાશ્રમસ્વામી, ગુરૂશ્રી રામબાવા, સચ્ચિદાનંદસ્વામી, રામકૃષ્ણભારતી, વિઠ્ઠલવ્યાસ, આનંદાશ્રમસ્વામી, કેશવાશ્રમસ્વામી, વ્યાસ જયકૃષ્ણ જીવનરામ, પુનાવાળા કૃષ્ણશાસ્ત્રી, નડીયાદના સાધુ શાસ્ત્રીસ્વામી, શ્રીકૈલાસપર્વતસ્વામી, જ્ઞાનઘનાનંદસ્વામી, હરિદાસત્ર્યંબકબાવા, વગેરે મહાત્માઓ તેમના વેદાંતજ્ઞાનના ઉત્પાદક, વર્દ્ધક અને પોષક થયા હતા. પંડ્યા દોલતરામ વૈકુંઠરામ, ઓઝા ગૌરીશંકર ઉદયશંકર, સામળદાસ પરમાનંદદાસ, પ્રાણલાલ મથુરાદાસ, બક્ષી મથુરાદાસ, સોમનારાયણ નરનારાયણ, મનસુખરામ સૂર્યરામ, મણિભાઇ જસભાઇ, રણછોડભાઇ ઉદયરામ વગેરે પ્રખ્યાત પુરૂષો તેમના સ્નેહીમંડળની જગા લે છે. એમના કુટુંબમાં બાલ્યાવસ્થામાં એમની પસંદગી પામેલ રા. રા. પુરૂષોત્તમરાય સુંદરજી ઝાલા આજ જૂનાગઢ રાજ્યમાં એક સમર્થ પુરૂષ તરીકે પંકાય છે.

સુજ્ઞ ગોકુલજી ઝાલાએ પોતાના સ્નેહીમંડળમાં પ્રસંગે પ્રસંગે લખેલા પત્રો અને જણાવેલા વિચારો ધ્યાનપર લેતાં તેઓ એક રાજકારભારમાં જોડાયેલા છતાં તેમનું મન પારમાર્થિક વિચારોને કેવી પ્રધાનતા આપતું તે ચોખ્ખું જણાયછે.

આ જન્મચરિત્ર અતિ ઉત્તમ શૈલીથી લખવામાં આવ્યુંછે. પ્રસ્તુત પ્રસંગને અંગે તેમાં વ્યાવહારિક અને પારમાર્થિક બોધ એટલો બધો સમાવવામાં આવ્યોછે કે ઘણે ભાગે તેવા બોધવગરનું એક પણ પૃષ્ઠ આખા પુસ્તકમાં જોવામાં આવતું નથી. ભાષા ઉંચી પંક્તિની તેમજ અંગ તથા આશયમાં સંપૂર્ણ શુદ્ધતા ધરાવનારી છે. લેખની પદ્ધતિ આજકાલના આગળ પડતા લેખકોએ પણ અનુકરણીય છે.

**ફાર્બસ જીવન ચરિત્ર તથા ફાર્બસ વિરહ**—કદ ડેમી આઠપેજી અગિયાર ફારમ, પૂઠું કાચું છીંટ ચડાવેલ, કિંમત છ આના.

ગુજરાતમાં વિદ્યાનાં બીજો વાવનારરૂપે પ્રખ્યાતિને પામેલ ફાર્બસ સાહેબનું સંપૂર્ણ નામ અલેકઝાંડર કિન્લાક ફાર્બસ એ પ્રમાણે છે. તેઓ ઇસ્વી. ૧૮૪૩ માં ઇસ્ટઇંડીઆ કંપની તરફથી મુંબઇમાં આવ્યા. રાજ્યમાં તે તે અધિકારને પામતાં તેમાં ઉપયોગની હિંદી, મહારાષ્ટ્ર, ગુજરાતી વગેરે ભાષાઓનું તે સમજવા જેટલું જ્ઞાન તેમણે બહુ ટૂંકી મુદતમાં સંપાદન કર્યું હતું. એમણે અહમદનગર, સુરત, અમદાવાદ અને મુંબઇ વગેરેમાં ઉંચા અધિકારો ભોગવ્યાછે. એ સર્વે સ્થળે તેનું ન્યાયપ્રિયપણું, ગુણજ્ઞપણું તથા પરોપકારીપણું તેનામાં સદાકાળ પ્રકાશમાન રહેવાથી તે તે સ્થળોના સહૃદયો એમને ગુજરી ગયાં આજ પાંત્રીશવર્ષ જેટલી લાંબી મુદત વહી જવા છતાં એકસરખી રીતે યાદ કર્યા કરેછે. ગુજરાતમાં વર્તમાનપત્રના પ્રથમ પ્રવર્તક એઓજ હતા. રાસમાળા નામે પુસ્તક લખી એમણે ગુજરાતને લગતા ઇતિહાસપર અતિશય ઉપયોગી અજવાળું પાડ્યુંછે. પુસ્તકશાળાઓ, સ્કૂલો અને સભાઓ સ્થાપવાના અંકુરોને ગુજરાતીઓના અંતઃકરણમાં જાગ્રત કરનાર એજ વિરલ પુરૂષ હતો. એઓ સરકારના એક વિશ્વાસુ અમલદાર અને પ્રજાના પણ માનીતા મિત્ર હતા. વિદ્યાનું વ્યસન તેમને એટલું બધું હતું કે ઘણા કવિ અને વિદ્વાનોને આશ્રય આપી તેમની કવિતા અને વિદ્વત્તાને પ્રકાશમાં લાવવા પોતે સદા ઉત્સુક રહેતા. એમણે ઇસ્વીસન ૧૮૬૫ માં પુનામાં પોતાનો દેહ છોડ્યો.

વિદ્વત્તા ભરેલી શૈલીથી પ્રૌઢ વિચારો અને ઉત્તમ ઉપદેશોથી યુક્ત આ ચરિત્રના પ્રયોજક સાક્ષર શ્રી મનસુખરામ સૂર્યરામ છે.

પાછળના ભાગમાં સ્વર્ગવાસી કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઇની કલમથી કવિતામાં લખાયેલો ફાર્બસવિરહ છે. એમાં એકસો ઉપર મનહર, ઇંદ્રવિજય વગેરે છંદો છે. સદરહુ કવિતાઓ વાંચનારના નેત્રપર ચડતાંજ પોતાનો આશય બતાવી સંતોષ આપનારી અને શબ્દચમત્કૃતિ, અર્થચમત્કૃતિ તથા પ્રસાદગુણથી મનને આનંદ પમાડનારી છતાં પ્રસ્તુત વિષયને પ્રસંગે વાંચનારના નેત્રમાંથી અશ્રુપાત કરાવેછે એ કવિશક્તિનો પ્રભાવ છે.

**દેશીરાજ્ય અને મનુસ્મૃતિમાંનો રાજનીતિસાર**—કદ ડેમી બારપેજી નવ ફારમ, પૂઠું કાચું, કિંમત આઠ આના. કર્તા રા. રા. મનસુખરામ સૂર્યરામ ત્રિપાઠી.

સન ૧૮૯૭ માં જુનાગઢના દિવાન ગોકુળજી ઝાલાના મુંબઇમાં જવાથી તેમની ઇચ્છા થતાં મુંબઇની બુદ્ધિવર્ધક સભાતરફથી આ નિબંધ વાંચવામાં આવ્યો હતો. આધુનિક દેશી રાજ્યો કેવી શોચ્ય સ્થિતિમાં આવી પડ્યાંછે, પ્રાચીન દેશીરાજ્યો કેવી ઉત્તમ પંક્તિનાં હતાં અને હવે ઉચ્ચતા મેળવવામાટે હાલનાં દેશીરાજ્યોએ કેવાં પગલાં ભરવાં જોઇએ તેતું વિચારાર્હ વિવેચન તેમાં ઘણી સારી છટાથી કરેલું છે. કેટલાંએક અર્વાચીન તથા પ્રાચીન દૃષ્ટાંતોથી તેમજ શાસ્ત્રીય અને વ્યાવહારિક પ્રમાણો તેમજ યુક્તિઓથી ઇંગ્રેજીરાજ્ય, ઇંગ્રેજીરાજ્યના અમલદારો, દેશીરાજ્ય, દેશીરાજ્યના અમલદારો, પ્રાચીન રાજાઓ અને તેમનાં રાજ્યો તથા તેના ગુણદોષતું વર્ણન રાજ્યકર્ત્તા, અમલદારો અને પ્રજા એ સર્વેએ વાંચી પોતાના અંતઃકરણમાં ઠસાવવા જેવું છે. ભાષા શુદ્ધ સરલ, સુરસ અને સૌંદર્યવતી છે.

દેશીરાજ્યના નિબંધની પાછળ મનુસ્મૃતિના બારે અધ્યાયમાંથી સારરૂપે ખેંચી કહાડેલા રાજનીતિને લગતા શ્લોકો ગુજરાતી ભાષાંતરસાથે આપવામાં આવ્યાછે. એ શ્લોકો પણ રાજા અને અમલદારોએ પોતાના અને પ્રજાના કલ્યાણને માટે નિત્યકર્મમાં મુખપાઠ કરવા જોગ છે.

---

**અસ્તોદય તથા નલદમયંતી**—કદ રોયલ બારપેજી પંદર ફારમ, પૂઠું કાચું સળંગ છીંટનું, કિંમત આઠ આના. કર્ત્તા રા. રા. મનસુખરામ સૂર્યરામ ત્રિપાઠી.

સુખ દુઃખ, સંપત્તિ વિપત્તિ અથવા ઉદય અને અસ્ત એ દરેક પ્રાણીપદાર્થના સંબંધમાં એ કાળક્રમથી નિયમિત રીતે આવેછે અને જાયછે. પરસ્પર વિરૂદ્ધ ધર્મવાળાએ બે પદાર્થસાથે વારંવાર સંબંધમાં આવતું કાળચક્ર આ સંસારમાં સદૈવ ફ્યાજ કરેછે. સર્વ કોઇ એ ચક્રને વશ્યજ છે. પરંતુ સત્વગુણ, રજોગુણ અને તમોગુણના વધતાઘટતા પ્રાધાન્યવાળી જૂદી જૂદી પ્રકૃતિનાં માણસો તેમાં સુખ દુઃખ અથવા ઉદય અસ્તનો વધતોઘટતો અનુભવ પોતપોતાના પ્રમાણમાં લેછે. તમોગુણના આધિક્યવાળું મનુષ્ય એ ચક્રના પ્રાંત-

ભાગપર ચડી બેઠેલું હોયછે અને તેથી જ્યારે તે માણસ ઉપરના ભાગમાં ચડેછે ત્યારે અત્યંત ઉંચે ગયું દેખાયછે અને તે વખતે તે બહુજ ખુશખુશ થઇ જાયછે તથા જ્યારે નીચેના ભાગમાં જાયછે ત્યારે પોતે ચક્રના પ્રાંતભાગપર બેઠેલું હોવાથી અત્યંત નીચે પેસી જાયછે અને તે વખતે તેની આંખોમાંથી આંસુ પડતાં જણાયછે. રજોગુણના આધિક્યવાળુ મનુષ્ય છેડાથી જરા નીચેના ભાગમાં રહેછે. તેની સ્થિતિ પણ ઉપર કહી તેવીજ થાયછે. અંતર ફક્ત એટલોજ છે કે, રજોગુણીની સ્થિતિ જ્યારે ઉગ્રરૂપમાં દેખાયછે ત્યારે તમોગુણીની તે સ્થિતિ ઉગ્રતરરૂપમાં દેખાયછે. પણ સત્વગુણી મનુષ્ય હોયછે તે એ ચક્રની ધરીને વળગીને બેસી રહેછે જેથી ગમે તેટલો ઝપાટો છતાં પણ તેમનાપર ચડતી કે પડતીની કશી અસરજ થતી નથી. આવા પુરૂષોને જ્ઞાની કહેવામાં આવેછે. ખરા કેળવાયેલા અને અતિ ઉચ્ચવૃત્તિવાળા પુરૂષોતરીકે તેમનેજ ઓળખવામાં આવેછે. મહાત્મા શબ્દ એ કેવળ એમનુંજ અવિભાજ્ય ધન છે.

મધ્યમ અને અવર વર્ગના લોકો જ્યારે અસ્તથી ત્રાસ ધરી તેનાથી દૂર રહેવા યત્ન કરેછે ત્યારે મહાત્મા અથવા ઉત્તમ પંક્તિના લોકો અસ્તને પોતાનો શ્રેયસ્કર સમજી ઘણા ભાવથી તેની ભેટ લેછે. ઉદયના અનુચર બનેલા અસંખ્ય લોકો આ અવનિમાં અદૃશ્ય થઇ ગયાછે જેનું નામ નિશાન પણ નથી રહ્યું. પરંતુ અસ્તના મેદાનમાં મસ્ત બની આથડેલા વિરલ વીર પુરૂષો અગ્નિતપ્ત સુવર્ણની પેઠે અમૂલ્ય અને આકર્ષક રૂપથી પ્રકાશી નિકળ્યાછે. એમના જીવનના તેજે દુનિયાને આજ સૂધી પણ પ્રકાશમાન કરી મૂકીછે. માટે રાંકની પેઠે ઉદયની આગળ હાથ નહિ જોડતાં અસ્તના મેદાનમાં કસરત કરવા હમેશ તૈયાર રહેવું. ઉદય એની મેળેજ આવશે. અસ્ત કે જેને એક ઉત્તમ પ્રકાશક અમૂલ્ય તક ગણીછે તે પણ સ્થિર થઇ બેસી રહે તેમ નથી. માટે બને તેટલો તેનો સદુપયોગ કરી લેવો જોઇએ. ઉદય કરતાં અસ્ત આટલો બધો ઉપયોગી હોવાથી ગ્રંથકર્ત્તાએ ગ્રંથના નામમાં અસ્ત એ પદને પહેલું પદ આપેલું છે.

તેરથી ત્રેંતાળીસ પૃષ્ઠસૂધી ઉપોદ્ઘાતકથન છે, જેમાં અસ્તની કક્ષાને અનુભવી રહેલા આપણા ભરતખંડનો ઉદય થવાનું નજીકમાં છે અને તે, વિદ્યાનો સંગ્રહ કરતા વિદ્યાર્થીઓના હાથથીજ થાય તેમ સિદ્ધ કરવામાં આવ્યું છે. ફ્રાન્સ રેવોલ્યુશન પછી તે દેશના બુદ્ધિમાન નરોએ નિર્ણય કર્યોછે કે દેશનો ઉદ્ધાર કરવામાટે દેશનાં પુત્ર પુત્રીઓને સદ્વિદ્યાના સંગ્રહમાં પ્રવૃત્ત કરવાં જોઇએ. જો આવડે તો અસ્ત એજ ઉદયનું સાધન થઇ પડેછે અને તેથી આપણી

આવી દશામાં વિદ્યા કળા મેળવવા આપણે આગ્રહથી મંડવું એ આવતા ઉદયને આવકાર આપનાર ગણી શકાશે. વગેરે વગેરે ઘણી ઉપયોગી શિખામણોનો એમાં સમાવેશ કરવામાં આવ્યોછે,

પિસ્તાળીસથી એકસો ચોત્રીશ પૃષ્ઠસૂધીમાં બાહ્ય અને આંતર અસ્તોદયના ભેદ બતાવી ક્ષુદ્રજનોપર અને ઉત્તમજનોપર તેની કેવી અસર છે તે જણાવવામાં આવ્યુંછે. ધ્રુવ, હરિશ્ચંદ્ર, રઘુ, કૌત્સ, રામચંદ્ર, પાંડવો તથા કર્ણના ઉચ્ચ અસ્તોદયના દાખલાઓથી તેમજ મનુ, વ્યાસ, વાલ્મીકિ, વસિષ્ઠ, શંકરાચાર્ય, માઘ, કાલિદાસ, ભારવિ, ભર્તૃહરિ, ચાણાક્ય, શેક્સપીઅર, પોપ, સ્માઇલ્સ, બેકન, બર્ક, સોક્રેટીસ, એરિસ્ટોટલ, એન્ટોનિનસ, કેન, મિલ્ટન, ટેનીસન, સેનેકા, ડીમોસ્થીનીઝ, હાવર્ડ, હર્બર્ટ, સ્પેન્સર, ગોએથ, શોપેન હાઉએર અને વિક્ટર હુગો વગેરે મહાત્મા અને વિદ્વાનોનાં પ્રમાણભૂત વાક્યોથી પ્રસ્તુત વિષયને વાંચનારના મનપર સચોટ અસર કરનાર બનાવેલો છે.

એકસોપાંત્રીશથી એકસો અઠયોતેર પૃષ્ઠસૂધી પ્રખ્યાત નળદમયંતીનો ઇતિહાસ કે જે શ્રીમહાભારતમાં વનપર્વના બાવનમા અધ્યાયથી ઓગણએંશીમા અધ્યાય સૂધી શ્રીવ્યાસભગવાને લખેલો છે તેનો સંક્ષિપ્તસાર યોગ્યસંબંધ કોઇ પણ રીતે ન ત્રુટે તેમ આપવામાં આવ્યોછે. કલિના પ્રભાવથી દ્યૂતક્રીડામાં આસક્ત થવાને લીધે નળરાજા દુર્દશામાં આવી પડ્યો અને તેમાં પોતાની દયિતા દમયંતીસહિત અસ્તના પરાકાષ્ઠાએ પહોંચવા છતાં પોતાનામાં માનસિક વિષમપણું તેમણે પેસવા દીધું નહિ તથા અસ્તની પાછળ નિયમપ્રમાણે આવી પહોંચેલા ઉદયમાં પણ તેઓનો સમભાવ જરાપણ ચલાયમાન થયો નહિ. એ તેઓનું અસ્તોદય સંબંધે અતિ ઉચ્ચભાન કરાવનારૂં પવિત્ર ચરિત્ર છે. આ ઇતિહાસ લોકપ્રસિદ્ધ હોવાથી અહીં તેની વિગત આપવાની કશી જરૂર નથી.

એકંદર જોતાં પુસ્તક અતિ ઉચ્ચ વિચારોથી ભરપૂર અને ફરી ફરી આવૃત્તિ કરવા જોગ છે. સાધારણ ભાષાજ્ઞાનવાળાઓ તેના ભાષાકાઠિન્યને માટે ફરિયાદી કરે તેવું છે. પરંતુ વિચારો જાણવાખાતર વિવેકી વાંચનાર તેમાં આવતા સંસ્કૃત શબ્દોના અર્થ જાણવાનો યત્ન કરી ભાષાનું ઉંચુ જ્ઞાન મેળવશે તેથી ભાષાસંબંધી એ મુશ્કેલી પણ વાંચનારનું હિત કરનારી ગણવી જોઇએ.

આ પુસ્તક ઇસ્વીસન ૧૮૭૨ ના અરસામાં સરકારે ઇંગ્લીશ શાળાઓમાં ચલાવવામાટે દાખલ કરેલું છે.

ઉપરનાં પુસ્તકો સિવાય તેમના તરફથી મણિરત્નમાલા, ઉત્તરજયકુમારી, વિપત્તિવિવેનિબંધ, વિચારસાગર તથા કરસનદાસ અને તત્સંબંધી વિચાર એ પુસ્તકો પ્રસિદ્ધ થએલાંછે.



## આચાર્ય વલ્લભજી હરિદત્ત.

એમનો જન્મ સંવત ૧૮૯૯ માં જુનાગઢમાં થયો હતો કહેવાયછે, કે તેમની બે વર્ષની ઉમ્મર થઇ તેટલામાંજ તેમને પાલણામાં સુવાડી ગાવામાં આવતું "હર હાલરૂં" નામનું હાલરડાનું ગીત તેમને મુખપાઠ થઇ ગયું હતું. આ તેમને ઇશ્વરદત્ત બક્ષીસ સમજવાની છે. તેમણે પોતાની અગિ-યાર વર્ષની ઉમ્મરથી કવિતા કરવા માંડી હતી. સંસ્કૃત અભ્યાસની શરૂઆત તેમણે પ્રખ્યાત ભારતમાર્તંડ પંડિત ગટ્ટૂલાલજીના પિતાશ્રી ઘનશ્યામભટ્ટજીની પાસે કરી હતી. તે વખતમાં તેમને ગટ્ટૂલાલજીસાથે બાળમિત્રપણાનો સારો પરિચય બંધાયો હતો. પોતાની બાવીશ વર્ષની ઉમ્મરે પ્રાચીન લેખના શોધક પ્રખ્યાત પંડિત ભગવાનલાલ ઇંદ્રજીની સાથે અશોકાદિના લેખની નકલ કરવા જવા લાગ્યા. જૂનાગઢ સરકારી છાપખાનું તેમના વખતમાં અને તેમના હસ્ત-કજ મુંબઇથી લાવવામાં આવ્યું. તેમણે કેટલોક વખત કેળવણી ખાતામાં નોકરી કર્યાબાદ થોડી મુદત લગી સૌરાષ્ટ્રદર્પણના એડીટરતરીકે કામ કર્યું. એ-મણે સંવત ૧૯૫૧ માં અશોકના લેખનું રબીંગ છાપી કલકત્તે મોકલ્યું જેપ-રથી તેમને ઇન્ડીયા સરકારથી શાબાશી મળી હતી. તેઓ સ્વધર્મચુસ્ત તથા એકમાર્ગી હોઇ લીધેલ કામને ધારણાથી પાર પાડવાનો ગુણ ધરાવેછે.

---

**પ્રબોધચંદ્રોદય નાટક (ભાષાંતર)**—કદ ડેમી આઠ પેજી અ-ઢાર ફારમ. પૂઠું પાકું છીંટની પટ્ટીવાળું. કિંમત રૂપિયો સવા. કર્ત્તા આચાર્ય વલ્લભજી હરિદત્ત.

સંસ્કૃતમાં શ્રીકૃષ્ણમિશ્ર નામના પંડિતે રચેલું આ છ અંકનું નાટક છે. તેમાં વિવેકે વસ્તુવિચાર, ક્ષમા, સંતોષ આદિની સહાયતાથી કામ, ક્રોધ, લોભ વગેરે સહિત મહામોહનો પરાજય કરી પ્રવૃત્તિના બળને ત્રોડી નિવૃત્તિનું સ્થાપન

કરી તથા વિજ્ઞાનની ઉત્પત્તિથી જીવાત્માને જાગ્રત કરી તેને તેના સ્વરૂપનું ભાન કરાવ્યું એ મુખ્ય બાબત છે. આવા કઠિન ગણાતા વેદાંતવિષયને નાટકની શૈલીમાં ગોઠવી સાધારણ બુદ્ધિના માણસો પણ સમજી શકે એમ કરી શ્રીકૃષ્ણમિશ્ર પંડિતે જગતનો મોટો ઉપકાર કર્યોછે. અને સંસ્કૃત ભાષા નહિ જાણતા ગુજરાતી લોકોનો તો તેમને આવો અલભ્ય લાભ આપી ભાષાંતરકર્ત્તાએ ખાસ તેથી વિશેષ ઉપકાર કર્યોછે.

આ ભાષાંતર લગભગ પા સદી પહેલાં થયેલું છે. તેમાંની ગુજરાતી ભાષા અને કવિતા ખરેખર શુદ્ધ અને મનને આનંદ આપે તેવી છે. આ પુસ્તક સર્વ જનોને વાંચવા જોગ હોવાની સાથે જેઓને વેદાંત પરિભાષાની કંઇ કંઇ ગમ પડી હોય તેમને તો ખરેખર અતિશય ઉપકારક થઇ પડે તેવું અને સંપૂર્ણ સંતોષ આપનારૂં છે.

નીચે કેટલેક ઠેકાણે જરૂર જોગી ફુટનોટ આપવામાં આવીછે અને શરૂઆતમાં પ્રસ્તાવનાની અંદર નાટકઆદિ રૂપકના દશ ભેદનું ટૂંકામાં વિવેચન આપેલું છે તે હાલના નાટકકર્ત્તાઓએ અવસ્ય ધ્યાનપર લેવા જેવું છે.

---

**વૉટ્સનવિરહ**—કદ રેયલ આઠપેજી સાત ફારમ, કિંમત કંઇપણ લખી નથી. કર્ત્તા આચાર્ય વલ્લભજી હરિદત્ત.

કાઠિયાવાડના તે વખતના પોલીટીકલ એજન્ટ વૉટ્સન સાહેબ કે જેઓ ઇ. સ. ૧૮૮૯ના માર્ચની ૨૪ મીએ મરણ પામ્યા. તેમની ભલી કારકીર્દીનું તથા તેમના વિયોગથી થતા દુ:ખનું વર્ણન આ પુસ્તકમાં કરવામાં આવ્યુંછે.

તેના પ્રકરણ પહેલામાં એમનું મરણ વર્ણન છે, કે જેમાં તેઓ રાતસૂધી સંપૂર્ણ આરોગ્યમાં હતા પણ સૂવા જતી વખત હમેશની ટેવ પ્રમાણે નિદ્રામાટે તેમણે ક્લોરોફોર્મ સુંઘ્યું, જે વધારે ચડી જવાથી થોડીજ વારમાં તેમનું મરણ નિપજ્યું એ બાબત આવી જાયછે. તે પછી પ્રકરણ બીજામાં એમના શબને ભૂમિદાહ કરવામાં આવ્યું તે સંબંધી, પ્રકરણ ત્રીજામાં કુટુંબીઓનો વિલાપ, પ્રકરણ ચોથામાં ખરખરો, પ્રકરણ પાંચમામાં તેમની યાદગીરીનું વર્ણન, પ્રકરણ છઠ્ઠામાં તેમની પાછળ ફંડ ભેળું કરવા તથા દીલાસાપત્ર લખવા મળેલી મેનેજીંગ કમીટીની પહેલી બેઠકનું વર્ણન, પ્રકરણ સાતમામાં મીસીસ વૉટ્સનપરનો દીલાસાપત્ર, પ્રકરણ આઠમામાં તેમનું સંક્ષિપ્ત

જીવનચરિત્ર તથા પ્રકરણ નવમામાં તેમના વર્ણનીય ગુણોનું વર્ણન આપવામાં આવેલ છે.

આખું પુસ્તક પદ્યાત્મક છે.

---

**ચંડીઆખ્યાન**—કદ રોયલ આઠપેજી અગિયાર ફારમ. કિંમત આના દશ. કર્ત્તા આચાર્ય વલ્લભજી હરિદત્ત.

દેવીના માહાત્મ્યરૂપ અસંત પ્રચારને પામેલા ચંડીપાઠનાં ઓગણીશે કવચનું પદ્યાત્મક પૂરેપૂરૂં ભાષાંતર હાલમાં જો કોઇ થયું હોય તો તે આ પુસ્તકજ છે. જો કે આવીજ રીતે કડવાંબદ્ધ પદ્યાત્મક ભાષાંતર ભાલણ કવિએ પણ કરેલું છે પણ તેને આજ લગભગ ૫૦૦) પાંચસો વર્ષ થઇ ગયાંછે. એ સિવાય પ્રખ્યાત દિવાન રણછોડજીએ કરેલું ચંડીપાઠનું પદ્યાત્મક ભાષાંતર છે પણ તે આથી જૂદી ઢબનું છે.

આ ભાષાંતરની કવિતા શુદ્ધ, રસવાળી અને પ્રસાદગુણવાળી છે.

---

**સાવિત્રી આખ્યાનનાં ઢાળીયાં**—કદ રોયલ સોળપેજી ચાર ફારમ, પૂઠું કાચું, કિંમત કાંઇ પણ લખી નથી. કર્ત્તા આચાર્ય વલ્લભજી હરિદત્ત.

મહાભારતમાં આવેલી સતી સાવિત્રીની કથા લોકપ્રખ્યાત છે. એ સતીએ પોતાના પતિને પોતાના પાતિવ્રત્યના પ્રભાવથી યમરાજાના હાથમાંથી છોડાવ્યો હતો એ બાબત ઘણીજ રસિક તથા બોધદાયક છે. તેનું ચરિત્ર આ પુસ્તકમાં ચોવીશ ઢાળીયાંઓમાં સમાવવામાં આવ્યુંછે. એ ઢાળીયાંઓ શું છે તે બાબતની સમજ પ્રસ્તાવનામાં ગ્રંથકારે પોતે આપેલી છે. તેવાં ઢાળીયાંઓ હરતાં ફરતાં અને કામકાજ કરતાં પણ સ્ત્રીઓને બીજાં શૃંગારિક ઢાળીયાંઓને બદલે ગાવાની ટેવ પડી જાય તો તેથી તેમને અતિશય ફાયદો થાય. કવિતા સાદી તેમજ મીઠાશવાળી હોવાથી ગાવી ગમે તેવી છે.

આ પુસ્તક જુનાગઢના વજીર શેખ બહાવદીનભાઇ હાસમભાઇનાં પત્ની બુશ્રી અમીબુને અર્પણ કરવામાં આવેલ છે.

---

**સોમનાથજીની આરતી** (સંસ્કૃત તથા ગુજરાતી)—કદ રોયલ બત્રીશ પેજી આઠ પૃષ્ટ, કિંમત કંઇ લખી નથી. કર્ત્તા આચાર્ય વલ્લભજી હરિદત્ત.

કાઠિયાવાડમાં સમુદ્રકિનારે આવેલ શ્રી પ્રભાસપાટણ કે જે યાત્રાનું સ્થળ ગણાયછે ત્યાં બિરાજતા શ્રી સોમનાથ મહાદેવની આરતીરૂપ સંસ્કૃત તથા ગુજરાતી કવિતા આ પુસ્તકમાં છે. બન્ને કવિતા સારા પરિપાકવાળી અને ભક્તિના ઉદ્રેકવાળી છે એમ વાંચતાં ખાત્રી થાયછે.

આ ઉપરાંત એમણે નરભેરામના દુહા, ચંદ્રહાસ આખ્યાનના દુહા, અક્કલ વેચનાર બ્રાહ્મણની વાત, સંસ્કૃત ગુજરાતી વાક્યશતક, આરતીમાળા, શ્લોકબદ્ધ વેદનિઘંટ, સંસ્કૃત ગુજરાતી ગાયનરૂપ પદ્યમાળા, ગુજરાતી ધાતુકોષ, ઋગ્વેદસંહિતાવર્ગાદિ કોષ, સંસ્કૃત મહારૂદ્રપદ્ધતિ, શાંખાયની શાખીય વિવાહપદ્ધતિ, હસ્તશ્રાદ્ધપદ્ધતિ, સદ્ગુણી સ્ત્રીચરિત્ર, મહારાજા અશોક તથા ક્ષત્રપવંશી રાજાઓ વગેરે નાનાં મોટાં પુસ્તકો કરેલાં છે.

---



## સ્વામી શ્રી આત્માનંદ સરસ્વતી.

એમનો જન્મ સંવત ૧૯૧૦ માં પુનામાં થયો હતો. ઉપનયન સંસ્કાર પછી ત્રણ વર્ષે એટલે અગિયારમે વર્ષે એમણે ઇંગ્લિશ અભ્યાસની શરૂઆત કરી. નવવર્ષસુધી એ અભ્યાસ કર્યાબાદ પૂર્વ સંસ્કારને લીધે તેઓ કાશી ગયા અને ત્યાં તેમણે સંન્યાસ લીધો. તીર્થયાત્રા કરતાં કરતાં સંવત્ ૧૯૩૯ માં તેઓ ગુજરાતતરફ આવ્યા. ત્યાં વળા સંસ્થાનમાં તેમનો ચાતુર્માસનિવૃત્તિમાટે નિવાસ થતાં ત્યાંના માજી ડેપ્યુટી ન્યાયાધીશ રા. રા. વાલજી લક્ષ્મીરામ દવે કે જેમણે કુવલયાનંદ કૃષ્ણકારિકા, કાવ્યરત્ન, રસમંજરી તથા ઋતુ વર્ણન વગેરે ભાષાગ્રંથો લખ્યાછે તેમની તૃપ્તિને માટે એમણે "મોક્ષસુધાતરંગિણી" ગ્રંથ તૈયાર કર્યો. તેનું ગુજરાતી ભાષાંતર રા. રા. વાલજી લક્ષ્મીરામ દવે તરફથી બહાર પાડવામાં આવ્યું.

આ ઉપરાંત સ્વામીશ્રી તરફથી શ્રીમદ્ભગવદ્ગીતાની પદતાત્પર્યબોધિની નામની ટીકા, શ્રીશંકરપદપદ્મભૃંગ, મૂર્ખશિરોમણિ વગેરે ગ્રંથો બહાર પડેલાછે તથા સ્માર્તમતોત્તેજક ગ્રંથાવલિ અને આત્માનંદામૃતવર્ષિણી એ પ્રમાણે બે ગ્રંથાવલી તેમણે શરૂ કરીછે જેમાં ઉપનિષદ્ વગેરે યોગ્ય ગ્રંથો પ્રગટ થયાછે. તથા સંસ્કૃત ઇશાનસ્તુતિ, ભસ્મબાળોપનિષદ્ વગેરે પણ તેમના તરફથી પ્રસિદ્ધ થયેલ છે.

સંવત્ ૧૯૫૪ થી સ્વામીજીએ કેવળ પયઃપાન કરી આત્મશોધનનો આરંભ કર્યો. એઓ સંપૂર્ણ રીતે શંકરમતાનુયાયી હોઇ પોતાની પાસે આવતા મુમુક્ષુ લોકોને સ્નેહપૂર્વક સદુપદેશ કરેછે.

---

**મોક્ષસુધાતરંગિણી**—કદ ડેમી આઠપેજી તેર ફારમ, પૂ ઠું કાચું છીંટનીપટ્ટી બાંધેલ, કિંમત છ આના. કર્તા સ્વામી આત્માનંદ સરસ્વતી.

એમાં દશ પ્રકરણની અંદર વેદાંત પ્રક્રિયાનો સમાવેશ કરવામાં આવ્યો છે. પુસ્તકને નદીનું રૂપક આપેલ હોવાથી તેમાંનાં પ્રકરણોને તરંગ એવું નામ આપવામાં આવ્યુંછે. દુઃખની આત્યંતિક નિવૃત્તિપૂર્વક પરમાનંદની પ્રાપ્તિ, પ્રપંચોત્પત્તિનો ક્રમ તથા ઉપાસનાની આવશ્યકતા, મુક્તિના પ્રકાર તથા સપ્તભૂમિકા, જ્ઞાનનાં સાધનો અને જ્ઞાનીનાં લક્ષણો, ત્રણ ગુણ તથા તેનાં ફળ, મુક્તિના સાક્ષાત્ હેતુરૂપે જ્ઞાન, હું કોણ છું? એ પ્રશ્નનો ખુલાસો, સાંખ્ય, ન્યાય વગેરેના ભિન્નભિન્ન મત, અજ્ઞાન આસુરી સંપત્તિ વગેરેની ત્યાજ્યતા અને આત્મસંયમ તથા વાસનાક્ષયનાં સાધનો; આ પ્રમાણે દશ મુખ્ય બાબતો દશ તરંગોમાં વર્ણવવામાં આવીછે. જેમાં પારિભાષિક શબ્દોની બની તેટલી સ્ફુટતા કરેલીછે.

આ પુસ્તક તેના મૂળ કર્તાએ મરાઠીમાં રચેલું તેપરથી વળાના ડેપ્યુટી ન્યાયાધીશ વાલજી લક્ષ્મીરામ દવેએ ૧૮૮૯ માં બહાર પાડયું.

સંસ્કૃતભાષાના જ્ઞાનવગર મુમુક્ષુ લોકો કે જેઓ શંકરાચાર્યના વેદાંતસિદ્ધાંત સંબંધી પ્રકરણ ગ્રંથો તથા સંપૂર્ણ શાસ્ત્રીય ગ્રંથો વાંચવાને શક્તિમાન નથી તેઓને આ પુસ્તક વાંચવાથી એ સિદ્ધાંતના સ્વરૂપનું ઘણે અંશે ભાન થાય તેવું છે.

ગુજરાતીમાં પુસ્તક લખતી વખત જેટલું વેદાંતના સિદ્ધાંતોનું વિવેચન કરવામાં ખાસ લક્ષ રાખેલું છે તેટલું ભાષાપદ્ધતિ સાચવવામાં બિલકુલ લક્ષ રાખેલું નથી.



## ત્રિવેદી નૌતમરામ ઉત્તમરામ.

એમનો જન્મ સંવત્ ૧૮૮૯માં ચૈત્ર માસમાં સુરતની અંદર થયો હતો. તેઓ જ્ઞાતે વીશનગરા નાગર છે. એમના પિતા સુરત તાબે માંડવી ગામના કારભારી હતા. આ ગ્રંથકર્ત્તાના જન્મ પહેલાં આશરે પાંચ માસ પહેલાં ત્યાંના ખટપટી લોકોએ તેમને સુરતથી કાંઇ બહાનું આપી ત્યાં બોલાવ્યા અને ત્યાંના રાજાને ખબર ન પડે તેમ બહારોબહારજ તેમને મારી નાખ્યા. એમ કહેવાય છે. આથી રા. નૌતમરામજીએ પોતાના પિતાશ્રીને જોયાજ નહિ. તેઓ પોતાનાં માતુશ્રીના હાથ નીચે કેળવાયા. શરૂઆતમાં ગુજરાતી અભ્યાસ કરી ઇંગ્રેજીમાં ત્રણ વર્ષ ગાળ્યાબાદ એનજીનીઅર થઇ સરકારી નોકરી મેળવી. બાળપણથીજ તેમને આપણા પ્રખ્યાત સ્વર્ગવાસી સાક્ષર રા. નવલરામ લક્ષ્મીરામ સાથે મિત્રતા હતી અને તે વખતથીજ આર્યધર્મમાં જે કાંઇ ગુપ્ત તત્વ રહેલુંછે તે શોધી કહાડવાતરફ તેમની પ્રીતિ લાગેલી રહેતી. જેથી નોકરીમાંથી છૂટીને પોતાના મુખ્ય કર્ત્તવ્ય તરીકે સાધુ સંન્યાસીઓ વગેરેનો સમાગમ કરતા. પણ ઘણો વખત સુધી તેમના મનનું સમાધાન થયું નહિ. આજીવિકાવાસ્તે નોકરી કરતાં પણ તે કેવળ પ્રાણયાત્રામાટેજ છે એમ તેમનું માનવું હતું. એમણે દક્ષિણમાં મુળા નદીની નહેરનું કામ સારી રીતે બજાવી એક દેશી એનજીનીયરતરીકે તે વખત સારી શાબાશી મેળવી હતી. એ કામ કરી પોતે પાછા સ્વદેશમાં આવ્યા બાદ અંતઃકરણની કોઇ ગુપ્ત પ્રેરણાઓથી એમના માનસિક પ્રશ્નોનું ધીમે ધીમે સમાધાન થવા લાગ્યું. અને તેજ અરસામાં તેમણે રાજર્ષિ ગ્રંથ તૈયાર કરવા માંડયો જેમાં તેમની માનસિક ગુપ્ત પ્રેરણાઓનો આવિર્ભાવ છે. આજ વખતમાં રૂશિયા તરફનાં મેડમ બ્લાવાટસ્કી તથા અમેરિકન ગૃહસ્થ કર્નલ ઑલકૉટ મુંબઇમાં આવેલા સાંભળી પોતે તેમને મળ્યા અને તેમના વિચારો પણ અરસપરસ મળ્યા. ત્યારથી તેમની ગુપ્ત પ્રેરણાઓને વિશેષ ઉત્તેજન મળવા લાગ્યું. સંવત ૧૯૪૧ માં એટલે પોતાની બાવન વર્ષની પરિ-

પક્વ અવસ્થાએ તેમણે સુરતમાં સનાતન ધર્મસભા સ્થાપન કરી જે હજીસુધી પણ બહુ સારા પાયાપર ચાલેછે. નીચે બતાવેલા એમના ગ્રંથો સિવાય એમણે સુબોધપત્રિકા, રત્નમાલા વગેરે ગ્રંથો બહાર પાડેલા છે.

ઇસ્વી ૧૮૯૦–૯૧ માં સુરતની અંદર નીતિબોધ કન્યાશાળા સ્થાપન થઇ તેમાં એમની શુભ પ્રેરણા હતી. હાલ લગભગ સિત્તેર વર્ષની હદમાં પહોંચવા આવ્યા છતાં મનના તેવાજ ઉત્સાહથી લોકોને સદુપદેશ દેવાનો તેમનો પ્રયત્ન જારી છે.

---

**શ્રીરાજર્ષિ**—કદ ડેમી આઠપેજી ૪૯ ફારમ, પૂઠું પાકું ગિલ્ટેડ, કિંમત રૂપિયા ત્રણ. ટપાલ ખર્ચ આના ૬ છ. કર્ત્તા ત્રિવેદી નૌતમરામ ઉત્તમરામ.

ભૂગોળ અને ખગોળના નિયમ, મહત્ત્વ ભરેલા હેતુઓથી ઇશ્વરનું અસ્તિત્વ, જીવસિદ્ધિ, સૃષ્ટિની મૂળભાષા, વેદ અને વેદધર્મની પ્રાચીનતા તથા સત્યતા અને ધર્મનો સૂક્ષ્મ રીતે નિર્ણય કરવાની સાથે મતમતાંતરોની માહિતી આપી આ ગ્રંથના ઉપયોગીપણામાં ઘણો વધારો કરવામાં આવ્યોછે. સિદ્ધ પુરૂષ શ્રીરાજર્ષિના મુખથી પરીક્ષિત નામના એક મુમુક્ષુ પુરૂષને યુક્તિ અને ધૈર્યસાથે ક્રમેક્રમે જે સદ્બોધ અપાવ્યો છે તેમાં ગ્રંથકર્ત્તાએ પોતાના પાંડિત્યનો પૂર્ણ પ્રકાશ કરેલો છે. હાલમાં ચાલતા નવા શોધના જમાનાની હજારો વર્ષ પૂર્વે રચાયેલાં આર્ય શાસ્ત્રોમાં થયેલા નિર્ણયો અને નિયમો એટલા બધા દૃઢ નિશ્ચિત પાયાવાળા છે કે, પાશ્ચિમાત્ય નવીન શોધમાં તેઓનુંજ રૂપાંતરે દર્શન થયુંછે અને થાયછે. ધર્મનીતિનાં ખરાં લક્ષણો અને પાછળથી દાખલ થયેલાં કલ્પિત લક્ષણોને છૂટાં પાડી તેનું ખરૂં તત્વ જિજ્ઞાસુ જનોને સરલ રીતે સમજાય એવો યત્ન પુષ્કળપણે કરવામાં આવ્યોછે. સંકલ્પ વિકલ્પાત્મક મનની અસ્થિરતાને ક્રમે ક્રમે મટાડી સ્થિરતાપર લાવવાનાં અનેક સાધનોનો સમુદાય સજ્જ કરી છેવટ તે સાધનોના ક્રમપૂર્વક યોગ્ય ઉપયોગથી મનને સ્થિર કરવા માટે વિષયોની જે ગુંથણી કરવામાં આવીછે તે પ્રમાણપુરઃસર દેખાવ દેછે.

કર્ત્તાએ પ્રસ્તાવનામાં જણાવ્યા પ્રમાણે આ ગ્રંથ સંપૂર્ણ લક્ષ નહિ લગાડતાં એક છેડેથી બીજા છેડાસુધી ઉપરઉપરથી વાંચી જવા જેવો નથી. પણ તે હમેશ સાંસારિક વ્યવહારથી નિવૃત્તિ મળે ત્યારેજ સ્થિર મનથી થોડું થોડું વાંચી તેનું મનન કરી નિષ્પક્ષપાત રીતે સત્ય અસત્યનો નિશ્ચય કરવા યોગ્ય છે.

આમાં જે વિદ્યાનું વર્ણન કરવામાં આવ્યુંછે તે વિદ્યાનું મહત્ત્વ વિદેશીય કર્નલ ઑલકાટ, મેડમ બ્લાવાટસ્કી અને મેડમ એનીબીસાંટ એ વિદ્વાન્ અને વિદુષીઓએ પણ પૂર્ણ રીતે જાણી દર પ્રસંગે તેની પ્રશંસા કરીછે.

આ પુસ્તક મુંબઇવાળા રા. રા. મનમોહનદાસ દયાળદાસ તરફથી પ્રસિદ્ધ કરવામાં આવ્યુંછે.

---

**વર્ણોપચાર વિદ્યા અને જ્ઞાનામૃત**—કદ રોયલ સોળપેજી લગભગ દશ ફારમ, પૂઠું કાચું, કિંમત કંઇ પણ લખી નથી. કર્ત્તા ત્રિવેદી નૌતમરામ ઉત્તમરામ.

પ્રથમ વર્ણોપચાર વિદ્યા એ વિષયના પૂર્વાર્દ્ધના ત્રણ ખંડ તથા ઉત્તરાર્દ્ધના સાત ખંડ કરવામાં આવ્યા છે. પૂર્વાર્દ્ધના પ્રથમ ખંડમાં વિષયની પીઠિકા, દ્વિતીય ખંડમાં બિંદુ, રેષા, અને વર્ણપ્રતિ સૃષ્ટિક્રમનો સંબંધ અને તૃતીય ખંડમાં અંકની ઉત્પત્તિ અને સ્થિતિ તથા તે સાથે બ્રહ્માંડનો વૃદ્ધિક્રમ આપેલો છે. ઉત્તરાર્દ્ધના પ્રથમ ખંડમાં વર્ણ વ્યવસ્થા, દ્વિતીય ખંડમાં વર્ણ એટલે રંગ અને તેનો રોગી સાથે સંબંધ, તૃતીય ખંડમાં ભૂરા, રાતા, પીળા અને લીલા રંગના અમુક અમુક પ્રકારના ઉપયોગથી રોગપ્રતિ થતા પ્રયોગ, ચતુર્થ ખંડમાં ભૂરા અથવા આકાશી રંગનું વિશેષ વર્ણન, પંચમ ખંડમાં કૃષ્ણશ્યામ ભૂરા વર્ણનો પ્રભાવ, ષષ્ઠ ખંડમાં પીળા રંગથી થતું વ્યાધિનિવારણ અને સપ્તમ ખંડમાં રાતા રંગના પ્રયોગ કરેલા પાણીથી થતું વ્યાધિનિવારણ તથા ભિન્ન ભિન્ન વ્યાધિપર કયા કયા રંગનો કેવો કેવો પ્રભાવ છે તે જણાવવામાં આવેલ છે.

જ્ઞાનામૃતમાં બાર પત્રિકાઓ ભિન્ન ભિન્ન રૂપે લખવામાં આવેલી છે જેમાં માનસિક અને નિશ્ચયાત્મક બુદ્ધિજ્ઞાન, આ પૃથ્વી ઉપર મનુષ્ય પ્રાણીનાં પ્રથમ કુળ, યોગ વિદ્યાના વિદ્યાર્થીને અગત્યની સૂચના, જીવન્મુક્ત, આદિકાળમાં પ્રથમ ચારે વર્ણની ઉત્પત્તિ, રાજયોગના વિદ્યાર્થીને સૂચના, બ્રહ્મોપદેશ, બ્રહ્મતેજ, સપ્તલોક અને સપ્તતળ વિષે સૂચના, સપ્તતળ અને સપ્તલોકની ગુહ્યતા, સપ્તમ અંક અને ઉન્નતિ ઉત્સુક ધર્મજિજ્ઞાસુઓને સૂચના એ પ્રમાણે બાબતો સમાવવામાં આવેલી છે.

આ પુસ્તક પોતાની મેળે વાંચવા કરતાં કોઇ વિદ્વાનપાસે પ્રથમ સમજીને પછી વખતો વખત વાંચવા જેવું છે. આ પુસ્તક શેઠ ખીમજી જેરામ નારાણજી જે. પી. ને અર્પણ કરવામાં આવ્યુંછે.

**સન્માર્ગદર્શક ઉપદેશમાળા**—કદ રોયલ બત્રીશ પેજી ચાર ફારમ, કિંમત બે આના. કર્ત્તા ત્રિવેદી નૌતમરામ ઉત્તમરામ.

ઇશ્વર સ્તુતિ, ઓંકાર નામ સ્મરણ ભજન, ગુરૂસ્તુતિ, ગુરૂધ્યાન, મનને ઉપદેશ, સનાતનધર્મ તથા સનાતનધર્મ સભાનો ઉદ્દેશ એટલા વિષયો ઉપર ગુજરાતી કવિતાઓ અને ઉપદેશ સંગ્રહમાં તથા મુમુક્ષુના નિત્યકર્મમાં ભાષાંતર સાથે ઉપયોગી સંસ્કૃત શ્લોકો આપેલા છે અને તે પછી આરતીની કવિતાઓ આપ્યાબાદ કેટલાંએક વેદાંત બોધનાં સ્તોત્રો અર્થ સહિત દાખલ કરેલાં છે. ત્યારબાદ પંથીરામ અને આત્મારામનો સંવાદ કે જેમાં થીઓસોફીકલનાં તત્વો સમાવવામાં આવ્યાં છે તે અને છેવટમાં મુમુક્ષુઓએ નિત્યપાઠ કરવાજોગ સાત બોધપાઠો આપેલા છે. જ્ઞાનબોધના યોગ્ય અધિકારી થવા માટે આ પુસ્તક શરૂઆતમાં સારી રીતે ઉપયોગી છે.

---

**બાળબોધમાળા અને મુમુક્ષુનું નિત્યકર્મ**—રોયલ છત્રીશપેજી એક ફારમ. કિંમત કંઇપણ લખી નથી. કર્ત્તા ત્રિવેદી નૌતમરામ ઉત્તમરામ.

બાલબોધ માળામાં નીતિ ધર્મ અને સદાચરણ સંબંધી બાળકો બરાબર સમજી શકે તેવી સહેલી ભાષામાં સત્તર બોધપાઠો સમાવવામાં આવ્યા છે. પોતાનાં બાળકોને સદાચરણી બનાવવા માટે માબાપોએ એ પાઠો તેને નિત્ય વંચાવવા જેવા છે.

મુમુક્ષુના નિત્યકર્મમાં મોક્ષની ઇચ્છાવાળાએ ગ્રહણ કરવા યોગ્ય દિનચર્યા તથા વ્યવહારચર્યા બતાવવામાં આવી છે.

છેવટ મુમુક્ષુમાટે સાત પાઠ અને અઢાર અનુભવ વાક્યો આપવામાં આવ્યાં છે.



## ખાનસાહેબ કરમઅલી રહીમઅલી નાનજીઆણી.

એમનો જન્મ ઇસ્વીસ્વન ૧૮૫૫ માં મુંબઇમાં થયો હતો. એમના પિતા શેઠ રહીમભાઇ મુંબઇના વેપારી હોવાથી મુંબઇમાંજ એમણે વડગાદીપાસેની ગામઠી નિશાળમાં કેળવણીની શરૂઆત કરી. બે વરસ સુધી મસજીદમાં ધર્મની કેળવણી લીધી. એલફીન્સ્ટન હાઇસ્કૂલમાં ઇંગ્રેજી અભ્યાસ કરતાં પાંચમા ધોરણમાંથી પ્રીલીમીનરી પરીક્ષા આપી જેમાં ફક્ત એકજ બાબતમાં નાપાસ થવાથી પ્રિન્સિપાલ મી. કર્કહેમે ખુશી થઇ તેમને એકદમ કેન્ડીડેટ ક્લાસમાં દાખલ કર્યા: તે પછી બીજે વર્ષે મેટ્રીક્યુલેશનમાં રાઓ સરપ્રાગમલજીની પહેલી સ્કોલરશીપ મેળવી. એમને તર્કશાસ્ત્ર તથા ગણિતનો પ્રથમથીજ બહુ શોખ હતો. પ્રિન્સિપાલ વર્ડસ્વર્થ સાહેબના હાથતળે અંગ્રેજી અભ્યાસ પૂરો કરી સન ૧૮૭૯ માં સેકન્ડક્લાસ બી. એ. ની પરીક્ષા પસાર કરી. સન ૧૮૮૦ માં કચ્છના એક્ટીંગ દિવાન સાહેબ વિનાયકરાવે એમને આલફ્રેડ હાઇસ્કૂલમાં રૂપિયા એકસોની જગા આપી. બે વર્ષ પછી ખાનબહાદુર દલાલસાહેબની ખાહેશમુજબ એલફીન્સ્ટન હાઇસ્કૂલમાં આસિ. પરશીયન ટીચર તરીકે તેમની નિમણુક થઇ. ૧૮૮૫ માં ઉર્દુડેપ્યુટી તરીકે રૂપિયા દોઢસોના પગારથી અમદાવાદમાં અને તે પછી તરત પંચમહાલમાં નિમાયા. આ વખતે ખંભાતના નવાબ તરફથી તેમને પોતાના રાજ્યમાં મુનસફ નિમવાની માગણી થઇ હતી પણ પોતાના ઉપરીની ઇચ્છા નહિ જોવાથી તેમણે એ હોદ્દો લેવા ના પાડી હતી. થોડા વખત પછી કચ્છમાં એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર તરીકે નિમાયા. અને ત્યારબાદ ખેડા જીલ્લામાં રૂપિયા એકસો પંચ્યોતેરના પગારથી ડેપ્યુટી ઇન્સ્પેક્ટર તરીકે નિમાયા છે.

એમણે તેલંગ હાઇસ્કૂલ ફંડના ઓનરરી સેક્રેટરીના હોદ્દાની રૂએ મુંબઇના માજી ગવર્નર લોર્ડ હેરીસને એ સ્કૂલનો પાયો નાખવા સભામાં વિનંતિ કરી

હતી તેમજ અમદાવાદની અંજુમન તરફથી તેમને માનપત્ર વાંચી સંભળાવ્યું હતું. લોર્ડ રે ની લુણાવાડામાં પધરામણી થઇ હતી તે વખતે એમણે તેમની રૂબરૂ ત્યાંની સ્કૂલો સંબંધી કેટલીક હકીકત જણાવતાં ત્યાંના રાજા સર વખતસિંહજીએ પોતાની ખુશી દર્શાવનારો તેમનાપર પત્ર મોકલ્યો હતો. એવીજ રીતે ૧૮૯૪ માં સુંથ પૉલનસ્કૂલ ખુલ્લી મૂકવાની ક્રિયા થઇ ત્યારે તેમની મેહેનતથી ત્યાંના રાજા સાહેબે તેમનાપર ખુશ થયા હતા અને તે ખુશી પ્રદર્શિત કરવાને તેમણે પણ તેમનાપર એક પત્ર લખ્યો હતો.

એઓ પોતે ખાવા પીવા વગેરે દરેક વર્તનમાં ચુસ્તરીતે નિયમ જાળવનારા છે, એટલે કે દરેક કામ નિયમિત રીતે કરનારા છે.

---

**નિબંધ કરમાળા ( સમુદાય ૧ લો )**—કદ ડેમી આઠ પેજી ૭ ફારમ. કિંમત ૭ આના. કર્ત્તા ખાનસાહેબ કરમઅલી રહીમઅલી નાનજીઆણી.

આ સમુદાયમાં મિત્રતા, સ્વાર્થ અને ભ્રમપ્રકાશ એ પ્રમાણે ત્રણ નિબંધો લખવામાં આવ્યા છે જે દરેકને, પુસ્તકને માળાનું રૂપક આપેલ હોવાથી મણકો એવું નામ આપવામાં આવ્યું છે એટલે આ માળા ત્રણ મણકાની બનેલી છે. એ ત્રણ મણકાઓ ઉંચી કિંમતના અને ધ્યાનપૂર્વક સમજીને ફેરવવામાં આવે તો ઉત્તમ ફળ આપનારા છે.

પહેલા મણકામાં મિત્રતા એ શબ્દની વ્યાખ્યા, તેના પર્યાયરૂપે વપરાતા તથા તેને લગતા બીજા શબ્દો અને તેના વચ્ચે જાણવાજોગ ફેરફાર, મિત્રતાના જાતી, ઝબાની અને નાની એવા ત્રણ ભેદ, જાની મિત્રના બે પ્રકાર, ઝબાની મિત્રના બે પ્રકાર, પરસ્પર પ્રાણ આપે તેવી મિત્રતાનો દાખલો, નાની દોસ્તોનું અધમપણું, નાની એટલે સ્વાર્થની મિત્રતા અંતે પસ્તાવો આપનારી નિવડેછે તે વિષે શેકસપીઅરના "ટીમન ઑવ એથેન્સ" ના નાટકમાંનો દાખલો, મિત્ર પસંદ કરતી વખતે ધ્યાનમાં રાખવાની બાબતો, મિત્રતાથી થતા ફાયદા, ખરાબ મિત્રતાથી થતા ગેરફાયદા, મિત્રાચારીમાં ભંગ પડવાનાં પૈસો, સ્ત્રી, કાચા કાન અને કડવાં સખુનો એ પ્રમાણે ચાર કારણો, તેમાં સ્ત્રીથી કેવીરીતે મિત્રાચારી ભાંગી પડેછે તે વિષે શેકસપીઅરના "ટૂ જેન્ટલમેન ઑવ વેરોના" એ નાટકમાંનો દાખલો, ઘણા સહવાસથી મિત્રતામાં ઘટાડો તથા મિત્રની ફ-

રજો અને સામાન્ય વિચાર વગેરે બાબતો ઉત્તમભાષા, ઉત્તમવિચારો અને ઉત્તમસંકલનાથી ગોઠવેલ છે.

બીજા મણકામાં સ્વાર્થ શબ્દની વ્યાખ્યા, સ્વાર્થ શબ્દપર વાદ વિવાદ ચલાવતાં લોકોની થતી ભૂલ, પરાર્થ અને પરમાર્થ એ બે શબ્દો વચ્ચેનો ભેદ, આપણા દેશમાં પ્રસરેલો પરમાર્થ, દેશી લોકોના જાણવામાં પૂરી રીતે નહિ આવેલા અગત્યના કેટલાએક પરમાર્થો, ધનવગર પણ થઇ શકતો પરમાર્થ, એકલપેટાપણું, સ્વાર્થવૃત્તિ અને લાંચિયાપણાનો નજીક સંબંધ, સ્વદેશાભિમાન એ પણ પરમાર્થનાજ પેટામાં આવી જાયછે તથા સ્વાર્થ કે આત્મપ્રીતિ અને પરમાર્થની આવશ્યકસીમા સંબંધે લોર્ડ બેકનનું વાક્ય વગેરે બાબતો સમાવેલી છે.

ત્રીજા મણકામાં ભ્રમપ્રકાશ અથવા મનની ઠગાઇઓનો ખુલાસો આવેલો છે. સમય સંબંધી, સ્થળ સંબંધી અને સ્થિતિ સંબંધી એ પ્રમાણે તેના ત્રણ વિભાગ પાડી બની શક્યું તેટલી સાદી ભાષામાં વિવેચન કર્યું છે. મનુષ્યના મનની હાલત જેવી જોઇએ તેવી રહેવાને બદલે કંઇ કંઇ કારણસર ઉંચી બાજુ કે નીચી બાજુ ચડી જાયછે કે ઢળી પડેછે ત્યારે તે અસ્વસ્થ બનેછે અને તે વખતે તે ઉન્મત્તપણામાં અગર કંગાળપણામાં ખરાંને ખોટું કે ખોટાંને ખરૂં તેમજ સંભવિતને અસંભવિત અને અસંભવિતને સંભવિત માની બેસેછે તે વિષે દાખલાદલીલ સહિત યોગ્યાયોગ્ય વિચાર આપવાની સાથે કોઇપણ બાબતમાં નિર્ણયપર આવવા કે સત્ય શોધી કહાડવાને માટે કાર્ય અને કારણ વચ્ચેનો સંબંધ સમજાવવા માટે દૃષ્ટાંતો અને સમજુતી સહિત કુંચી સરખા ચાર નિયમો આપવામાં આવ્યાછે. અનુમાનઆદિકની બાબતથી આ વિષય પ્રમાણશાસ્ત્રને લગતો હોવાથી ભાષા ગમે તેટલી સરલ કર્યા છતાં તીક્ષ્ણતાને નહિ પામેલી બુદ્ધિ તેમાં સહેલાઇથી પેસી શકે તેવું નથી. અને તેથી એ વિષય ફુરસદે ખાસ લક્ષ દઇ સમજીને વાંચવા જેવો છે.

ટૂંકામાં ત્રણે મણકામાંના વિષયો વિદ્વત્તા ભરેલા અને બુદ્ધિની વૃદ્ધિ કરનારા છે. અને તેથીજ આ પુસ્તકને સરકારે ઇનામના પુસ્તક તરીકે મંજુર કરેલું છે.

**નિબંધ કરમાળા** (સમુદાય ૨ જો)—કદ ડેમી આઠપેજી નવ ફારમ. પૂઠું કાચું. કિંમત દશ આના. પાકાં પૂંઠાવાળી નકલના બાર આના. કર્ત્તા ખાનસાહેબ કરમઅલી રહીમઅલી નાનજીઆણી.

આમાં પણ પહેલા સમુદાયની પેઠે પ્રકરણરૂપે ત્રણ મણકાઓ સમાવેલા છે. પહેલા મણકામાં "સૌને વહાલું શું?" એ વિષય, બીજા મણકામાં "ભોજન ભોમિયો" અને ત્રીજા મણકામાં "ઉંઘની કુંચી" એ પ્રમાણે વિષયો લીધેલા છે.

"સૌને વહાલું શું?" એ પ્રકરણમાં દોલત, પ્રાણ, પુત્ર અને આબરૂ એ ચાર બાબતને વહાલી તરીકે ગ્રહણ કરી તેનાપર વિવેચન ચલાવી અંતે તે સૌને વહાલી નથી એમ ક્રમે ક્રમે છોડતા આવી છેવટ "સુખ" એ સૌને વહાલું છે એમ ઠરાવેલ છે. સંતોષ એ મનના સુખનો પાયો છે તથા કરકસર અને મનોવિકારો ઉપર કબજો એ બે તેના સ્તંભો છે. તાજી હવા, ચોખ્ખું પાણી, ખોરાક, સ્વચ્છતા અને કસરત એ શરીર સુખનાં મુખ્ય સાધનોછે અને પરલોકના સુખને માટે પરોપકાર અને ઇશ્વરભક્તિ જરૂરનાં છે. એટલું વિવેચન પૂર્વક સિદ્ધ કરી છેવટ સૌને વહાલું શું હોવું જોઇએ એવો પ્રશ્ન ઉઠાવી તેના ઉત્તરમાં ફરજનું અદા કરવું તે, પરોપકાર તથા બંદગી બતાવેલ છે કે જે ખરા સુખનાં મૂળરૂપે છે.

"ભોજન ભોમિયો" એ પ્રકરણમાં ખાવાના યોગ્યાયોગ્ય પદાર્થો તથા તે કેવી રીતે અને કેવા પ્રમાણમાં ખાવાથી ફાયદાકારક તે બતાવેલ છે. જેમાં ખોરાકના મુખ્ય બે ભાગ (૧) નાઇટ્રોજનવાળા પદાર્થો તથા (૨) નાઇટ્રોજન વિનાના પદાર્થો કયા કયા છે તે જણાવી કયા કયા પદાર્થમાં કયું કયું કેટલું કેટલું તત્વ રહેલું છે તે કોષ્ટકથી સમજાવેલ છે. જરૂર પ્રમાણે મીઠાઇ, મુરબ્બા, પાક, અથાણાં, ચટણી, દૂધ, દહીં, પાણી, ભાજીપાલા વગેરેના ગુણદોષ આપવાની સાથે કબજીયત, દાંતનાં દરદ વગેરેના સહેલા સહેલા ઇલાજો પણ દાખલ કરેલા છે.

"ઉંઘની કુંચી" એ પ્રકરણમાં ઉંઘનો પ્રભાવ, તેની જરૂર, ઉંઘ આવતી વખતે શરીરમાં કેવી જાતની ક્રિયા થાયછે, શા કારણથી ઉંઘ નથી આવતી, ઉંઘ સારી રીતે આવવાનાં કારણો, સુવાનો વખત, સુવાનું સ્થળ, સ્વપ્નાં તથા ઉંઘ લાવવાના ઇલાજ વગેરેનું વર્ણન કરેલું છે. ઉંઘ લાવવાના ઇલાજોમાં યોગ્ય કસરતને ઉંચું સ્થાન આપવામાં આવ્યું છે.

ગ્રંથની ભાષા સરલ અને શુદ્ધ છે. મુદ્દાને મજબૂત કરવા માટે કેટલેક ઠેકાણે આનંદ આપનારા ઉપદેશક દાખલાઓ આપવામાં આવ્યાછે, જેમાંના કોઇ ઇતિહાસસાથે સંબંધ રાખનારા સાદા તથા કોઇ કલ્પેલા જેવા છતાં બુદ્ધિને ખીલવનાર છે. લીધેલા વિષયને ખાસ ઉંડા ઉતરી વિદ્વત્તા વાપરી ચર્ચવામાં આવ્યાછે.

ઉપરનાં પુસ્તકો સિવાય ખાનસાહેબ કરમઅલી રહીમઅલી નાનજીઆણીએ હિંદુસ્તાનમાં પ્રવાસ, કવેન્ટીનડરવાર્ડનું ગુજરાતી ભાષાંતર (ત્રણ ભાગમાં), દુનિયાદર્પણ; ફારસી, અંગ્રેજી, ગુજરાતી તથા હિંદુસ્તાની કહેવતોનો મુકાબલો અને કચ્છી સુકેળવણી એ પ્રમાણે પુસ્તકો બહાર પાડેલાં છે.



## વૈદ્ય જટાશંકર લીલાધર.

એમનો જન્મ સંવત ૧૯૧૫ માં ગોંડળમાં થયોછે. તેઓ જ્ઞાતે શ્રીમાળી બ્રાહ્મણ છે. કાઠિયાવાડ હાઇસ્કૂલમાં ઇંગ્રેજી અભ્યાસ કરી ઇસ્વી ૧૮૮૦ માં મેટ્રીકમાં પાસ થયાપછી કેળવણીખાતાંના ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરના હેડક્લાર્ક તરીકે પાંચ વર્ષ કામ કર્યું. ત્યાર બાદ જામનગર હાઇસ્કૂલમાં જોડાયા અને કેટલાંક વર્ષો પછી એ નોકરી મૂકી તેઓ વૈદ્યકની સ્વતંત્ર લાઇન લઇ અમદાવાદમાં રહેછે. એમણે પાંચ સાત વર્ષ લગી "શ્રીમાળી શુભેચ્છક" નામનું માસિકપત્ર પોતાના તંત્રીપણા નીચે સારી ઇબારતથી ચલાવ્યું હતું, વૈદ્યકની સ્વતંત્ર લાઇન લીધા પછી "વૈદ્ય કલ્પતરૂ" નામે વૈદ્યકના ઉપયોગી વિષયોથી ભરપૂર માસિકપત્ર કહાડવા માંડ્યુંછે, જેને હાલ છઠ્ઠું વર્ષ ચાલેછે. એ સિવાય પણ તેમના તરફથી તેની પહેલાં કેટલાંક પત્રોમાં તેમજ જામનગરમાં અમારા તરફથી નિકળતા "માનવધર્મ" માસિક પત્રમાં ઘણા લેખો આવતા.

તેઓ સ્વભાવે શાંત, ઉત્તમ લેખક અને એક કેળવાયેલા વૈદ્ય છે.

---

ઘરવૈદું—કદ રોયલ આઠપેજી પોણોસો ફારમ. પૂઠું પાકું ગિલ્ટેડ. કિંમત રૂપિયા ૨–૮–૦ અઢી. કર્ત્તા વૈદ્ય જટાશંકર લીલાધર.

આ વૈદ્યકગ્રંથ સાત ભાગમાં પૂરો કરવામાં આવ્યોછે. સૃષ્ટિક્રમવિષે સ્વભાવવાદીઓ, પદાર્થવાદીઓ અને આત્મવાદીઓ શું કહેછે તે જણાવી તે સર્વનો સમન્વય પુરૂષ અને પ્રકૃતિની સિદ્ધિમાં કરવામાં આવ્યોછે. પુરૂષ અને પ્રકૃતિના યોગથી આ સૃષ્ટિ ઉત્પન્ન થાયછે. પ્રકૃતિ ત્રણ ગુણવાળી હોવાથી સત્વગુણી પ્રકૃતિ, રજોગુણી પ્રકૃતિ અને તમોગુણી પ્રકૃતિનાં સ્વરૂપ બતાવીને એ પ્રકૃતિની પ્રતિમારૂપ શરીર અને પુરૂષની પ્રતિમારૂપ જીવાત્માનો સંબંધ જણા-

વવામાં આવ્યોછે. અને શરીરનાં ચોવીશ તત્વોનું વિવેચન આપેલું છે. એ શરીરમાં જીવાત્મા શરીરની સ્વસ્થતા હોય તોજ શાંતિથી રહી શકેછે અને અસ્વસ્થતા હોય તો ક્લેશ પામેછે. શરીર અને જીવાત્માનો સંયોગ એ આયુષ અને તેઓનો વિયોગ એ મૃત્યુ. આયુષ પણ સુખમય અને દુઃખમય હોયછે. તેમ મૃત્યુ એ શરીર અને જીવનો અકાળ વિયોગજ છે. સુખમય આયુષની છેવટમાં જે યોગ્ય વખતનો વિયોગ છે તે તો મૃત્યુ નહિ પણ મોક્ષજ ગણી શકાયછે તે માટે સુખમય જીવિતનાં તત્વોની સમાનતાનો યોગ જાળવવાની પૂરી અગત્ય છે. આ પ્રમાણે આ ગ્રંથની પીઠિકારૂપે તેના પહેલા ભાગમાં વિવેચન આપવામાં આવેલું છે. બીજા ભાગમાં ચાર પ્રકરણોની અંદર શારીરને લગતું વર્ણન આપેલું છે. ત્રીજા ભાગમાં ચાર પ્રકરણોની અંદર હવા પાણી, ખોરાક, ઋતુચર્યા અને દિનચર્યાની સમજ આપવામાં આવીછે. ચોથા ભાગમાં ત્રણ પ્રકરણોથી નિદાન એટલે રોગનાં દૂરનાં તેમજ નજીકનાં કારણો તથા એક રોગ પાછળથી બીજા રોગનું કારણ થઇ પડેછે તે તેમજ વાત, પિત્ત અને કફના પ્રકોપનાં કારણો તેમજ કોપેલા દોષો બીજાં દરદોના કારણરૂપ થઇ પડેછે તે અને વાતપ્રકૃતિ, પિત્તપ્રકૃતિ અને કફપ્રકૃતિ મનુષ્યનાં લક્ષણો અને જિવ્હા, નેત્ર, રૂપ વગેરેથી સામાન્ય પરીક્ષાઓ બતાવેલી છે. પાંચમા ભાગમાં ત્રણ પ્રકરણોથી વિશેષ સમય, વિશેષ શ્રમ, વિશેષ સાધન અને વિશેષ અનુભવથીજ બની શકે એવાં મોટાં રસ રસાયનાદિ ઔષધો છોડી સામાન્ય શ્રમવગેરેથી બની શકે એવાં ઔષધોના અવલેહ, ક્વાથ, ગોળીઓ વગેરે બનાવટોનાં દેશી તથા ઇંગ્રેજીસ્વરૂપ, તોલ માપની સમજ, સામાન્ય અનુપાનો, અકારાદિક્રમથી દેશી ઔષધોના ગુણદોષ, માત્રા અને બનાવટ, દીપન, પાચન, શામક આદિ ગુણને અનુસરી ઔષધોના વર્ગ, ગંધક, પારો, ભીલામાં વગેરે શુદ્ધ કરીનેજ વાપરવાનાં ઔષધોને શુદ્ધ કરવાની રીત, ઔષધોની ગોળી, ચૂર્ણ વગેરે બનાવટોના ક્રમથી તેનો દરદવાર ઉપયોગ, અંગ્રેજી ઔષધીઓનું વર્ણક્રમથી તથા ગુણક્રમથી વર્ણન, રોગપરત્વે હકીમી નુસ્ખાઓનો અને છેવટે ટૂંકામાં હોમીયોપથી કે જે દરદને ઉત્તેજિત કરી મટાડવાના ઉપાયો ધરાવેછે તેના સંબંધમાં તથા ક્રોમોપથી કે જેમાં દરદોપર જૂદા જૂદા રંગના બાટલામાં ભરેલાં પાણીસાથે સૂર્યની કિરણોનો સંબંધ થવાથી તેમાં ગુણોનો વિશેષ પેદા થતાં તેનો ઉપયોગ અને જૂદા જૂદા રંગના કાચથી ઉપચારો કરવામાં આવેછે તે સંબંધે લખવામાં આવ્યુંછે.

છઠ્ઠા ભાગમાં ચૌદ પ્રકરણોની અંદર તાવ, રતવા, પાંડુ, જળોદર વગેરે શરીરનાં સામાન્ય દરદો; શ્વાસોચ્છ્વાસની ક્રિયાને લગતાં સળેખમ, ઉધરસ, દમ, ક્ષય વગેરે, રક્તાશયને લગતાં મૂર્છા, થડકો, હૃદયશૂળ વગેરે; પક્વાશયને લગતાં અજીર્ણ, મળાવરોધ, મરડો, કૃમિરોગ વગેરે; મૂત્રાશયને લગતાં પ્રમેહ, મૂત્રાઘાત વગેરે; મગજને લગતાં ઉન્માદ, મદાત્યય, અપસ્માર વગેરે; આંખ, કાન, નાક અને દાંતને લગતાં તે તે દરદો ; ચામડીનાં ખસ લુખસ, ખરજવાં વગેરે દરદો; આગંતુકરોગો; પ્રદર, હિસ્ટીરીયા, સુવારોગ વગેરે સ્ત્રીઓનાં દરદો; બાળકોનાં દરદો અને પશુનાં દરદોનાં લક્ષણો તથા તેના ઉપાયો આપી તે પછી જૂદી જૂદી જાતનાં ઝેરના ઉપાયો આપવામાં આવેલાછે તથા છેવટ કેટલાએક ધાતુપૌષ્ટિક ઉપાયો લખવામાં આવ્યાછે.

સાતમા અથવા છેલ્લા પ્રકરણમાં સોનાં રૂપાં વગેરેની ભસ્મો કેમ થાય છે અને તેના શા શા ગુણો છે તે બતાવેલ છે. પાછળના ભાગમાં ગ્રંથમાં આવેલી બાબતોનું અકારાદિ સૂચીપત્ર આપેલુંછે.

પ્રસ્તાવનામાં જણાવવા પ્રમાણે ગ્રંથનું એવું બંધારણ બાંધવામાં આવ્યુંછે કે તે દરેક કુટુંબમાં ઉપયોગી થઇ પડે તેમ છે. તેમાંના સહેલા સહેલા ઉપાયો સાધારણ માણસો પણ સાધારણ દરદોને માટે પોતાને હાથે તૈયાર કરી ફાયદો મેળવી શકે તેમ છે. ગ્રંથનો પહેલો ભાગ જો કે ટૂંકામાં છે તોપણ તે સારી વિદ્વતાથી ભરેલો છે એમ વાંચતાંજ જણાઇ રહેછે. દેશી, ઇંગ્રેજી, યુનાની અને તે ઉપરાંત હાલ નવી શોધતરીકે ગણાતાં હોપીયોપથી અને ક્રીમોપથીના દરેક માણસો સમજી શકે તેવા ઉપાયોનું વિવેચન ખચિત વાંચનારી પ્રજાને બોધદાયક અને લાભકારક થઇ પડે તેમ છે.

આ પુસ્તક ભાવનગરના ઠાકોર શ્રી ભાવસિંહજીને અર્પણ કરવામાં આવ્યુંછે.

---

**યુવાવસ્થાનો શિક્ષક**—કદ ડેમી આઠપેજી પાંત્રીશ ફારમ. પૂઠું પાકું સળંગ છીંટનું, કિંમત રૂપિયો ૧-૪-૦ સવા. કર્ત્તા વૈદ્ય જટાશંકર લીલાધર.

આ પુસ્તક વિદ્વાન અને અનુભવી અંગ્રેજ વિલ્યમ કોબેટના " એડવાન્સ ટુ યંગમેન " એ નામના પુસ્તકના આધાર અને અનુકરણથી તૈયાર કરવામાં આવ્યુંછે. એ ઉપરાંત તેમાં કેટલોક સ્વતંત્ર લેખ પણ છે.

જુવાન માણસો દુનિયાદારીના પાકા અનુભવવિના અને તેવો અનુભવ ધરાવનારા ઉપદેશકો કે લેખોના પરિચયવિના સુખ મેળવવાનાં સાધનો પસંદ કરવામાં ઠગાયછે અને અંતે પસ્તાયછે એટલા વાસ્તે તેમને શિખામણરૂપ થઇ પડે તેવા સાત પત્રોનો આ પુસ્તકમાં સમાવેશ કરવામાં આવ્યોછે.

પહેલા પત્રમાં કલ્પિત જરૂરીયાતો અને માની લીધેલી તંગીને લીધે હાલના જુવાનોની વધી પડેલી દાસત્વવૃત્તિ તથા પરાણે પકડી લીધેલી મોટાઇથી થતાં નુકસાનો દાખલા દલીલો સાથે વર્ણવવામાં આવ્યાંછે.

બીજા પત્રમાં ખાનપાનમાં અતિશય આસક્તિ, અકરાંતીયાપણું, નિશો, મદ્યપાન, બીડી, ચા, કાફી, અફીણ, ઉંઘ, વારંવાર અરીસામાં મોઢું જોયા કરવું, ખરાબ સોબત, જુગાર, નાટકશાળા, વૃત્તિને ભ્રષ્ટ કરે તેવાં નમાલાં પુસ્તકો, દીર્ઘસૂત્રીપણું અને માલ ઉધાર ખરીદવો વગેરે નાશકારક ટેવોને છોડવા વિષે વિવેચન આપવાની સાથે સારાં પુસ્તકો યોગ્યક્રમથી વાંચવાં, સારી સંગતિ રાખવી વગેરે બાબતો વર્ણવેલી છે.

ત્રીજા પત્રમાં લગ્નની મહત્તા, તેનો ખરો હેતુ અને સ્ત્રીમાં પવિત્રતા, ગંભીરપણું, ઉદ્યોગીપણું, કરકસર, સ્વચ્છતા, ગૃહકાર્યનું જ્ઞાન, સારો સ્વભાવ અને સૌંદર્ય એ ગુણો હોવાની તથા જોવાની જરૂર બતાવેલી છે.

ચોથા પત્રમાં પુરૂષે પતિતરીકે કેમ વર્તવું જોઇએ તે જણાવેલછે. એટલે કે ઘરખરચમાં મધ્યમપણું જાળવી રાખવું, દાસદાસી વગરજરૂરીયાતે રાખવાં નહિ અને રાખવાં પડે તો બહુ લાંબો વિચાર કરીને રાખવાં, પોતાની સ્ત્રીની સાથે તકલાદી પ્યાર કે ખોટો આડંબર નહિ રાખતાં શુદ્ધ પ્રેમ અને સભ્યતાવાળી યોગ્ય વર્તણુક રાખવી, સ્ત્રીવશ્ય ન થવું. સ્ત્રીછોકરાં તરફ બેદરકાર ન રહેવું, પરસ્ત્રી અને નાશકારક વ્યસનોથી સદા દૂર રહેવું, સ્ત્રીને મોઢે ચડાવી મૂકવી નહિ, તેનાપર જોઇતી દેખરેખ અવશ્ય રાખવી, પોતાના ઘરને પરવારતી ઓરતોની બેઠકનું સ્થાન બનવા નહિ દેવું, સ્ત્રીના મનમાં સ્વાભાવિક ઇર્ષ્યા આવે એવું કામ કદી પણ કરવું નહિ. કારણ કે તેથી તેનું મન બહુજ જૂદું પડી જાયછે અને પુરૂષને પોતાને પણ તેમાં નુકસાન છે. લગ્નમાં કરેલા કરારનો કોઇ પણ રીતે ભંગ ન થવા પામે તેને માટે સદા સાવચેત રહેવું, સ્ત્રીએ લગ્નના કરારનો ભંગ કર્યોછે એવો શક આવતાં ઉતાવળા ન બનવું પણ શાંત મગજથી તેનો તપાસ કરવો, અપવિત્ર સ્ત્રીસાથેનો સંબંધ એકદમ તજી દેવો તથા પોતે પવિત્ર રહેવું, એ સઘળી બાબતોવિષે સારી છૂટથી લખવામાં આ-

વ્યુંછે. છેવટે વાંઢાઓ યોગ્ય સ્ત્રીવગર કેવી વિપત્તિના ભોગરૂપ થઇ પડેછે તે પણ દર્શાવેલું છે.

પાંચમા પત્રમાં એક પુરૂષનું પિતાતરીકે શું કર્ત્તવ્ય છે તે બતાવેલું છે. પ્રસૂતા સ્ત્રીની આવજતવિષે કેટલુંએક લખ્યાપછી છોકરાંને ઉછેરવામાં નિયમ, નિશ્ચય અને કોમળપણાની જરૂર જણાવેલી છે. પિતાએ બાળકને અવશ્ય થતા વ્યાધિઓમાં કંઇ વહેમ કે ભયથી બીજે રસ્તે ન ચડતાં તેના ખરા ઉપાયો તરત કરવા, તેનું પોષણ કરવામાં હિત પદાર્થો અને નિયમિતપણું એ છોડવાં નહિ. તેમને નિર્મળ હવા એ ફાયદાકારક છે. બાળકને શિક્ષણ આપવામાં ક્રૂરતા કે ધમકી ન વાપરતાં પ્યાર અને યુક્તિ વાપરવી. તે વિશ્વાસપાત્ર અને દયાળુ થાય એવાં શિક્ષણથી તેને લાયક કરવું, પુત્ર તથા પુત્રીઓને નમાલી વાર્ત્તાઓ તેમજ ખોટા ઇતિહાસોનાં પુસ્તકો વાંચતાં અટકાવવાં, તેમનામાં પોતાની શક્તિ કરતાં વધારે તત્વ હોવાના અંકુરોને પેસતાંજ અટકાવવા અને જેમ બને તેમ પોતાનાં સંતાનો સાદી, ઉદ્યોગી અને કરકસર ભરેલી વર્ત્તણુકવાળાં તથા આજ્ઞાંકિતપણું, સત્યતા અને પ્રમાણિકપણાને ચાહનારાં થાય તેવા દરેક ઉપાયો કામે લગાડવા એ વિષે વર્ણન આપેલું છે.

છઠ્ઠા પત્રમાં જનસમાજપ્રતિ દરેક માણસે કેવા વિવેક અને ઉપયોગી તથા ઉદ્યોગીપણાથી વર્ત્તવું તે વિષે લખેલું છે.

સાતમા અથવા છેલ્લા પત્રમાં દરેક સ્ત્રીપુરૂષે નિરંતર સ્મરણમાં રાખવા લાયક એકસો આડ ઉપદેશાત્મક વાક્યો આપેલાં છે. જેમાં ઉપરના છએ પત્રોનો નીચોળાર્થ આવી જાયછે.

શરૂઆતમાં વીલ્યમ કોબેટનું સંક્ષિપ્ત વૃત્તાંત આપેલુંછે. પુસ્તક દરેક માણસે વાંચવાલાયક હોવાની સાથે દેશોન્નતિના મૂળરૂપ છે. ભાષા તથા શૈલી સહેલી, સાદી અને રસવાળી છે.

આ પુસ્તક વડોદરાના મહારાજા સયાજીરાવને અર્પણ કરવામાં આવ્યુંછે.

---

**સ્વધર્માભિમાન**—કદ ડેમી આઠપેજી સોળ ફારમ. પૂઠું કાચું છીંટની પટ્ટીવાળું, કિંમત રૂપિયો ૧. કર્ત્તા વૈદ્ય જટાશંકર લીલાધર.

આ પુસ્તકનાં સાત પ્રકરણોની અંદર નીચે મુજબ બાબતો સમાવવામાં આવીછે.

પહેલા પ્રકરણમાં ધર્મ એ શબ્દની વ્યાખ્યા આપી અહિંસા, સત્ય, અસ્તેય, શૌચ અને ઇંદ્રિયનિગ્રહ એ મનુએ બતાવેલ તેનાં સામાન્ય લક્ષણ જણાવેલાં છે. ઇશ્વરપ્રેરિત એકજ ધર્મ છે પણ મનુષ્યપ્રકૃતિની ભિન્નતાથી તેમાં વિશેષો પેદા થવા લાગ્યા. તે જણાવી તે પછી પ્રવૃત્તિધર્મ અને નિવૃત્તિધર્મનું રૂપ બતાવી તેનો મુખ્યત્વે પ્રસાર અનુક્રમે યુરોપ તથા એશિયામાં જણાવેલો છે. દુનિયામાં હાલ મુખ્યત્વે વેદોક્ત, બૌદ્ધ, ખ્રિસ્તી અને મહમદી ધર્મો ચાલેછે. જરથોસ્તીધર્મ વેદોક્તધર્મનેજ મળતો બતાવ્યોછે. એ ચારે ધર્મોના કાળ તથા તેના પ્રવર્ત્તક પુરૂષો બતાવી સામાન્ય ધોરણે તેઓનું એકત્વ અને વિશેષ ધોરણે તેઓનું પૃથક્ત્વ દેખાડવામાં આવ્યુંછે.

બીજા પ્રકરણમાં સાંખ્ય, ન્યાય, વૈશેષિક વગેરે શાસ્ત્રોના આધાર તથા યુક્તિથી વેદની અનાદિતા બતાવી તે પછી જ્ઞાન, ઉપાસના અને કર્મ તથા તેના પેટામાં મૂર્ત્તિપૂજા, સ્નાન, સંધ્યા, વૈશ્વદેવ, શ્રાદ્ધ વગેરે વિષયોપર વિવેચન આપેલું છે.

ત્રીજા પ્રકરણમાં આચાર વિચાર સંબંધે વિવેચન આપતાં નહાવાની જરૂરીઆત, રજસ્વલાને અસ્પૃશ્ય ગણવાનાં ગંભીર અને લાભકારક કારણો, તેમજ ગ્રહણ, પ્રાયશ્ચિત્ત તથા અર્ધદગ્ધ લોકોમાં વહેમરૂપે મનાઇ ગયેલી બીજી પણ કેટલીએક બાબતો દાખલા દલીલો સહિત આપી છેવટ પ્રવાસ સંબંધે એટલે યૂરોપ વગેરે દૂરના દેશોમાં જવા માટે હાલના વખતમાં ખરી રીતે કંઇ પ્રતિબંધ છે કે નહિ ? તે વિષે લખવામાં આવેલું છે.

ચોથા પ્રકરણમાં પુરાણની વાતોવિષે અધૂરી અથવા નાસ્તિક બુદ્ધિવાળાઓ જે વિપરીત કલ્પનાઓ ઉઠાવેછે તેના દાખલાતરીકે મુખ્યમુખ્ય બાબતો લઇ રદીઆ આપેલા છે. મેરૂ, શેષનાગ, બ્રાહ્મણાદિ ચાર વર્ણ, એકાદશીનો ઉપવાસ, શ્રીકૃષ્ણ અને નૃસિંહ અવતાર વગેરે માટે લોકોના મનમાં અભાવ પેદા થાય એવા એવા તર્કો પેદા થવા લાગ્યાછે જે એક અણસમજનું અને ઉંડા ઉતર્યાવગર નિશ્ચય બાંધી લેવાનુંજ નિંદ્ય પરિણામછે એમ તેમાં સયુક્તિક ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

પાંચમા પ્રકરણમાં હાલમાં દેખાવ દેતા સંસારસુધારાએ અને કેળવણીએ કેટલે દરજ્જે દેશનું ભલું કર્યુંછે તે બતાવવાનો પ્રયત્ન કરેલો છે. હાલની કેળવણીમાં ધર્મનું મહત્ત્વ ન જળવાવા સંબંધી મોટામાં મોટી ખામી છે. હા-

લતી ખીચડા કેળવણીમાં નીતિની કેળવણી ઘણી થોડી છે. હાલનો કેળવાયેલો વર્ગ પોતે પોતાનું જે કાંઇ મહત્ત્વ છે તેનેજ ભૂલી જાયછે. સેંકડો હિંદુઓ પરધર્મમાં ગયાછે અને જાયછે, ઉપરછપરનો આડંબર વધી પડયોછે, પરદેશની વાતો કડકડાટ કરી જતા પણ સ્વદેશના સત્વરૂપ સજ્જનોનાં ચરિત્રોનું ભાન પણ નહિ ધરાવતા હાલના વિદ્યાર્થીઓ દેશોન્નતિ કેવી રીતે કરી શકે ? મન કેળવવા જતાં આજ તનનું નખોદ નિકળી જાયછે. આ પ્રમાણે હાલની કેળવણી અને પ્રાચીન વખતની કેળવણીનાં ધોરણોનો મુકાબલો કરી વાંચનારની આંખો ઉઘાડવામાં આવીછે. હાલની સ્ત્રીકેળવણીએ કરેલો વધારો આનંદનું કે શોકનું કારણ છે? તેપર પણ વિચાર આપેલો છે. સ્ત્રીસ્વાતંત્ર્ય વગેરે સુધારાએ અયોગ્ય ધોરણે ચડી દેશને કેવું નુકશાન કર્યુંછે તે દાખલાઓસાથે બતાવી આપ્યુંછે. સતી અનસૂયા અને નર્મદાના દાખલા આપી દેખાડી આપ્યુંછે કે એ વખતની કેળવણી અને આજની કેળવણી તથા તે વખતના સુધારામાં અને આજના સુધારામાં કેટલો બધો જમીન આસમાનનો ફરક છે. હાલની કેળવણીમાં અને હાલના સુધારામાં યુક્તિપ્રયુક્તિઓ વધીછે પણ સદ્‌ગુણોના સંસ્કાર પાછળ પડી ગયાછે. એ ખરેખર શોકાસ્પદ છે. આજને સુધારે આપણને શું શિખવ્યું, કેવા બનાવ્યા, સુધરેલ એ શબ્દનો અર્થ કેવો થઇ પડયો છે! ખરી રીતે તેનો અર્થ શો છે વગેરે બાબતો સારી છટાથી વર્ણવીછે.

છઠ્ઠા પ્રકરણમાં વ્યભિચાર, ઢોંગ, પ્રપંચ, ધર્મને નામે ચાલતા અધર્મ, અસત્ય, ચોરી, હિંસા વગેરે જે હાલમાં વધી પડેલાં છે તેની તપાસ લેવામાં આવીછે. મન્વાદિ મુનિઓએ આપેલ કળિયુગનું વર્ણન ટૂંકામાં દાખલ કરેલું છે. દેવસ્થાનોમાં ભક્તિને બહાને થતાં ભૂંડાં કામો સત્તાદ્વારા પણ સત્વર અટકાવવાની જરૂર જણાવીછે. હાલ બકભક્તો, ઢોંગી ધર્મઠગો લોકોનું કેવું નખોદ વાળેછે તે બતાવવામાં આવ્યુંછે. જમાનો અને જમાનાને અનુસરતો વ્યવહાર એવો ચાલવા લાગ્યોછે કે પ્રમાણિકપણાની જડ નિકળી ગઇછે, ગાય સરખાં પવિત્ર અને ઉપયોગી પ્રાણીની હત્યારૂપ અનાચારે હદ વાળી દીધીછે તે બાબત એકજ ગાયની હત્યાથી કેટલું નુકસાન થાયછે તે હિસાબના આંકડાઓથી બહુજ અચ્છી રીતે સમજાવવામાં આવ્યુંછે અને આજકાલ ધર્મને બહાને મદ્યમાંસાદિક આસુર આહારની વૃદ્ધિ થઇ પડીછે અને તેની સાથે ધર્મ અને નીતિનું નખોદ કહાડનારો એ પવન કેવા જોસથી ફેલાતો જાયછે તેપણ આ પ્રકરણમાં સારી રીતે વાંચી ધ્યાનમાં લેવા જોગ છે.

સાતમા અથવા છેલ્લા પ્રકરણમાં સ્વધર્મનું અભિમાન એજ સ્વદેશનું અભિમાન છે એવો ઉત્સર્ગ કરી સ્વાભિમાન શબ્દની વ્યાખ્યા આપી એવા સ્વાભિમાની વીરનરોના દાખલા આપ્યાછે. તેવા વીરનરો આજકાલ નથી. હાલ તો ભૂખમરો ને ઝાઝો બરો વધી પડયોછે. અર્ધદગ્ધ લોકોથી દેશ ઉભરાઇ જાયછે. દેશોદ્ધાર ક્યાંથી થાય? સ્વધર્મના શરણવગર, સ્વધર્મના સત્ય જુસ્સાવગર કદી પણ દેશોદય થતોજ નથી. સ્વદેશ અને સ્વધર્મની પ્રાચીન મહત્તાઓ કે જેના દાખલાઓ શાસ્ત્રો તથા ઇતિહાસોથી મોજુદ છે તેનાપર નજર કરવામાં આવે તો આપણે કોણ! આપણો દેશ કેવો? અને આપણો સ્વધર્મ કેવો? તેનું સત્ય ભાન થઇ શકે તેવું છે. પૂર્વ કાળમાં વિદ્યા કળાઓ કેવી હતી તથા કેવાં કેવાં વીરરત્નો પાકતાં હતાં તે જોઇ આપણને સહજ વિચાર આવેછે કે તે વખતમાં સ્વધર્મનું અભિમાન હતું. આ બધી બાબતોની છણાવટ કરી છેવટ લોકોનાં મન સ્વધર્મપર અને સ્વધર્મોક્ત નીતિરીતિપર પાછાં આકર્ષાય એમ પ્રાર્થના કરવાની સાથે આ ગ્રંથની સમાપ્તિ કરવામાં આવીછે.

ભાષા અને લખાણની શૈલી સરલ, છટાદાર તથા વાંચવામાં રસ આપે તેવી છે. પ્રસંગે પ્રસંગે આપેલાં દૃષ્ટાંતો ઉપદેશાત્મક અને ઉત્તમ અસર કરનારાં છે. એકંદર આ ગ્રંથ દરેક ભાઇએ બહુ લક્ષપૂર્વક વાંચી વિચારમાં લેવા લાયક છે.

આ પુસ્તક મહીકાંઠા પોલીટીકલ એજન્સીના શિરસ્તેદાર રા. રા. દલપતરામ છગનલાલ ત્રવાડીને અર્પણ કરવામાં આવ્યુંછે.

---

**સામવેદીનું સંક્ષિપ્ત નિત્યકર્મ**—કદ રોયલ સોળપેજી દોઢ ફારમ, કિંમત એક આનો. પ્રસિદ્ધ કરનાર વૈદ્ય જટાશંકર લીલાધર.

સામવેદવાળા બ્રાહ્મણોને કરવાનું નિત્યકર્મ આ પુસ્તકમાં ટૂંકામાં આપેલું છે. નીચેના ભાગમાં તેની સમજુતી પણ આપીછે. પ્રાતઃ સંધ્યા, મધ્યાહ્ન સંધ્યા, સંક્ષેપથી તર્પણ, બ્રહ્મયજ્ઞ, વૈશ્વદેવ, ભોજનવિધિ, સાયંસંધ્યા, બ્રાહ્મણભોજનનો સંકલ્પ, ગાયત્રીમંત્રનો અર્થ તથા છેવટ બાળકોને નીતિને રસ્તે દોરે એવાં થોડાંએક ઉપદેશાત્મક વાકયો લખેલાં છે.

સામવેદવાળા બ્રાહ્મણોએ પોતાના દરેક ઉપનીત બાળકને આ ચોપડી આપી તેમાં જણાવ્યા પ્રમાણે નિત્યકર્મ કરાવવું જોઇએ.

**આરોગ્ય રહેવાના ઉપાય**—કદ રોયલ બત્રીશપેજી ત્રણ ફારમ, પૂંઠું કાચું છીંટની પટ્ટીવાળું. કિંમત ૦-૨-૦ બે આના. કર્ત્તા વૈદ્ય જટાશંકર લીલાધર.

એમાં આરોગ્યની કિંમત, મંદવાડનું કારણ અસાવચેતી, નિર્મળ હવાની જરૂરીયાત, હવા બગડવાનાં કારણો, બગડેલી હવાનો સુધારો, પાણીની અગત્ય, પાણી પૂરૂં પાડવાનાં ઠેકાણાં, વરસાદનાં પાણીના ગુણ તથા તેનો ઉપયોગ, નદીઓનાં પાણીના ગુણ તથા તેનો ઉપયોગ, નદીઓમાં થતી જાૂદા જાૂદા પ્રકારની ગંદકી, ટાંકાં અને તળાવનાં પાણીવિષે વર્ણન, કૂવા અને ટાંકાંઓમાં પૂરા નામના કૃમિઓનો ઉપદ્રવ, પાણીની પરીક્ષા અને તેને સ્વચ્છ કરવાની રીત, નહાવાની જરૂર, નહાવાનો પ્રકાર, ખોરાક, ખોરાકના ગુણ, ખાવાનો પ્રકાર, અજવાળું, કપડાં, કસરત, ઉંઘ, ઘર, ગામ સુધરાઇખાતું, મંદવાડના વખત માટેની સામાન્ય સૂચના, નાનાં બાળકોનું રક્ષણ તથા તે સિવાય બીજી પણ કેટલીએક ધ્યાનમાં રાખવા જોગ બાબતોવિષે લખવામાં આવ્યું છે.

આ પુસ્તક આરોગ્ય વિદ્યા નિબંધમાળાનો ૧ લો યત્ન છે.

---

**બ્રહ્મચર્ય**—કદ રોયલ બત્રીશપેજી પાંચ ફારમ, પૂંઠું કાચું છીંટની પટ્ટીવાળું. કિંમત ૦-૬-૦ છ આના. કર્ત્તા વૈદ્ય જટાશંકર લીલાધર.

એ નિબંધના પહેલા પ્રકરણમાં સુખની વ્યાખ્યા, સુખ અને ધર્મનો નજીકનો સંબંધ, ધર્મ અને સદ્વિદ્યાનો સંબંધ, ધર્મનાં સાધનો, સારા સંસ્કારો, શારીરિક તથા માનસિક વ્યવહારની એક બીજાપર અસર, કર્મેંદ્રિયો અને જ્ઞાનેંદ્રિયોનો નિયમિત રીતે સમ્યક્યોગ અથવા આહારવિહારમાં નિયમિતપણું એજ બ્રહ્મચર્ય, બ્રહ્મચર્યનું લક્ષણ તથા વીર્યરક્ષણ એ બાબતો આપેલી છે.

બીજા પ્રકરણમાં મનુષ્યના આયુષનાં ચાર વિભાગ, આશ્રમોનું બંધારણ, ઉપનયન, ગુરૂગૃહવાસ, બ્રહ્મચર્યના વિશેષ તથા સામાન્ય એવા બે ભેદ, પ્રાચીન અને અર્વાચીન કાળનો મુકાબલો, બ્રહ્મચર્ય સંબંધે છાંદોગ્ય ઉપનિષદ્ના તથા સુશ્રુત સંહિતાના આધારો, અને તેઓને ડોળી નાખનારો હાલનો વ્યવહાર; એ બાબતોવિષે વિવેચન આપેલુંછે.

ત્રીજા પ્રકરણમાં પરણ્યા પહેલાં પાળવાના નિયમો; હાલમાં તેઓનો થયેલો નાશ, તેથી થતાં નુકસાનો, સાદાઇ, પવિત્રતા અને નીતિ એઓની અ-

યોગ્ય મનોવિકારોને દબાવવાની શક્તિ, અયોગ્ય વખતે ઉદ્ભવતા મનોવિકારોથી આવતાં માઠાં પરિણામ, ખાનપાન, કસરત અને બહારના વ્યવહારોની યોગ્યાયોગ્યતા તથા સદ્વિચાર, મનોબલ અને વિદ્યાભ્યાસની આવશ્યકતા એ બાબતો વર્ણવીછે.

ચોથા પ્રકરણમાં પરણ્યા પછી પાળવાના નિયમો—જેમાં વય, રૂપ, ગુણ, કાળ, શારીરિક સ્થિતિ, માનસિક સ્થિતિ, પવિત્રતા અને એકપત્નીવ્રત તથા પાતિવ્રત્યનો સમાવેશ કરવામાં આવેલો છે, તે સંબંધી ઉલ્લેખ કર્યોછે.

પાંચમા અથવા છેલ્લા પ્રકરણમાં મિથ્યાયોગ, વ્યભિચાર કે અતિયોગથી બ્રહ્મચર્યનો ભંગ કરનારને થતાં નુકસાનો બતાવ્યાંછે. એમાં વ્યભિચાર એ શબ્દની વ્યાખ્યા પરસ્ત્રીગમન આપેલ છે, અતિયોગ એટલે ભલે પરસ્ત્રીગમન ન કરે તોપણ પરિણીત સ્ત્રીસાથે પણ હદ છોડી વિલાસ સુખ ભોગવવામાં આવે તો તેપણ બ્રહ્મચર્યનો ભંગજ ગણાય છે અને મિથ્યા યોગમાં હાથરસ કે જેણે ઉછરતી દુનિયાનો ઘાણ બગાડી નાખ્યોછે તે તથા તે સિવાય વિરૂદ્ધકર્મોનું વર્ણન આપી તેનાં નુકસાન જણાવ્યાંછે.

એકંદર પુસ્તક અવશ્ય વાંચી ઉપદેશ ગ્રહણ કરવા યોગ્ય છે.

આ પુસ્તક રાવ બહાદુર રણછોડલાલ છોટાલાલ સી. આઇ. ઇ. ને અર્પણ કરવામાં આવ્યું છે. ઉપરનાં પુસ્તકો સિવાય એમના તરફથી "બાળલગ્ન" "સારી સંતતિ શી રીતે ઉત્પન્ન કરવી" વગેરે નિબંધો બહાર પડેલા છે.

---

**આરોગ્ય રહેવાના ઉપાય**—કદ રોયલ બત્રીશપેજી ત્રણ ફારમ, પૂંઠું કાચું છીંટની પટ્ટીવાળું. કિંમત ૦-૨-૦ બે આના. કર્ત્તા વૈદ્ય જટાશંકર લીલાધર.

એમાં આરોગ્યની કિંમત, મંદવાડનું કારણ અસાવચેતી, નિર્મળ હવાની જરૂરીયાત, હવા બગડવાનાં કારણો, બગડેલી હવાનો સુધારો, પાણીની અગત્ય, પાણી પૂરૂં પાડવાનાં ઠેકાણાં, વરસાદનાં પાણીના ગુણ તથા તેનો ઉપયોગ, નદીઓનાં પાણીના ગુણ તથા તેનો ઉપયોગ, નદીઓમાં થતી જૂદા જૂદા પ્રકારની ગંદકી, ટાંકાં અને તળાવનાં પાણીવિષે વર્ણન, કૂવા અને ટાંકાંઓમાં પૂરા નામના કૃમિઓનો ઉપદ્રવ, પાણીની પરીક્ષા અને તેને સ્વચ્છ કરવાની રીત, નહાવાની જરૂર, નહાવાનો પ્રકાર, ખોરાક, ખોરાકના ગુણ, ખાવાનો પ્રકાર, અજવાળું, કપડાં, કસરત, ઉંઘ, ઘર, ગામ સુધરાઇખાતું, મંદવાડના વખત માટેની સામાન્ય સૂચના, નાનાં બાળકોનું રક્ષણ તથા તે સિવાય બીજી પણ કેટલીએક ધ્યાનમાં રાખવા જોગ બાબતોવિષે લખવામાં આવ્યું છે.

આ પુસ્તક આરોગ્ય વિદ્યા નિબંધમાળાનો ૧ લો યત્ન છે.

---

**બ્રહ્મચર્ય**—કદ રોયલ બત્રીશપેજી પાંચ ફારમ, પૂંઠું કાચું છીંટની પટ્ટીવાળું. કિંમત ૦-૬-૦ છ આના. કર્ત્તા વૈદ્ય જટાશંકર લીલાધર.

એ નિબંધના પહેલા પ્રકરણમાં સુખની વ્યાખ્યા, સુખ અને ધર્મનો નજીકનો સંબંધ, ધર્મ અને સદ્‌વિદ્યાનો સંબંધ, ધર્મનાં સાધનો, સારા સંસ્કારો, શારીરિક તથા માનસિક વ્યવહારની એક બીજાપર અસર, કર્મેંદ્રિયો અને જ્ઞાનેંદ્રિયોનો નિયમિત રીતે સમ્યક્‌યોગ અથવા આહારવિહારમાં નિયમિતપણું એજ બ્રહ્મચર્ય, બ્રહ્મચર્યનું લક્ષણ તથા વીર્યરક્ષણ એ બાબતો આપેલી છે.

બીજા પ્રકરણમાં મનુષ્યના આયુષના ચાર વિભાગ, આશ્રમોનું બંધારણ, ઉપનયન, ગુરૂગૃહવાસ, બ્રહ્મચર્યના વિશેષ તથા સામાન્ય એવા બે ભેદ, પ્રાચીન અને અર્વાચીન કાળનો મુકાબલો, બ્રહ્મચર્ય સંબંધે છાંદોગ્ય ઉપનિષદ્‌ના તથા સુશ્રુત સંહિતાના આધારો, અને તેઓને ડોળી નાખનારો હાલનો વ્યવહાર; એ બાબતોવિષે વિવેચન આપેલુંછે.

ત્રીજા પ્રકરણમાં પરણ્યા પહેલાં પાળવાના નિયમો; હાલમાં તેઓનો થયેલો નાશ, તેથી થતાં નુકસાનો; સાદાઇ, પવિત્રતા અને નીતિ એઓની અ-

યોગ્ય મનોવિકારોને દબાવવાની શક્તિ, અયોગ્ય વખતે ઉદ્‌ભવતા મનોવિકારોથી આવતાં માઠાં પરિણામ, ખાનપાન, કસરત અને બહારના વ્યવહારોની યોગ્યાયોગ્યતા તથા સદ્‌વિચાર, મનોબલ અને વિદ્યાભ્યાસની આવશ્યકતા એ બાબતો વર્ણવીછે.

ચોથા પ્રકરણમાં પરણ્યા પછી પાળવાના નિયમો—જેમાં વય, રૂપ, ગુણ, કાળ, શારીરિક સ્થિતિ, માનસિક સ્થિતિ, પવિત્રતા અને એકપત્નીવ્રત તથા પાતિવ્રત્યનો સમાવેશ કરવામાં આવેલો છે, તે સંબંધી ઉલ્લેખ કર્યોછે.

પાંચમા અથવા છેલ્લા પ્રકરણમાં મિથ્યાયોગ, વ્યભિચાર કે અતિયોગથી બ્રહ્મચર્યનો ભંગ કરનારને થતાં નુકસાનો બતાવ્યાંછે. એમાં વ્યભિચાર એ શબ્દની વ્યાખ્યા પરસ્ત્રીગમન આપેલ છે, અતિયોગ એટલે ભલે પરસ્ત્રીગમન ન કરે તોપણ પરિણીત સ્ત્રીસાથે પણ હદ છોડી વિલાસ સુખ ભોગવવામાં આવે તો તેપણ બ્રહ્મચર્યનો ભંગજ ગણાય છે અને મિથ્યા યોગમાં હાથરસ કે જેણે ઉછરતી દુનિયાનો ઘાણ બગાડી નાખ્યોછે તે તથા તે સિવાય વિરૂદ્ધકર્મોનું વર્ણન આપી તેનાં નુકસાન જણાવ્યાંછે.

એકંદર પુસ્તક અવશ્ય વાંચી ઉપદેશ ગ્રહણ કરવા યોગ્ય છે.

આ પુસ્તક રાવ બહાદુર રણછોડલાલ છોટાલાલ સી. આઇ. ઇ. ને અર્પણ કરવામાં આવ્યું છે. ઉપરનાં પુસ્તકો સિવાય એમના તરફથી "બાળલગ્ન" "સારી સંતતિ શી રીતે ઉત્પન્ન કરવી" વગેરે નિબંધો બહાર પડેલા છે.



## રાવ બહાદુર પરમાનંદ ભોળાભાઇ પારેખ.

એમનો જન્મ નાંદોદ ખાતે સંવત ૧૯૦૦ ની સાલમાં થયો હતો. નાંદોદમાં તથા ભરૂચમાં ગુજરાતી અને ઇંગ્રેજી કેળવણી લીધા બાદ તેઓ પોતાની સત્તર વર્ષની ઉમ્મરે એટલે ઇસ્વી. ૧૮૬૦ માં મુંબઇ બુદ્ધિવર્ધક હિંદુશાળામાં આસિસ્ટંટ માસ્તર તરીકે રહ્યા. ૧૮૬૧ માં મુંબઇમાં ઇનકમ-ટેક્ષ ખાતામાં ક્લાર્કની જગાએ રહ્યા. ૧૮૬૨ માં બી. બી. સી. આઇ. રેલવેના લોકોમોટીવ ખાતામાં ક્લાર્કની જગાએ રહ્યા. ૧૮૬૬ સુધી ભરૂચ જ્ઞાનશોધક સભાના સેક્રેટરી તરીકે કામ કર્યું. તે પછી ૧૮૬૭ સુધી ભરૂચ દુઃખનિવારણ મંડળીના ઓનરરી સેક્રેટરી તરીકે કામ કર્યું અને ૧૮૭૦ માં વડોદરામાં વકીલની પરીક્ષામાં પસાર થઇ પ્રથમ રેવાકાંઠા પોલીટીકલ એજન્સીમાં અને પછી વડોદરામાં વકીલાત કરવા માંડી; ૧૮૭૬ થી વડોદરા રાજ્યના ન્યાય ખાતામાં પ્રથમ વર્ગના માજીસ્ટ્રેટ તરીકે નિમાયા. ૧૮૯૯ માં તેઓ નોકરીથી રીટાયર થયા. એઓ પ્રાર્થના સમાજ, ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, થીઓસોફીસ્ટ સોસાયટી, ટેમ્પરન્સ સોસાયટી વગેરેના મેમ્બર થયેલા છે. મુંબઇમાં જે "ડાંડીયા" પત્ર નિકળતું તેમાં ઇસ્વી. ૧૮૬૮-૬૯ માં એમનાં લખાણો આવેલાં છે.

એમની વિદ્યાપર પ્રીતિ હોવા વિષે પોતે રાજ્યના નોકર છતાં, એક એ વખત ધંધામાં પૈસાના મોટા નુકસાનમાં ઉતરી ગયા છતાં અને પોતાના જુવાન પુત્ર મી. ઇચ્છાલાલના મરણનો કારી ઘા ખમવા છતાં તેમણે પુસ્તકો લખવાનો પ્રયત્ન છોડયો નહિ એજ સારી રીતે બતાવી આપેછે.

---

**સૃષ્ટપદાર્થ નિયમ અને સુધારણા**—કદ ડેમી બાર પેજી બાવીશ ફારમ. પૂઠું પાકું ગિલ્ટેડ. કિંમત ચૌદ આના. કર્તા રાવબહાદુર પરમાનંદ ભોળાભાઇ પારેખ.

હવા, અન્ન, જમીન અને સૃષ્ટિચમત્કાર એટલે ભૂકંપ, જ્વાળામુખીપર્વત, વરસાદ, વીજળી, પર્વત, નદીઓ વગેરેના નિયમોથી દેશની સુધારણાપર કેવી અસર થાયછે તે આ પુસ્તકમાં દૃષ્ટાંત સિદ્ધાંતના વિવેચન સાથે દર્શાવવામાં આવ્યુંછે. જે દેશની જમીન ફળદ્રુપ નથી, જે દેશની હવા સારી નથી અને જે દેશમાંના સૃષ્ટિચમત્કારો હાનિકારકરૂપ ધારણ કરનારા હોયછે તે દેશની સુધારણા થવી બહુ મુશ્કેલ છે. તેની સાથે જમીન ફળદ્રુપ હોવા છતાં, હવા સારી હોવા છતાં અને સૃષ્ટિચમત્કારો પણ લાભકારક હોવા છતાં જે દેશમાં સંપત્તિના સંગ્રહનું ભાન નથી અને કદી સંપત્તિના સંગ્રહનું ભાન હોય તો પણ તે સંપત્તિની તે દેશમાંના લોકોમાં યોગ્યતાપૂર્વક વહેંચણી થતી નથી તે દેશમાં થયેલી સુધારણા પણ પડી ભાંગેછે. તેમનાપર બીજી સત્તાઓ આવી તેમને કચરી નાખેછે. એશિયામાંના અરબસ્તાન વગેરે, આફ્રિકામાંના સાઉડન વગેરે તથા અમેરિકામાંના પાટાગોનિયા વગેરે દેશોમાં ક્યાંય જમીન ફળદ્રુપ હોવાના અભાવથી તો ક્યાંય હવાની પ્રતિકૂળતાથી અને ક્યાંય સૃષ્ટિચમત્કારોના વિરૂદ્ધપણાથી બિલકુલ સુધારણા થઇ શકીજ નહિ. ત્યાંના લોકો હમેશાં ભટકતાજ ફરતા હોવાથી તથા શિકારપરજ પોતાનો મુખ્ય આધાર રાખતા હોવાથી ઘણું સંકટ સહન કરી શકે એવા, મજબૂત બાંધાવાળા, હિંમતવાળા અને પરાક્રમી હતા. પણ તેમના દેશમાં સંપત્તિનો સંગ્રહ બિલકુલ નહોતો. આ કારણને લઇને તેવા દેશોપર કોઇની નજર ખેંચાઇ નહોતી અને તેને જીતી લેવાનો કોઇ પણ પ્રજાને વિચારસુદ્ધાં આવ્યો નહોતો. પરંતુ હિંદુસ્તાન, મિસર, મેક્સિકો અને પેરૂ સરખા ફળદ્રુપ દેશોમાં સૃષ્ટપદાર્થના અનુકૂળ નિયમોને લીધે વહેલી વહેલી સુધારણા દાખલ થઇ અને સંપત્તિનો સંગ્રહ પણ સારી રીતે થયો. પરંતુ ધનની વહેંચણીના યોગ્ય નિયમો ન હોવાથી તે દેશો પાછળથી પરતંત્ર બન્યા. ગુજરાનનાં સાધનો સોંઘાં હોવાથી મજુરોને થોડીજ મજુરી મળતી જેથી તેઓ હીન દશામાં રહેતા અને તેના ભોગે રાજાઓ, સરદારો અને આગેવાન લોકો જાહોજલાલી ભોગવતા અને પોતાની પાસે ઉભરાઇ જતા પૈસાનો તેઓ વ્યર્થ ઉપયોગ કરતા. તેથી તેમની ઉછળતી સંપત્તિના આડંબરથી લોભાઇ પરદેશી લોકો લોભ અને લાલચથી વારંવાર તેમનાપર ઉતરી પડી તેમને પાયમાલ કરી નાખતા અને પોતાની સત્તા હેઠળ રાખતા અને હજુ રાખેછે.

આવી રીતે સૃષ્ટપદાર્થના નિયમોને લીધે જેમ કેટલાક દેશોમાં સુધારણા થઇ શકી નથી તેમ સંપત્તિના સંગ્રહમાં બેદરકાર રહેવાથી તથા સંગ્રહ કરેલી

સંપત્તિની વહેંચણીના યોગ્ય નિયમોના અભાવથી, કેટલાક દેશોમાં થયેલી સુધારણા પણ પડી ભાંગીછે. આ બાબત તે તે દેશની પ્રાચીન હકીકત, ઉપલબ્ધ થયેલા ઇતિહાસો તથા અર્થશાસ્ત્રના નિયમોને આધારે સિદ્ધ કરવામાં આવેલ છે.

આ ગ્રંથ મૂળ મરાઠી ભાષામાં રા. શંકર રામચંદ્ર હતવલેણેએ બકલ સાહેબના સુધારણાના ગ્રંથના મુખ્ય આધારથી તૈયાર કરેલો છે જેમાં મનુગિઝો, ડ્રેપર, મિલ, મોક્ષમુલર અને હંબોલ્ટ વગેરેના ઘણે ઘણે ઠેકાણે આધારો લેવામાં આવ્યાછે; તેનું આ ભાષાંતર છે. આ પુસ્તકમાં આપેલા સિદ્ધાંતો શાસ્ત્રીય સિદ્ધાંતોની પેઠે સહૃદય પુરૂષોએ લક્ષમાં લેવા જેવા છે.

**ગાયકવાડી રાજ્યની ભૂગોળ**—કદ ડેમી બાર પેજી પાંચ ફારમ. કિંમત સવા આનો. કર્તા રાવબહાદુર પરમાનંદ ભોળાભાઇ પારેખ.

આ ચોપડી ગાયકવાડી કેળવણી ખાતા તરફથી ત્યાંની નિશાળોમાં ચલાવવા માટે મંજુર કરવામાં આવેલી છે. કેળવણી લેતા બાળકો હિંદુસ્તાન, એશિયા અને ત્યાંથી પણ આગળ વધી આફ્રિકા, યૂરોપ અને અમેરિકા વગેરેની વાતો કરે પણ જે રાજ્યમાં પોતે રહેતા હોય તે રાજ્ય કેટલા વિસ્તારવાળું, કેટલી ઉપજવાળું અને કેવી સ્થિતિવાળું છે તેનું તો તે ભાન પણ ધરાવતા ન હોય તો તે કેવું હાસ્યાસ્પદ છે! હવે કેટલેક ઠેકાણે એ વિષે કેળવણી ખાતાની આંખો ઉઘડવા લાગીછે ખરી. આ પ્રમાણેજ વડોદરા રાજ્યમાં પણ આ ભૂગોળ ત્યાંની શાળાઓમાં ચાલતી થઇછે એ આનંદની વાત છે.

આ ચોપડીમાં વડોદરા રાજ્યના પ્રાંત, તે પ્રાંતમાંના તાલુકાઓ તથા પેટાતાલુકાઓ અને તેમાં કેટલાં ગામ, કેટલી વસ્તી, કઇ કઇ નદીઓ, કયાં કયાં મુખ્ય ગામો, તથા શી શી ઉપજ થાયછે તે જણાવવાની સાથે તેમાં જો કંઇપણ ખાસ જાણવા જેવી હકીકત હોય તો તે પણ જણાવેલ છે. શરૂવાતમાં આ ભૂગોળ શિખવવા માટેના ૧૯ નિયમો આપી તેની નીચે શિક્ષકોએ ખાસ લક્ષમાં રાખવા જોગ સાત સૂચનાઓ આપેલી છે. તે પછી આ વિષયમાં આવનારા પારિભાષિક શબ્દોની સમજ આપી, રાજધાનીનું થોડુંએક વિવેચન કરી ત્યારબાદ રાજ્યબંધારણ આપેલું છે અને તે પછી પ્રાંત, તાલુકા તથા પેટા તાલુકાઓની હકીકત આપેલી છે. વડોદરાનું ગાયકવાડી રાજ્ય મુંબઇ ઇલાકામાં મુખ્ય દેશી રાજ્ય છે.

**ગાયકવાડી રાજ્યનો ઇતિહાસ**—કદ ડેમી બારપેજી આઠ ફારમ. પૂઠું કાચું છીંટની પટ્ટીવાળું. કિંમત બે આના. કર્ત્તા રાવબહાદુર પરમાનંદ ભોળાભાઇ પારેખ.

મુંબઇ ઇલાકામાંના મુખ્ય દેશી સંસ્થાન વડોદરામાં રાજ્ય કરતા ગાયકવાડસરકારે ગુજરાતમાં પોતાની સત્તા કેમ જમાવી તથા ત્યાં આજ સૂધીમાં કેટલા મહારાજાઓ થયા તેમજ તે તે મહારાજાના વખતમાં જાણવાજોગ શી શી હકીકત બની અને ઇંગ્રેજ સરકાર સાથે તેમનો સંબંધ કેવી રીતે બંધાયો તથા કેમ ચાલ્યો તે બધું આ પુસ્તકમાં દર્શાવવામાં આવ્યુંછે. એ પુસ્તક ગાયકવાડ કેળવણી ખાતામાં નિશાળો ખાતે ચલાવવા માટે મંજુર કરવામાં આવેલ છે.

ઇસ્વીસન ૧૭૩૦ થી આજ સુધીમાં એટલે ૧૭૦ વર્ષમાં વડોદરાની ગાદીપર બાર મહારાજાઓ થયા છે અને ૧૮૦૨ થી ત્યાં બ્રિટીશ રેસીડંટ રહેવાની શરૂવાત થઇ તે વાત પાછળની પૂરવણીપરથી બહુ સહેલાઇથી ધ્યાનમાં આવેછે.

આ પુસ્તકનાં આઠ પ્રકરણો પાડવામાં આવ્યાંછે જેમાં ઉપર જણાવવાપ્રમાણે સઘળા મહારાજાઓની કારકીર્દી સમાઇ જાયછે. ઇસ્વીસન ૧૮૭૫ માં એટલે ઇંગ્લાંડ ખાતે જ્યારે હિંદુસ્તાનના પ્રધાનપદપર લોર્ડ સાલ્સબરી હતા ત્યારે મહારાજા મલ્હારરાવને પદભ્રષ્ટ કરવામાં આવ્યા એ વાત કે જે છેલ્લા પ્રકરણમાં આવેછે તે વાંચનારનું લક્ષ પોતાતરફ કંઇ વધારે ખેંચેછે.

ગાયકવાડી રાજ્યને લગતા ઇતિહાસનું કેટલુંએક જોઇતું જ્ઞાન આ નાના સરખા પુસ્તકથી સહેલી રીતે તરત મળી શકે તેવું છે. ચાલુ બાબતમાં કશો ગુંચવાડો ન જણાય અને મગજમાં સારી રીતે ઠસે તેવી સરલ રીતની ગોઠવણ કરી પુસ્તકને ઉપયોગી બનાવેલું છે.

ઉપરનાં પુસ્તકો સિવાય એમણે ૧ રેવાકાંઠાની ભૂગોળ અને મુખ્તેસર હકીકત, ૨ પંચમહાલની ભૂગોળ અને મુખ્તેસર હકીકત, ૩ અહલ્યાબાઇ હોલકરણીનું જન્મ ચરિત્ર, ૪ કરમ, ૫ પરબ્રહ્મોપાસના, ૬ કેફ નિષેધ, ૭ દારૂ નિષેધ, ૮ આર્યધર્મ નીતિસાર, ૯ અનુભવી બોધ વચન, ૧૦ લંકાનો ઇતિહાસ, ૧૧ ડેમોસ્થનિસનું જન્મ ચરિત્ર, ૧૨ રીચર્ડ કાબડનનું જન્મ ચરિત્ર, ૧૩ જીંદગીના નિયમ, ૧૪ કાયદાની કહેણીયો, ૧૫ સુબોધ, ૧૬ લાંચ–રૂશવત, ૧૭ પ્રતિજ્ઞા. ૧૮ કહેતી સંગ્રહ, ૧૯ સદાચરણ, ૨૦ હવે કરવું શું ? વગેરે નાનાં મોટાં પુસ્તકો પ્રસિદ્ધ કરેલાં છે.



## કવિ નથુરામ સુંદરજી.

એમનો જન્મ વાંકાનેરમાં સંવત ૧૯૧૮ ની સાલમાં થયો હતો. ત્રણ વરસની ઉમ્મરમાંજ પિતા ગુજરી જવાને લીધે ગરીબ સ્થિતિ હોવાથી, અવસ્થા થતાં ગુજરાતી પાંચમા ધોરણ સૂધીનો અભ્યાસ કરી પોતાની પારંપરિક શુકલવૃત્તિને અનુસરતું કેટલુંએક વૈદિકકર્મ શીખી પોતાનો નિર્વાહ ચલાવવા માંડયો. થોડા વખત પછી રા. રા. નર્મદાશંકર લાધાભાઇસાથે ભુજ ગયા અને ત્યાં નોકરી કરવા માંડી. તે પ્રસંગમાં ત્યાંની કવિતાશાળાના અધિપતિ રા. રા. પ્રાણજીવન મોરારજીની પાસે થોડો કવિતાનો અભ્યાસ કર્યો જેમાં કુદરતી વલણને લીધે તેઓ વધતા ગયા અને કેટલીએક મુદ્દત પછી ધ્રાંગધ્રા આવતાં ત્યાંના રાજસાહેબના આશ્રયથી તેમને કાવ્યનો વિશેષ અભ્યાસ થયો. ત્યાંથી વરલ દરબાર રાઓલશ્રી હરિસિંહજી પાસે જતાં તેમણે તેમની સારી કદર કરી અને પગાર બાંધી આપી પોતાને ત્યાં તેમને કવિ તરીકે રાખ્યા. દરમ્યાન જામનગર, ભાવનગર, વઢવાણ, જસદણ વગેરે રાજ્યોમાં જતાં તેમનો ઘટિત સત્કાર થતો. પ્રસંગ આવતાં ભાવનગરમાં વિશેષ નિવાસ થવા લાગ્યો અને તેમના ગુણની કદર કરી તે વખતના મહારાજાશ્રી તખ્તસિંહજીએ તેમને રાજકવિનું પદ આપી પોતાની પાસે રાખ્યા. હાલ પણ તેઓ મહારાજાશ્રી ભાવસિંહજીની હજુરમાં રાજકવિ તરીકે છે. તેઓ અલંકાર, નાયિકા, રસ વગેરે સાહિત્યના વિષયોનું અસાધારણ જ્ઞાન ધરાવેછે.

એમણે પોતાની વાંકાનેર વિદ્યાવર્ધક નાટક મંડળી માટે હલામણજેઠવો, કામલતાસ્વયંવર, હરિશ્ચંદ્ર, કુમુદચંદ્ર, માધવકામકુંડલા, લાલખાંની લુચ્ચાઇ, રાજયોગી અને સતીસરોજની એટલાં લોકપ્રિય નાટકો લખેલાં છે. ઉપરાંત માસિકપત્રો વગેરેમાં એમના પરચુરણ લેખો આવેલા છે.

---

**તખ્તયશત્રિવેણિકા**—કદ રોયલ આઠપેજી અઠ્ઠાવન ફારમ. પૂઠું પાકું કિંમત રૂપિયા બે. કર્ત્તા કવિ નથુરામ સુંદરજી.

સંસ્થાન ભાવનગરના મરહુમ મહારાજા તખ્તસિંહજીના ગુણવર્ણનનો આ ગ્રંથ હાલના મહારાજાશ્રી ભાવસિંહજીને અર્પણ કરવામાં આવેલ છે. એ પુસ્તકના જીવનચરિત્ર, સંગીતતખ્તવિનોદ, તખ્તયશબાવની, તખ્તયશસંગીતસુમન તથા તખ્તવિરહબાવની એ પ્રમાણે પાંચ વિભાગ પાડવામાં આવ્યાછે.

જીવનચરિત્રમાં મરહુમ મહારાજાના જન્મથી મરણસુધીની જાણવા જેવી જાહેર હકીકત આપવામાં આવીછે. એમનો જન્મ સન ૧૮૫૮ ના જાન્યુઆરીની તારીખ છઠ્ઠી સંવત ૧૯૧૪ ના પોષવદ ૭ ને દિવસ થયો હતો. એમની બાર વર્ષની ઉમ્મરે તેમના પિતા મહારાજા જશવતસિંહજીનો સ્વર્ગવાસ થયો. રાજકોટ રાજકુમાર કૉલેજમાં મી. મેકનોટન સાહેબના હાથનીચે શિક્ષણ લઇ તેઓએ વીશવર્ષની ઉમ્મરે રાજ્યની લગામ પોતાના હાથમાં લીધી. આ વખતે તે વખતના કાઠિયાવાડના પોલીટીકલ એજંટ પીલ સાહેબનું તેમને શિખામણરૂપે થયેલું ભાષણ ઉછરતા રાજકુમારોએ અવશ્ય મનન કરવા જેવું છે. એઓ અઢાર વર્ષની ઉમ્મરે પોતાના મુખ્ય દિવાન ગગાભાઇ ઓઝાને સાથે લઇ દિલ્લીમાં જે દરબાર ભરવામાં આવ્યો હતો ત્યાં ગયા હતા જ્યાંથી તેમને ૧૧ ને બદલે ૧૫ તોપોનું માન તથા એક સુંદર વાવટો બક્ષવામાં આવ્યો હતો. એમની કારકીર્દીમાં ભાવનગર શહેર એક બંદર તરીકે સારી પ્રખ્યાતિમાં આવ્યું અને કાઠિયાવાડમાં રેલવેનો પગપેસારો થયો. સન ૧૮૮૬ માં મુંબઇના ગવર્નર લાર્ડ રે એ રાજકોટમાં આવી એક મોટો દરબાર ભરી તેમને કે. સી. એસ. આઇ. નો ઇલ્કાબ આપવાની ક્રિયા કરી હતી. જેમાં કાઠિયાવાડના ઘણા રાજવંશીઓ હાજર થયા હતા. ૧૮૮૮ માં તેમણે સ્ટેટ કૌન્સીલ સ્થાપી જેને માટે મુંબઇ સરકારના એડમીનીસ્ટ્રેશન રીપોર્ટમાં તેમની ઉત્તમ પ્રશંસા થઇ હતી. ૧૮૯૩ માં પોતે ઇગ્લાંડને પ્રવાસે પધાર્યા, જ્યાં શ્રીમહારાણી અને રાજકુટુંબ ઉપરાંત મી. ગ્લાડસ્ટન, લોર્ડ સેલીસબરી વગેરે પ્રખ્યાત રાજદ્વારીઓના સંબંધમાં તેઓ આવ્યા હતા. ૧૮૯૪ માં તેઓ વાઇસરાયની મુલાકાતે ગયા હતા. આ સિવાય પોતાના રાજ્યમાં પ્રજાલાભનાં અનેક કાર્યો તેમજ પરરાજ્યમાં અનેક પ્રકારે જાહેર સખાવતો એમણે કરી હતી. ૧૮૯૦ ના વર્ષમાં નામદાર શાહજાદા પ્રિન્સઑફ્વેલ્સ તે હાલના નામદાર શેહેનશાહના વડા પુત્ર પ્રિન્સઆલ્બર્ટ વિક્ટર હિંદુસ્તાનમાં આવતાં તેમને પોતાના રાજ્યમાં પધ-

શવી પોતે ઘણો પ્રેમ બતાવ્યો હતો. એમણે પોતાના ધર્મપર ઉત્તમ શ્રદ્ધાવાન હોઇ ધાર્મિક કાર્યોમાં ઘણા ઘણા પૈસા ખરચ્યાછે. સન ૧૮૯૬ના જાન્યુઆરીની તારીખ ૨૯ મી સંવત ૧૯૫૨ ના માહ શુદ ૧૪ બુધવારને રોજ તેઓ ટૂંક માંદગી ભોગવી સ્વર્ગવાસી થયા. આ હૃદયવેધક બનાવથી રાજ્યમાં અને પ્રજામાં મોટો શોક પથરાયો. આ સઘળી બાબતો આ ભાગમાં ઘણી સારી રીતે વર્ણવીછે. સંસ્કૃત શ્લોકો અને હિંદી તેમજ ગુજરાતી કવિતાઓ પ્રસંગે પ્રસંગે બહુ બંધબેસ્તી ગોઠવેલ છે. નવાં નવાં કાર્યો ખુલ્લાં મૂકતી વખતે ભરાયેલી દરબારોના સવિસ્તર હેવાલ આપ્યાછે તે ઐતિહાસિક નોંધરૂપે જાળવી રાખવા જોગ છે. આ જીવનચરિત્ર ગ્રંથકર્ત્તાના મિત્ર માધવજી પ્રાગજી દવેના હાથથી લખાએલું છે એમ ગ્રંથની પ્રસ્તાવનાપરથી માલુમ પડેછે. જીવનચરિત્રને લગતી બાબતોનો સંગ્રહ કરવામાં સારી મહેનત લીધેલી છે, છેવટના ભાગમાં હાલના મહારાજાશ્રી ભાવસિંહજી ગાદીનસીન થયા તે સંબંધી હકીકત દાખલ કરીછે.

સંગીત તખ્ત વિનોદમાં રાજ્યનાં અંગ, રાજધાનીનાં નામાંકિત સ્થળો, મહારાજાના પોતાના ગુણો તથા ઋતુપરત્વે તેમના સુખોપભોગનું ચમત્કૃતિવાળું વર્ણન ગુજરાતી ભાષાસાથે રાગરાગણીવાળી હિંદી કવિતામાં આપેલછે.

તખ્તયશ બાવનીમાં મહારાજાના યશનું વર્ણન કરેલ છે જેમાં ઘણી ઘણી જાણવા જેવી શાસ્ત્ર તથા વ્યવહારને લગતી બાબતો પણ સમાવવામાં આવીછે. એમાં ગુજરાતી ભાષાંતર સાથનાં સઘળાં હિંદી કવિતો છે.

તખ્તયશસંગીત સુમનમાં એમના યશોવર્ણનની સઘળી ગુજરાતી કવિતાઓ જૂદા જૂદા રાગોમાં છે.

તખ્તવિરહ બાવનીમાં એમના સ્વર્ગવાસથી થયેલા શોકના ઉદ્ગારો રૂપે બધી ગુજરાતી કવિતાઓ છે.

પુસ્તક જો કે એક અમુક મહારાજાના સંબંધમાંજ લખાયું છે પરંતુ તેમાંની ઘણી ઘણી બાબતો એવા રૂપમાં છે કે દરેક રાજાને અને દરેક સાધારણ માણસને પણ ઉપયોગી થઇ પડે. વર્ણનશૈલી સંસ્કારવાળી અને સાહિત્યના રંગમાં ભીંજાયેલી આપોઆપ જણાઇ રહેછે.

---

**શૃંગાર સરોજ**—કદ ડેમી આઠ પેજી ત્રીશ ફારમ, પૂંઠું પાકું. કિંમત રૂપિયો ૧ એક. કર્ત્તા કવિ નથુરામ સુંદરજી.

આ શૃંગારરસમય ગુજરાતી કવિતાનો ગ્રંથ ઇશ્ક અજાયબ, શૃંગારતિલક, હિમકરદૂત અને ષડ્ઋતુ વિરહ એવા ચાર ભાગમાં વહેંચાયેલો છે. તે ચારે ભાગોમાંની કેટલીએક કવિતાઓ હિંદી અને સંસ્કૃતની છાયારૂપે છે અને કેટલીએક કવિતાઓ સ્વતંત્ર છે. જે વિષે કર્તાએ પોતેજ પ્રસ્તાવનામાં દર્શાવેલું છે. ઇશ્કઅજાયબમાં શૃંગારમત્ત વિરહી નાયકની ઉક્તિરૂપે ઓગણચાળીશ લાવણીઓ સમાવવામાં આવીછે. શૃંગારતિલકમાં સંયોગી વિયોગી નાયક નાયિકાની તેમજ સખીની જૂદી જૂદી ઉક્તિઓરૂપે જૂદી જૂદી અવસ્થાનું જૂદાં જૂદાં સ્થળને લગતું વિલાસવર્ણન જૂદી જૂદી જાતના છંદોમાં છે. દરેક કવિતાની નીચે તે તે ઉક્તિના ભાવ વગેરેની સમજુતી આપવામાં આવીછે. હિમકરદૂતમાં આદિ તથા અંતમાં મંગળાચરણ અને આશીર્વચનરૂપે એક એક સ્રગ્ધરાછંદ અને વચમાં બધા એટલે એકસોને ઓગણત્રીશ મંદાક્રાંતા છંદ છે. મેઘદૂતની શૈલીને અનુસરીને આ ખંડકાવ્યમાં કામ લીધેલું છે. એટલે કોઇ વિરહી પુરૂષ રાત્રિ વખતે ચંદ્રને જોઇ પોતાની પ્રિયા યાદ આવતાં તેની સામેજ પોતાની કામપીડાનું વર્ણન કરી તેનેજ દૂતરૂપે કલ્પી પોતાના સ્ત્રીપાસે મોકલવા માટે જે કાંઇ વિરહમત્ત દશામાં બોલેછે તે ગુજરાતી કવિતામાં ગોઠવેલ છે. પચ્ચાવન મંદાક્રાંતામાં—

"એવી પ્યારી ધવલિ મુજને આવતી યાદ ભારી"

એવા છેલ્લા ચરણ સાથે પોતાની વહાલી વિલાસિનીને યાદ કર્યા કીધીછે. તે પછી બાવીશ મંદાક્રાંતામાં પોતાની દુઃખી દશાનું વર્ણન કર્યું છે. ત્યારબાદ તેને પોતાની પ્રિયા પાસે જવા સારૂ એકત્રીશ મંદાક્રાંતાથી માર્ગનું વર્ણન, છથી પોતાની સ્ત્રીની વિરહદશાનું વર્ણન, આઠથી પોતાના પતિનો સંદેશો લાવેલ છે એમ જાણી તે સ્ત્રી દૂતનું આતિથ્ય કરશે તે સંબંધી વર્ણન, પાંચથી દૂતના મુખથી કહેવાનું પોતાની સ્થિતિનું વર્ણન અને ચાર મંદાક્રાંતાથી છેવટ પોતાની પ્રિયાનો પત્ર લઇ અહીં તરત આવવું એવી ભલામણ આપીછે. આવી રીતે હૃદયને હર્ષિત કરનારી રસમય ગુંથણી ગુથવામાં આવીછે. છેવટના ષડ્ઋતુ વિરહમાં વિરહિણી નાયિકાનું ઋતુપરત્વે વિરહદુઃખ વર્ણવેલું છે. એ કવિતાઓ પણ ગુજરાતી છતાં સંસ્કૃત કવિતાના સરખો આનંદ આપેછે.

આ પુસ્તક જુનાગઢ રાજ્યના ભાયાત શ્રી સુલતાન મહમદખાનજીને તેમના ફોટા તથા ટૂંક હેવાલ સાથે અર્પણ કરવામાં આવ્યુંછે.



## કવિ જેસંગભાઇ ત્રીકમદાસ પટેલ.

એમનો જન્મ સંવત ૧૯૧૦ માં અમદાવાદ જીલ્લે બાવળા ગામમાં થયો છે. તેઓ જ્ઞાતે કડવા પાટીદાર છે. એમણે ગુજરાતી છઠ્ઠા ધોરણસુધી અભ્યાસ કરી વડોદરા વર્નાક્યુલર ઑફ સાયન્સ કોલેજમાં કેટલીક મુદત સૂધી કેળવણી લીધી. સત્તરથી ત્રીશ વર્ષસૂધી એમણે કેળવણી ખાતામાં નોકરી કરી. ઓગણીશ વર્ષની અવસ્થાથી એમને કવિતા બનાવવાનો કુદરતી શોખ પ્રગટ્યો. સંવત ૧૯૩૫ ની સાલમાં "બાવળા સુધારા શુભેચ્છક" મંડળી તેમણે ઉભી કરી અને સંવત ૧૯૩૭ થી પુનર્લગ્નના હિમાયતી તરીકે તેઓ બહાર પડ્યા. સંવત ૧૯૪૦ થી "સ્વદેશહિત બોધક" નામનું ત્રિમાસિક કાઢવા માંડ્યું. જેને બીજા વર્ષથી માસિકના રૂપિમાં ફેરવી નાખ્યું. તે લગભગ ૯ વર્ષ સૂધી ચાલુ રહ્યું હતું.

---

**જેસંગકાવ્ય**—કદ રેયલ બારપેજી પચ્ચોતેર ફારમ. પૂઠું પાકું. કિંમત રૂપિયા ચાર. કર્તા કવિ જેસંગભાઇ ત્રીકમદાસ પટેલ.

કવિતાઓના સંગ્રહરૂપ આ પુસ્તકમાં સંસારસંબંધી, નીતિસંબંધી, સ્વદેશાભિમાન સંબંધી, વિદ્યાસંબંધી, પ્રીતિસંબંધી, ઇશ્વરસંબંધી અને સ્ફુટવિષયસંબંધી આ પ્રમાણે સાત વિભાગો સમાયેલા છે.

સંસાર સંબંધી વિભાગમાં વિધવા દુઃખ, કજોડાંની પીડા, બાળલગ્ન વગેરે વિષયો ; નીતિસંબંધી વિભાગમાં સત્ય, પરમાર્થ, વિશ્વાસ, ફરજ, શિક્ષણ, દયા વગેરે વિષયો ; સ્વદેશાભિમાનસંબંધી વિભાગમાં શૌર્ય, કારીગિરી, સુધારો અને દેશનું ભલું કરનારા પુરૂષો વગેરે વિષયો, વિદ્યાસંબંધી વિભાગમાં બાળકને ભણવા ભણાવવાવિષે, મુસલમાન તથા પારસીઓના બાર મહિનાવિષે અને કેટલો દિવસ ચડ્યો અથવા બાકી રહ્યો તે દેખાડનારી પોતાનો પડછાયો ભર-

વાની રીતવિષે વર્ણન, પ્રીતિસંબંધી વિભાગમાં શ્રીકૃષ્ણને ઉદ્દેશી ગોપીઓની પ્રેમવાણી, ઉદ્ધવપાસે ગોપીના મનનો ઉભરો, સખી પ્રત્યે ગોપીની વાણી તેમાં પ્રીતમનો સંયોગભાવ, ગોપીઓની ઉદ્ધવપ્રત્યે અરજ, પ્રેમ વિયોગ, પ્રેમદર્શન તેમાં શ્રીમદ્‌ભાગવતના દશમસ્કંધમાંના ગોપીગીતનું ભાષાંતર વગેરે, પ્રિયાપ્રત્યે પ્રિયની વાણી, પોતાની પ્રિયાના મરણથી અફસોસ, માનવતીનું સખી પ્રત્યે બોલવું તથા વિયોગિનીનો વિલાપ વગેરે વિષયો, ઇશ્વરસંબંધી વિભાગમાં જગતનું જૂઠાપણું, અજ્ઞાનીનાં આચરણ, યૌવનનું અસ્થિરપણું, દેહની નાશાત્મકતા, હાથે તે સાથે, ચિત્તની ચપળતા, મોત, માયા, સાધુસેવા, સંતદર્શન, જ્ઞાન, બોધ, દ્રૌપદીએ કરેલ કૃષ્ણસ્તુતિ, ઐક્ય, ભક્તિ, પ્રાર્થના વગેરે વિષયો તથા સ્ફુટવિષયસંબંધી વિભાગમાં કેફ, મિત્રતા, હિંદની પડતી, હિંમત, દ્રવ્ય, મદદ, કર્મ, ચોરી, ટંટો, વિધવાનાં દુઃખ દર્શાવતું ઋતુવર્ણન, સતી સ્ત્રી, જેસંગશતશાઇ, માણેકશાહ ચરિત્ર અને કમળાસ્વયંવર વગેરે વિષયો સમાવેલા છે.

છેવટના જેસંગશતશાઇ, માણેકશાહચરિત્ર અને કમળાસ્વયંવર એ ત્રણ વિષયો નાનાં નાનાં જૂદાં પુસ્તકની ઢબનાંજ છે. તે તે વિષયની શરૂવાતમાં તેને તેને લગતી પ્રસ્તાવના પણ આપવામાં આવીછે.

જેસંગશતશાઇમાં સાતસો દોહરા છે જેમાંના ચારસો દોહરા કંઇ પણ વિવેચન વગરજ લખી બાકીના ત્રણસો દોહરા એક રાજસભાની કલ્પના કરી એક કવિની ચતુરાઇ બતાવતાં વિસ્તારવાળી ટીકાની સાથે લખ્યાછે, જેમાં ભિન્ન ભિન્ન પ્રસંગો મેળવી જૂદી જૂદી ઘણી બાબતો સમાવીછે.

માણેકશાહચરિત્રમાં સુરતનો માણેકશાહ નામે શેઠ પોરબંદરના ચતુરશાહ નામે શેઠની પુત્રી ચંદાની સાથે વેવીશાળથી જોડાયછે. પોતાની ભવિષ્યની અર્ધાંગનાના ગુણદોષ જોવા તે પોરબંદર જાયછે. છુપા વેષની યુક્તિથી ચંદાનાં કુટિલકર્મોથી વાકેફ થઇ પાછો સુરત આવેછે. તેને પરણવા જવાની આનાકાની કરેછે પરંતુ સંબંધીઓના આગ્રહથી જાન લઇ પરણવા જવું પડેછે. પરણ્યાબાદ ચોપટ રમતાં રમતાં માણેકશાહ ચંદાનું ભોપાળું ખુલ્લું કરેછે તેથી તે મરણ પામેછે. માણેકશાહ તેને કોઇ ન જાણે તેમ દરિયામાં નાખી આવેછે. ચતુરશાહ પોતાનો ટેક જાળવવા પોતાની બીજી ગુણિયલપુત્રી ઉજમને માણેકશાહ વેરે પરણાવેછે. તેઓ સુરત ગયા પછી મિત્રો સાથેની હોડમાં હારી માણેકશાહને ત્રણ વરસ પરદેશ જવું પડેછે. તેમાં તે જતી વખત પોતાની ભૂલથી ઉજમઉપર ક્રોધ કરતો જાયછે અને તેને બહુ આકરૂં કામ બ-

જાવવાનું સોંપતો જાયછે. જે પાછળથી ઉજમ પોતાની ચતુરાઇથી પરદેશમાં પોતાના પતિને મળી તે ન જાણે તેમ બજાવેછે અને છેવટ માણેકશાહ પાછો દેશમાં આવતાં તે વાત ખુલ્લી થતાં ખુશી થાયછે. આખા ચરિત્રમાં સૌ કરતાં સરસ ભાગ ઉજમ ભજવી બતાવેછે.

કમળાસ્વયંવરમાં કમળા નામની રાજકુમારીને તેનો પિતા કોઇ અભણ રાજકુમારસાથે પરણાવવાની પેરવી કરતો હતો તેવામાં પોતાની સખીની પ્રેરણાથી સૂર્યસિંહ નામના ભણેલ ગણેલ રાજકુમાર તરફ પોતાનું વલણ થવાથી તે પોતાની સખીસહિત પોતાના પિતાની રાજધાની છોડી વનમાં ચાલી નિકળેછે. ત્યાં કામાંધસેન નામના દુષ્ટ રાજાના હાથમાં સપડાયછે. જ્યાંથી પત્ર લખી સૂર્યસિંહને તેડાવેછે, લડાઇ થાયછે અને કામાંધસેન મરેછે. એજ શહેરમાં કમળાનો સ્વયંવર થાયછે અને તે સૂર્યસિંહને વરેછે. અહીં સૂધી આવતાં પૂર્વાર્દ્ધ સમાપ્ત થાયછે. ઉત્તરાર્દ્ધ મુલતવી રાખેલ છે.

કેટલીએક કવિતાઓમાં છેવટ તે કવિતા થયાની તારીખો નાખેલી છે. આ પુસ્તક સ્વસ્થાન ધરમપુરના કુમારશ્રી બળદેવજી નારણદેવજીને અર્પણ કરવામાં આવ્યુંછે.

---

**ગુજરાતી શબ્દ સંગ્રહ** (ભાગ ૧ લો)—કદ ડેમી બારપેજી અગિયાર ફારમ. પૂઠું કાચું. કિંમત રૂપિયો એક. કર્ત્તા કવિ જેસંગભાઇ ત્રીકમદાસ પટેલ.

મરહુમ કવિ નર્મદાશંકર લાલશંકરે રચેલા નર્મકોષમાં નહિ આવેલા આશરે બારસો ગુજરાતી શબ્દો કે જેમાંના કેટલાએક સામાન્ય શબ્દો છે અને કેટલાએક વિશેષ એટલે ગુજરાતના અમુક ભાગમાંજ કે ગુજરાતના લોકોના અમુક વર્ગમાંજ ચાલતા શબ્દો છે, તેનો આ પુસ્તકમાં સંગ્રહ કરવામાં આવ્યોછે. દરેક શબ્દની જાતિ બતાવીને તેનો અર્થ બતાવ્યોછે. ઘણાખરા શબ્દો કેવી રીતે વપરાશમાં આવેછે તે પણ જણાવેલ છે. કેટલીએક રમતને જણાવનારા શબ્દોની સવિસ્તર સમજુતી આપવામાં આવીછે. શબ્દોની સંકલના અકારાદિ ક્રમથી રાખેલી છે.

---

**ઉખાણાસંગ્રહ**—કદ ડેમી સોળપેજી બે ફારમ. કિંમત દોઢ આનો. કર્ત્તા કવિ જેસંગભાઇ ત્રીકમદાસ પટેલ.

કથનસપ્તશતી, કથનાવળી વગેરેમાં નહિ આવેલ લગભગ પાંચસો ગુજરાતી કહેવતો તથા ઉખાણાંઓનો આ ચોપડીમાં સંગ્રહ કરવામાં આવ્યોછે. તેના પહેલા પ્રકરણમાં એક પદ કે એક વાક્યની કહેવતો છે. બીજા પ્રકરણમાં બે પદની કહેવતો તથા ત્રીજા પ્રકરણમાં ચાર ચરણની કહેવતો કે ઉખાણાંઓ છે. કહેવતો કે ઉખાણાંઓ અમુક ગુણને લઇને કે અમુક પ્રસંગને લઇને લોકોમાં ફેલાયછે અને તેથી ભાષાનું અસરકારકપણું વધેછે. પરંતુ સઘળે ઠેકાણે જેમ નીરક્ષીર ન્યાયની જરૂર છે તેમ આમાં પણ એ જરૂર તો છેજ. કેટલીક બીભત્સ કે નમાલી કહેવતો ભાષાને એક ભૂંડાં વેણ ઓચરતી ભટકતી ઓરત સરખી પ્રતિષ્ઠાવગરની પણ જણાવી દેછે. તેથી તેવી કહેવતોને બાજુપર રાખવી જોઇએ અને તેને બદલે તેની ગરજ સારનારી ઉંચી જાતની નિર્દોષ કહેવતોનો ઉપયોગ કરવો જોઇએ.

---

**વિવિધોપયોગી વિષય** (ભાગ ૧ લો)—કદ રોયલ સોળપેજી સાડાત્રણ ફારમ. કિંમત ચાર આના. કર્ત્તા કવિ જેસંગભાઇ ત્રીકમદાસ પટેલ.

ઇસ્વીસન ૧૮૫૬ થી ૧૮૭૦ સૂધીના "બુદ્ધિપ્રકાશ" અને "બુદ્ધિવર્ધક" પત્રમાં આવેલા જાણવા જેવા પરચુરણ વિષયોનો આ પુસ્તકમાં સંગ્રહ કરવામાં આવેલો છે. તેમાં નીચે મુજબ વિવિધ વિષયો સમાવેલા છે.

માણસનું ભેજું, આરોગ્યવિષે, લોહીવિષે, ગંદવાડ મટાડવાના ઉપાયો, અંગુઠો ધાવવાથી થતો બગાડ, ધૂળવિષે, કોયલાની ઉંડામાં ઉંડી ખાણ, સ્વચ્છ હવાવિષે, આરોગ્ય રાખવાવિષે, પ્રભાતના પવનવિષે, લોહી બંધ કરવાનો ઉપાય, ઉડતા રોગને રોકવાનો ઉપાય, જમતીવેળા આનંદમાં રહેવાવિષે, વહેલા સુવા ઉઠવામાં ગુણ, ક્લોરોફોર્મથી થતા બગાડના અટકાવવિષે, પાંદડાં વગેરેને છાપી લેવાની યુક્તિ, વાતાવરણના વજનવિષે, સૂર્ય તથા ચંદ્રના તેજનો મુકાબલો, માણસની સરાસરી ઉમ્મરવિષે, માણસના વધારા ઘટારાવિષે, જીવડાંની પાંખોનો વેગ, અંકનાં યંત્રોની રીત, વીજળીનો વેગ, પસીનાનાં છિદ્ર, સ્વચ્છ હવાની અગત્ય, મહેનત કરવાથી ફાયદો, દાઝ્યા ઉપરનો ઉપાય, પાણીના એક ટીપામાં પોરા, હવાનું દબાણ, પૃથ્વીનું વજન, ખુશબોદાર તેલ બનાવવાની રીત, ફુલના તોરાને લાંબી મુદત સૂધી જાળવી રાખવાની રીત, ઉધઇથી બચાવ, શરીરના સપ્તધાતુ, દબાણથી હવાપર અસર, જૂદી જૂદી જાતની શાહી બનાવ-

વાની રીત, આરસી બનાવવાની રીત, જીભ અટકતી હોય તેનો ઉપાય, તંબાકુથી થતો બગાડ, છુપા કાગળ લખવાની શાહી, ગંધકના ગુણવિષે અને પાઠાનો ઇલાજ વગેરે.

આ પુસ્તક બાવળાની સરકારી ગુજરાતી નિશાળના તે વખતના મેહેતાજી જેશંકર મહાશંકરને અર્પણ કરેલ છે.

---

**વિજયાવૈધવ્ય દુઃખદર્શક નાટક**—કદ રોયલ સોળપેજી આઠ ફારમ. પૂઠું કાચું, કિંમત છ આના. કર્ત્તા કવિ જેસંગભાઇ ત્રીકમદાસ પટેલ.

એના અગિયાર અંક કલ્પેલા છે. તેમાં વિજયાલક્ષ્મી નામની બાળવિધવાપર સાસરામાં તથા પિયરમાં પડેલાં દુઃખો વર્ણવવામાં આવેલ છે. સાસુ, નણંદ અને ઓરમાન મા તેમજ તેવા સંબંધવગરની પણ કોઇ હૈયાફૂટી સ્ત્રી હોય તો તે વગર લેવેદેવે કેવું નખોદ કાઢી નાખેછે, તેનો ચિતાર ઠીક આપેલો છે. એક નિર્દોષ અબળાપર જૂઠું તોહોમત મૂકી તેને મૃત્યુની ટોચસૂધી પહોંચાડનારી યમદૂતીઓ દૈવની ગતિ અકળ હોવાને લીધે પોતેજ સંકટના સપાટામાં સપડાઇ જાયછે અને નિર્દોષ અબળા મૃત્યુની ટોચપરથી ઉતરી સલામતીને પામેછે. નાટકનું પર્યવસાન પુનર્લગ્નની તરફેણમાં લાવવામાં આવ્યુંછે.

---

**દુકાળવિષે નિબંધ**—કદ રોયલ સોળપેજી સત્તર ફારમ. પૂઠું પાકું. કિંમત રૂપિયો દોઢ. કર્ત્તા કવિ જેસંગભાઇ ત્રીકમદાસ પટેલ.

આજથી બાત્રીશ વર્ષ પહેલાં એટલે ઇસ્વીસન ૧૮૭૭-૭૮માં ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ દુકાળવિષે નિબંધ લખાવવામાટે ઇનામ છપાવ્યું. તેપરથી લખાયેલા નિબંધોમાં આ નિબંધ બીજે નંબરે પાસ થયેલો છે. એની અંદર પહેલા પ્રકરણમાં સંવત ૧૬૮૭ થી સંવત ૧૯૩૫ સૂધીમાં જૂદે જૂદે વખતે ગુજરાતમાં વીશ દુકાળો પડેલા તેનું વર્ણન આપેલ છે. એટલે કે કેટલીક વખત વરસાદ ન વરસવાથી, કેટલીક વખત વરસાદ અતિશય વરસવાથી, કેટલીક વખત લડાઇ વગેરે અંધાધુંધી ચાલવાથી અને કેટલીક વખત ટીડો વગેરેના ઉપદ્રવથી પડેલા દુકાળમાં લોકોની સ્થિતિ કેવી હતી અને તે વખત અનાજ વગેરેના શા ભાવ હતા તે જ્યાં સૂધીનું મળી શકેલ છે ત્યાં સૂધીનું લખવામાં આવેલ છે. બીજા પ્રકરણમાં સંવત ૧૩૫૧ થી સંવત ૧૯૩૪ સૂધી જૂદે જૂદે વ-

અતે આખા ભરતખંડમાં જણાયેલા દુકાળોનું વર્ણન આપેલુંછે. તથા પ્રકરણ ત્રીજામાં નેહેરો, કુવા, તળાવ વગેરે જળાશય બંધાવવાં, ઝાડો ઉગાડવાં તથા ખેતીવાડીમાં સુધારોવધારો કરવો વગેરે દુકાળની સામે ટક્કર ઝીલવાના ઉપાયોનું વર્ણન આપેલ છે. એકંદર દુકાળને લગતી માહિતી મેળવવાજેવી ઘણી ઉપયોગી બાબતોનો આ પુસ્તકમાં સંગ્રહ કરવામાં આવ્યોછે.

---

**પુનર્લગ્ન કરનાર પુરૂષાતની પુરૂષ**—કદ ડેમી બારપેજી પચ્ચીસ ફારમ, પૂંઠું પાકું. કિંમત રૂપિયો એક. કર્ત્તા કવિ જેસંગભાઇ ત્રીકમદાસ પટેલ.

ઇસ્વીસન ૧૮૭૬ માં ધોરાજીના મોઢવાણીયા વકીલ દામોદરદાસ દેવચંદે પોતાનીજ નાતની વિધવા માણેકબાઇ સાથે પુનર્લગ્ન કર્યું તે વખતે તેના સંબંધમાં ચાલેલી ચકચાર તથા તે સ્ત્રીપુરૂષને લગતો અગાઉનો ઇતિહાસ આ પુસ્તકમાં દાખલ કરેલો છે. કોઇ કોઇ ઠેકાણે પુનર્લગ્ન સંબંધે ગરબીઓ દાખલ કરેલી છે અને છેવટમાં એ વકીલની આબરૂને લગતાં સત્તાવાળાઓનાં સર્ટીફીકેટો ટાંકેલાં છે.

અગિયારમા પ્રકરણના બીજા વાદળમાં વકીલપર થયેલ તરકટ કે જેને લીધે એક હુંડીનાં નાણાં મુંબઇવાળા શેઠ માધવદાસ રૂગનાથદાસના ચોપડામાં વકીલની સ્ત્રી માણેકબાઇના નામથી જમા થયાં હતાં તે બાબત કે જે વ્યાપારી લોકોએ એવી જાતનાં તરકટોથી ચેતવામાટે ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે. એ સિવાય બીજી પણ કેટલીક ઉપયોગી બાબતો પ્રસંગને અનુસરતી દોરવામાં આવીછે.

કુલ તેર પ્રકરણમાં આ ગ્રંથ સમાવવામાં આવ્યોછે.

ઉપરના ગ્રંથો સિવાય એમના તરફથી વિધવાની અરજી સધવાને, ગુજરાતી શબ્દ સંગ્રહ ભાગ ૨ જો તથા અલંકાર પ્રકાશ વગેરે ગ્રંથો તૈયાર થયેલા છે જેમાંના કેટલાક છપાવા પણ બાકી છે. ઉપર વિવિધોપયોગી વિષય એ નામના પુસ્તકમાટે લખવામાં આવ્યુંછે તે પુસ્તક એમણે પોતાનાજ ગામના રા. રા. ત્રિભોવનદાસ ગંગાદાસ સાથે મળીને કરેલું છે.

---



## મી. બહમનજી નવરોજી કાબરાજી.

એમનો જન્મ ઇસ્વી. ૧૮૬૨ માં થયોછે. એમના હાથથી આજસુધીમાં લગભગ વીશ પચ્ચીશ પુસ્તકો લખાયેલાં છે. તેઓ સ્કૂલમાં પાંચમાં ધોરણમાં હતા ત્યારથીજ તેમને નાટકો અને વાર્ત્તાઓ લખવાનો શોખ થયો હતો. એમણે "પાકીજેહપ્યાર" નામનું પહેલું નાટક પોતાની સોળ વરસની ઉમ્મરે લખ્યું. અને તે તખ્તાપર મૂકાતાં જોનાર વર્ગમાં સારા માનને પામ્યું. આથી તેમનો ઉમંગ વધ્યો અને દિનપરદિન તેઓ લખાણમાં વધતા ચાલ્યા. એમના હાથથી ફુરસદ અને નવરાશ નામનાં માસિકો ચાલેછે જે સારો ફેલાવો પામેલાં છે તે તેમનાં રસિક લખાણોનુંજ પરિણામ છે.

તેમણે જે જે નાટક અને જે જે વાર્ત્તાઓ લખીછે તેનો પ્લોટ ગોઠવવામાં તથા તેમાં ધારેલો રસ જમાવવામાં તેઓ મનધાર્યો કાબુ ધરાવી શકયાછે એ તેમની એક સારા લેખક તરીકે શક્તિની સજીવ સાબીતી છે. તેઓ ઉદ્યોગમાં આગ્રહી અને નિરભિમાની ગૃહસ્થ છે. તેમના તરફથી બહાર પડેલાં કેટલાંએક પુસ્તકોની એક પણ નકલ આજ સિલક રહી નથી જેથી આ પુસ્તકમાં તેમનાં કેટલાંએક પુસ્તકોના પાછળના ભાગો માટે લખાયલું છતાં આગળના ભાગો માટે નોંધ લઇ શકાઇ નથી.

---

**ભોલી ગુલ યાને ગુલની ભૂલ**—કદ ડેમી આઠપેજી બાર ફારમ. પૂઠું કાચું છીંટની પટ્ટીવાળું. કિંમત ૭ આના. કર્ત્તા. મી. બહમનજી નવરોજી કાબરાજી.

પારસી ઘર સંસારને લગતું આ એક ત્રણ અંકનું નાટક છે. તે ઇંગ્રેજી ઉપરથી તૈયાર કરવામાં આવેલું છે.

ગુલબાઇ નામની ઉમદા ખવાસની એક પારસી બાનુ શાવકસા નામના એક ભલા અને પંકાયલા સોલીસીટર સાથે પરણેલી હોવા છતાં દીનશા દમોરીયા નામના એક લફંગાની કપટ જાળમાં ફસાઇ પોતાના ધણીપર ખોટા વહેમો લાવી તેનાથી છૂટી પડી અને આખર પસ્તાવામાં મરણ પામી. જે બનાવ ગુલબાઇ સરખી ભલી અને પવિત્ર સ્ત્રીતરફ જોતાં ખરેખર હૃદયવેધક થઇ પડેછે. એમાંથી કોઇ વખતે માણસ નિરપરાધ છતાં પણ કેવો ફસાઇ પડેછે? અંતે ઇશ્વર નિરપરાધને બચાવી લેછે અને અપરાધી ગમે તેટલો ફાવી ગયો હોય તો પણ અંતે તેના ભૂંડા હાલ થાયછે, અવિચારી માબાપો પોતાનાં સંતાનને કરજવાળી સ્થિતિમાં મૂકી મરી જતાં તેમની કેવી દયાપાત્ર સ્થિતિ થાયછે? નિખાલસ દિલનું માણસ હમેશ નિઃશંક રહેછે, અતિ ભોળા અને શંકાશીલ સ્વભાવનું માઠું પરિણામ આવેછે, સ્નેહીપર કંઇ ખરાબ શંકા આવતાં જો ચોખ્ખા દિલથી તેનો ખુલાસો તેની પાસથીજ માગવામાં ન આવે તો કેવી મોટી મોહકાણ વળી જાયછે? સંતાનપર સગી માતાનું હેત કેવું હોય છે વગેરે વ્યવહારોપયોગી કુદરતી તથા નીતિને લગતા ઘણા સારા સારા પોઇંટો આ નાટકમાંથી આપણી નજરસામે ખુલાવટથી ઉભા રહેછે. વચમાં સાંકળની પેઠે એક રમુજી ફારસ ગોઠવ્યુંછે તે પણ અધૂરી તપાસથી નિપજતાં માઠાં પરિણામોની દિશા બતાવી આપેછે.

લખાણની પદ્ધતિ પરિપકવ અને લાંબા અભ્યાસવાળી છે.

---

**ગામરેની ગોરી**—કદ ડેમી આઠપેજી તેર ફારમ. પૂઠું કાચું છીંટની પટ્ટીવાળું. અસલ કિંમત આઠ આના. ઘટાડેલી કિંમત છ આના. કર્ત્તા મી. બહેમનજી નવરોજી કાબરાજી.

પારસી ઘરસંસારને લગતું આ એક પારસી ગુજરાતી ભાષામાં લખાયેલું નાટક છે. લખનારની કલમ ધારેલો રસ જમાવવામાં શક્તિવાળી હોવાની સાથે સાદી પદ્ધતિ કે જે ભપકાદાર પદ્ધતિ કરતાં વધારે અસરકારક થઇ પડેછે તેથી વધારે ઉપયોગી દેખાવ આપેછે.

જાલેજર નામના એક દુનિયાના દોરથી અતિશય ઘડાયલા ભલા ઉમરાવની મેહેરબાનીથી ગુલબાઇ નામની ભલી બાનુ અને જહાંગીર નામના ભલા ગુણવાન ગૃહસ્થનો સંબંધ જોડાયછે જેમાં ગામડાંના લોકોના ભલા ગુણો,

મોટા શહેરમાં સુધરેલનો ફાંકો ધરાવતા ફાંકડાઓની ધિક્કારવાજોગ ચાલચલણ, ખરા સુધરેલાઓની ભલાઇ અને ઉમદા વિચારો તથા ભોળા અને અભણ નોકરોની હાસ્ય ઉપજાવે એવી વિચિત્ર વર્તણુક એ સઘળું આ પુસ્તકના ઉપયોગીપણામાં અને અસરકારકપણામાં વધારો કરેછે. મુખ્યત્વે ભલાનું ભલું અને ભૂંડાનું ભૂંડું એ કુદરતી નિયમ આ ખેલમાં અગ્રેસર જગા લેછે.

---

**કળજૂગ**—કદ ડેમી આઠપેજી અગિયાર ફારમ. પૂઠું કાચું છીંટની પટ્ટીવાળું. કિંમત આઠ આના. કર્ત્તા. મી. બહમનજી નવરોજી કાબરાજી.

આ એક પારસી ઘરસંસારને લગતું નાટક છે. તેમાં સોરાબશા નામનો એક વેપારી પોતાની શીરીન નામની સ્ત્રી પોતાપર પૂરેપૂરા પ્યારવાળી હોવા છતાં પરીન નામની કુમારિકાપર મોહિત થવાથી તેને સુખી કરવા તેની સ્ત્રી શીરીને પોતાનાં સર્વ સુખોનો અને પ્રતિષ્ઠાનો ભોગ આપીને પણ તેને રસ્તો કરી આપ્યો. અને સોરાબશા તથા પરીન ધણીધણીયાણી થઇ રહ્યાં. પરંતુ વખત જતાં શીરીનના સદ્‌ગુણો—તેનું પૂરેપૂરૂં પવિત્રપણું પ્રકાશિત થયું અને સોરાબશા તથા પરીન એક માણસાઇ ધરાવનારાં હોવાથી બહુજ પસ્તાવામાં પડ્યાં. પોતાના નિમિત્તથી પવિત્ર શીરીનને દુઃખ થયું તેથી પોતે દુઃખી થઇ શીરીનની માફ માગવા ગઇ ત્યાંજ પડી જવાથી પરીનનું મરણ થયું, બે સ્ત્રીઓના સંસારનું પોતાની ભૂલથી નખોદ વળ્યું એવા પસ્તાવામાં સોરાબશાએ આપઘાત કર્યો અને તેના મરણની ખબર સાંભળતાંજ અંતલગી વફાદાર શીરીનનું મરણ થયું; આ બધી બાબત વાંચનાર અને જોનારને કરૂણામાં ડુબાવી મૂકેછે. જહાંગીર સરખા સત્યવાદીની હિંમત સાબાશીના પોકારોથી દબાઇ જાય તેવું છે અને ડોસુ ડફાસ્યા જેવા કડકે જવાન જે બેલીફથી દૂરને દૂર નાસતો છતાં એકાએક લક્ષાધિપતિ થઇ બેસે એ પણ એક દૈવયોગની ખુબી બતાવેછે. નાટકના મુખ્ય અંગને પોષણ આપનારાં બીજાં પાત્રોની સંકલના યોગ્યજ છે. મૂળ પ્લોટ અંગ્રેજી ઉપરથી લઇ કેટલાએક ફેરફાર અને સુધારા વધારાસાથ પારસીસાઇ ગુજરાતીમાં લખવામાં આવેલ છે.

---

**વફાપર જફા** યાને **ખુશઅખ્તર** અને **ખુશચેહેર**—કદ ડેમી આઠપેજી દશ ફારમ. કિંમત કાંઇ પણ લખી નથી. કર્ત્તા. મી. બહમનજી નવરોજી કાબરાજી.

શેકસપીઅરના "સીમ્બેલીન" ઉપરથી તૈયાર કરેલ આ નાટકમાં ખુશ-ચેહેર નામની વફાદાર શાહજાદીપર તેના બાપ તરફથી અને તેની કાવત્રાંબાજ સાવકી માતા તરફથી અને તેણીના ભોળવાયેલા ભરથાર તરફથી બહુજ જુલમ ગુજરેલો હોવા છતાં અંતે સતનો વિજય થઇ તેણી સાચી અને સુખી નિવડી તેનો અસરકારક ચિતાર આપવામાં આવેલો છે. જેમાંથી સાહસ ન કરવા માટે અને ધીરજ રાખવા માટે ઘણો સારો ધડો મળી આવેછે. ઇરાન તરફના ઐતિહાસિક બનાવ જેવી રચના છે. ભાષા પારસીસાઇ ગુજરાતી છે.

---

**સુખલાજીનાં સંકટો**—કદ રોયલ ચોવીશપેજી અઢી ફારમ. કિંમત કંઇ લખી નથી. કર્ત્તા મી. બહમનજી નવરોજી કાબરાજી.

એ એક રમુજી ફારસ છે. સુખલાજી નામના વહેમી ઘરડા પારસીએ પોતાની નવી ઓરતપર પાયાવગરના અનેક વહેમો લઇ પોતે મરણતોલ ચિંતા વહોરી લીધી પણ અંતે ભેદ ભરમ ખુલ્લો થતાં તે એ ચિંતામાંથી છૂટો થયો. આ ફારસમાં મેહેરી, ભાણ્યો અને વફાદાર ઇરાની હાસ્યરસની જમાવટ કરનારાં છે. સુખલાજી બિચારો અતિશય ભોળો અને બીકણુ છે તથા આવાન જે સુખલાજીની ઓરત થઇ તે એક યોગ્ય દેખાવની અને સુખલાજીના ધારવા પ્રમાણે ચાર ચાર માટીની બૈયર નહિ પણ જૂદાં જૂદાં ચાર નામ ધરાવનાર એક માટીની બૈયર હોઇ તે માટી ગુજરી જવા પછી સુખલાજીને પરણી તેનાપર યોગ્ય ચાહ રાખનારી બાનુ છે. એકંદર આ ફારસ વાંચનાર અને જોનારને પેટ પકડી હસાવે તેવું છે.

---

**કાવલાની કહાણી** (ભાગ ૨ જો)—કદ રોયલ બારપેજી વીશ ફારમ. પૂઠું પાકું છીંટની પટ્ટીવાળું. કિંમત કાંઇ લખી તથી. કર્ત્તા મી. બહમનજી નવરોજી કાબરાજી.

પહેલા ભાગમાં પ્રકરણ ૪૭ સુધી જતાં આ ભાગમાં ૪૮ થી ૮૪ સુધી પ્રકરણો સમાવવામાં આવ્યાંછે. તેમાં આ વાર્ત્તાના સુખી કાવસજીને પુના, મહાબલેશ્વર, મુંબઇ, કલકત્તા, નસીરાબાદ, સોલાપુર અને છેવટ હેદ્રાબાદમાં આપણે જોઇએ છીએ. પુનામાં તેનાપર અણધાર્યો આરોપ આવી પડેછે પણ પાછો તેમાંથી તે તુરતજ છૂટી જાયછે. આ વાર્ત્તામાં તેની સાથે નજીકનો ભાગ

બજાવતી ખુરશેદ તેને પુનામાં મળેછે. તે પછી બીજી વખતે તેને મહાબલેશ્વર ખાતે મળેછે. એ ખુરશેદના બાપના કહેવાથી ખુરશેદને માટેજ કાવસને મહાબલેશ્વર છોડવું પડેછે. મુંબઇ આવેછે ત્યાં તેનો શત્રુ હોમલો ખુંધો જે તેનો ભાણેજ થતો હતો તે પોતાની દીકરી શીરીન કાવસપર ચાહવાળી હોવાને લીધે એક વખત કાવસને મારી નાખવાની તૈયારીમાં હતો તેમાંથી કાવસ નાઠો હતો તે ફરીને અચણુચ હાથમાં આવી જતાં તેણે કેટલોક જુલમ તેનાપર ગુજાર્યો અને છેવટ બેભાન હાલતમાં તેને ચીનની સ્ટીમરમાં ચડાવ્યો. સ્ટીમર ડુબી. કાવસ દૈવયોગે બચ્યો અને બીજી સ્ટીમરમાં કલકત્તે આવ્યો. ત્યાં પરીન અને જહાંગીર દાવરનું સદ્‌ગુણી જોડું બંધાવામાં મદદગાર નિવડયો. પણ તેનો શત્રુ હોમલો ખુંધો ત્યાં પણ દૈવયોગે આવી ચડવાથી તેને નસીરાબાદ નાસવું પડયું. ત્યાં તે લુંટાયો, મરણતોલ દુ:ખમાં ડુબ્યો પણ ઇશ્વરની દયાથી પાછો ઠેકાણે પડયો. વળી કારણસર તે નોકરી છોડી શોલાપુર આવ્યો ત્યાં કેદીની હાલતમાં તેને વળી ખુરશેદ મળી. તેને છુટી કીધી અને પોતે હૈદ્રાબાદમાં આવી એક પારસીને ત્યાં નોકર રહ્યો.

આમ અધૂરેથી આરંભાઇ અધૂરેજ પૂરી થતી આટલી વાત આ ભાગમાં છે. તેમાં પૈસાના પૂજનારાઓ સદ્‌ગુણોની મહત્તા સમજવામાં કેટલા મૂર્ખ હોયછે? આખર વિદ્યા અને સદ્‌ગુણનીજ ફતેહ છે, પવિત્ર પ્યાર એ ખરેખર પૂજવા જોગ છે, નીચ આખરલગી પણ નીચપણું છોડતો નથી વગેરે વગેરે બોધદાયક પસંગો બહુજ યુક્તિસર ગોઠવવામાં આવ્યાછે. ખરશેદજી માસ્તરનું જહાંગીર દાવર નિવડવું તથા ડાંગવાળા આરબનું ફરામજી તેહેસીલદાર નિવડવું વગેરે ભેદ ભરેલા બનાવો પોતાની પ્રથમની છાયામાં વાંચનારના મગજપર ભવિષ્યનું કાંઇ સાચું ભાન કરાવેછે અને અંતે તેમજ થતાં ખરેખર આનંદદાયક થઇ પડેછે. પારસી ઘરસંસારને લગતી આ વાર્ત્તાની ભાષા પારસીસાઇ ગુજરાતી છે. વાર્ત્તા શિથિલ ગોઠવણવાળી નહિ પણ બંધબેસ્તાં વળાંઓવાળી હોવાથી નિવડેલી કલમથી લખાયેલી જણાઇ રહેછે.

---

**કાવલાની કહાણી** (ભાગ ૩ જો)—કદ રોયલ બારપેજી લગભગ વીશ ફારમ. પૂઠું પાકું છીંટની પટ્ટીવાળું. કિંમત કાંઇ પણ લખી નથી. કર્ત્તા મી. બહેમનજી નવરોજી કાબરાજી.

આ ભાગમાં ૮૫ થી ૧૩૦ પ્રકરણ સૂધી અધૂરેથી આરંભાયેલી વાર્ત્તા અધૂરેજ પડતી મૂકાયછે. તો પણ બીજા ભાગ કરતાં આ ત્રીજા ભાગમાં વાર્ત્તાસાથે સંબંધ ધરાવતાં કેટલાંએક ભેદભરેલાં પાત્રો સંબંધી કાંઇ વધારે ખુલાસો થતો જાયછે. આ વાર્ત્તાનો નાયક કાવસજી એક હાડમાર નોકરની દશા ભોગવેછે પણ તે ખરેખરો કોઇ વખાણવાલાયક ઉચ્ચગુણો ધરાવનારો આસામી છે. દયા, ન્યાય, નિરભિમાનપણું, શૂરવીરપણું વગેરે ગુણો તેનામાં ઘણો સારો ચળકાટ મારેછે. બીજા ભાગમાં છેવટે તેને હેદ્રાબાદમાં આપણે જોઇએ છીએ. આ ભાગમાં તે હેદ્રાબાદથી મુંબઇ, મદ્રાસ, માઇસોર અને બેંગલોર એટલાં સ્થળોમાં આવેછે. હેદ્રાબાદમાં તે ફરામજી તેહેસીલદાર એવું નામ ધારણ કરનારા રૂસ્તમજી મોદીને સંકટમાંથી મુક્ત કરેછે એટલુંજ નહિ પણ પોતે જે કુંવરજી નામના ગૃહસ્થને ત્યાં નોકર રહ્યો હતો તેનીજ ભાણેજ એ રૂસ્તમજી મોદીની ધણીયાણી માણેકને તેનાથી સલાહ કરાવેછે. તે પછી હોરમજી ખુંધાની બઇરી રૂપાંબાઇ જે કુંવરજીની દીકરી થતી હતી તેને તેડવા પોતે મુંબઇ જાયછે ત્યાંથી રૂપાંબાઇ તથા શીરીનને ત્યાં લાવી કુંવરજીની મોટી મેહેરબાની અને શીરીન પોતાને મળવાની ખાત્રી મેળવેછે અને તે પછી બે વરસની મુસાફરી કરવાનું તેનાપર કુંવરજી તરફથી આવી પડેછે તે શીરીનના પ્યારખાતર કબુલ કરી ચાલી નિકળેછે. મદ્રાસમાં આ વાર્ત્તાસાથે સંબંધ ધરાવનાર દાદીબાની ધણીઆણી જરબાઇને બળી મરતી બચાવેછે પણ તેની સાથે તેનાપર બેહેનતરીકે પવિત્ર પ્યાર રાખતી ખુરશેદને હોરમજી ખુંધાના જુલમતળે મરણ પામેલી જુવેછે જે એક તેની જીંદગીનું મોટામાં મોટું સંકટ ગણી શકાય. તે પછી માઇસોરમાં આવી રૂસ્તમજી રાણાજી એવું નામ ધરનારા સોલુ દમણ્યાને હાથે તે બીજી વખત લુંટાયો. તે પછી એક ગૃહસ્થને ત્યાં નોકર રહ્યો પણ તે ગૃહસ્થને ત્યાં દૈવીકોપથી એવું બેદાનમેદાન થઇ ગયું કે તેને બીજી નોકરી શોધવી પડી. તે નોકરીથી તે બેંગલોર આવ્યો. જ્યાં ત્રણ વખત લુટારાઓના હાથમાં સપડાઇ છેવટ એક ભલા અને ચાલાક પારસીની મદદસાથે મોટી ફત્તેહમંદી સાથે તે છૂટો થયો. આ અરસામાં તે ત્રીજી વખત સોલુ દમણ્યાના ફાંદામાં ફસી પડયો હતો. પણ છેવટ ઉપર કહ્યું તેમ ફત્તેહ સાથે છૂટો થયો. અહીં અધૂરે આ વાર્ત્તા બંધ થાયછે. વાર્ત્તામાં ઉખળતાં નવાં નવાં વળાંઓ ચમત્કારિક અને રસ આપનારાં હોવાની સાથે દુનિયામાં કેવા કેવા દોરનાં માણસો હોયછે તેનું બોહોળું ભાન કરાવનાર છે.

**કાવસની કહાણી** (ભાગ ૪ થો)—કદ રોયલ બારપેજી અઠ્ઠાવીશ ફારમ, પૂઠું પાકું છીંટની પટ્ટીવાળું, કિંમત કાંઇપણ લખી નથી.

આ વાર્ત્તાના નાયક મી. કાવસને ત્રીજા ભાગને છેડે આપણે મીનોચેહેરની સાથે પેલા આરબ લુટારૂઓની ગુફામાંથી છૂટેલો જોયોછે. આ ભાગના શરૂઆતના એટલે ૧૩૧ મા પ્રકરણથી ૧૯૫ મા પ્રકરણ સુધી મી. કાવસને સુખ દુઃખના જે મોટા મોટા અનુભવો થયાછે તેમાં તેના મુખ્ય મદદગારતરીકે મી. મીનોચેહેરને એક ઉમદા ગૃહસ્થતરીકે જગા આપવામાં આવીછે. બાઇસોર, કલકત્તા તથા ચંદરનગરમાં મી. કાવસને જેમ દુઃખનો મોટો અનુભવ મળ્યોછે તેમ સુખનો પણ મોટો અનુભવ મળ્યોછે. ગ્રીક ચાંચીયા દુરાઝોની સાથે તેની મિત્રતા, તે ચાંચીયાઓની આગબોટનું દરિયાના તોફાનમાં સપડાઇ ભાંગી પડવું, દુરાઝોપર ખુનનો ખોટો આરોપ. તેમાંથી તેનું મુક્ત થવું, હોમલોખુંધો તથા સોલુ દમણ્યાની પાયમાલી, મેડહાઉસમાં થતો ગોટાળો, દાદીબાનું મરણ નજદીક પહોંચવું, મી. કાવસનાં માબાપ કોણ હતાં? એ પડદાનું ખૂલવું, તેનો શીરીનસાથ મેલાપ, તેનું એક મોટા શેઠની પંક્તિમાં આવવું, દીના દારૂવાલાનું અંતલગી ખુનીપણું વગેરે વિગતો ન્યાયનો જય અને અન્યાયનો પરાજય બતાવવાને પૂરતી છે. થોરે કેળાં નિપજવાં એ દેખીતું અસંભવિત છે પણ દાદીબા જેવા છેવટલગી હઠીલા દૂપી લુચ્ચાને પેટ મી. કાવસ જેવો પ્રમાણિક પુત્ર અવતર્યો અને દુનિયામાં પંકાયો તે ઉપરની કહેવતને સાચી પાડેછે કે દુનિયામાં ક્યાંય ક્યાંય એવું પણ થાયછે ખરૂં.

આખી વાર્ત્તાનો એકંદર સાર જોઇએ તો ઉતાવળનું પરિણામ પસ્તાવો, પૈસામાંજ પદવી માનનારા પૈસાદાર લોકોની મૂર્ખાઇ, પવિત્ર પ્યારની દૃઢતા, વિદ્યા કળા પાસે પૈસાની કમકિંમત, બહુ ભોળાપણાથી ફસી પડવાના ઉભા થતા સંભવો, દુનિયાને ઠગનારા અને દુઃખદેનારાઓની અંતે દુર્દશા તથા રાસ્તરાહે ચાલનારની છેવટ ફત્તેહ એવા એવા ઘણા કિંમતી બોધો આ વાર્ત્તાનાં તે તે સ્થળોમાંથી આપણને મળી આવેછે.

પારસી ગુજરાતી ભાષામાં રસ ન તૂટે તેવી રીતે આ વાર્ત્તા સારા બંધારણથી લખાયેલી છે.

---

**ભુલનો ભોગ**—કદ રોયલ બારપેજી લગભગ બાર ફોરમે, પૂઠું પાકું છીંટની પટ્ટીવાળું, કિંમત કંઇપણ લખી નથી. કર્ત્તા મી. બહમનજી નવરોજી કાબરાજી.

બચ્ચાંપર પ્યારને લીધે યોગ્ય અંકુશ નહિ રાખવામાં આવે તો તેનાં પરિણામો કેવાં ધાસ્તી ભરેલાં આવેછે તેનો ચિતાર રજુ કરનાર આ વાર્ત્તા અંગ્રેજીપરથી લેવામાં આવીછે.

સર એન્ટની શીલમોર નામનો ઉમરાવ પોતાના કુટુંબની ઓધે ઉતરતી આવેલી હઠીલાપણાથી એબથી કમોતે મરતી વખતે તેણે પોતાની સ્ત્રીને સખત ભલામણ આપી હતી કે એ એબ હવે તેના પુત્રમાં ઉતરવા નહિ પામે તેની પૂરતી સંભાળ રાખવી. પણ લેડી શીલમોરે એ સંભાળ રાખવામાં એટલે કે પોતાના લાડકવાયા દીકરાને પોતાની મરજી પ્રમાણે ચલાવવામાં ગફ્લત કરી. જેથી ઓધે ઉતરતી એ એબ તેના વારસ સર ચાર્લ્સમાં મજબૂતીથી પોતાનો પાયો નાખી ગઇ. પોતાની વહાલી માતાની મના છતાં તે છુપી રીતે મેગી નામની ફક્ત ખુબસુરતી ધરાવનારી ઓરતસાથે પરણ્યો. ગુણોની દરકાર નહિ કરવાનું પરિણામ એ આવ્યું કે થોડાજ વખતમાં તેનું મન તેનાથી જૂદું પડયું. એ ખુબસુરત ઓરતે તેનો પીછો પકડયો અને તેમાં સર ચાર્લ્સે તેણીને મારી નહિ પણ તે પોતેજ નહિ ધારેલી રીતે મરણવશ થઇ તોપણ સંજોગો એવા ઉભા રહ્યા કે તમામ પ્રજાની સર ચાર્લ્સ તરફ દિલસોજી છતાં તે ખુની ઠર્યો. તેને ફાંસીની સજા થઇ. જે માતાએ પ્યારની નબળાઇમાં પોતાના દીકરાને તેની મરજી મુજબ ચાલવા દીધો તેજ માતાને પોતાના હાથથી છેવટ પોતાના દીકરાની તેને ઝેર મેળવી દેવાની મરજી સાચવવી પડી. અપરાધ નહિ છતાં સર ચાર્લ્સ આ દુનિયા છોડી ગયો. બચ્ચાંપરના પ્યારની નબળાઇમાં તેનાં કોમળ અંતઃકરણમાં હઠીલાપણું વગેરે ખરાબ લાગણીઓને પેસી જવાનો અવકાશ આપનાર માવતર પોતેજ પોતાનાં બચ્ચાંનું ખુન કરનાર છે એમ બતાવતી આ વાર્ત્તા બહુ દયાજનક દેખાવસાથે પૂરી થાયછે. કેવળ બહારના દેખાવપર મોહી પડવું એ એક મોટી મૂર્ખાઇ છે એવી જાતનો એક જરૂરી સિદ્ધાંત આ વાર્ત્તાના પેટામાં લાયક રીતે અગત્યના ભાગતરીકે ગોઠવવામાં આવ્યોછે.

---

**એક પરણેતરનો પ્યાર**—કદ રોયલ બારપેજી દશ ફારમ, પૂઠું પાકું છીંટની પટ્ટીવાળું, કિંમત કંઇપણ લખી નથી. કર્ત્તા મી. બહમનજી નવરોજી કાબરાજી.

પારસી ઘરસંસારને લગતી હોવા છતાં આ વાર્ત્તા દરેક કોમના ઘરસંસારમાં ધડો લેવા સરખી છે. પૈસા કરતાં સ્ત્રીપુરૂષ વચ્ચેનો પવિત્રપ્રેમ કેવી મહત્તા ધરાવેછે અને તેની સાથે કાચી સમજમાં તેવી મહત્તાવાળા પવિત્રપ્રેમપર વખતે પૈસા કેવી સરસાઇ ભોગવી જાયછે તે બાબત બહુ અસરકારકરીતે આમાં બતાવવામાં આવીછે.

માણેકબાઇ નામની ઓરત પોતાના ધણી મંચેરજીના પોતાપરના પવિત્રપ્રેમને બાજુપર મૂકી કાચી સમજને લીધે પોતાના મમાવાના પૈસાપર મોહી પડી તેની વારસ બની. પણ જ્યારે તે પૈસાનું સુખ પૂરતું ભોગવી ચૂકી ત્યારે પૈસાપર તેને અભાવ આવવા લાગ્યો અને પોતાના હકદાર ગરીબ ધણીનો પવિત્રપ્રેમ તેને વધારે કિંમતી જણાયો. તે વગર તે મરવા પડી અને ત્યારેજ પ્રથમ તો તેને માફ નહિ કરવાના ઠરાવપર રહેલા પરંતુ આવે ટાંકણે પોતાની પરણેતરપરના પ્યારે, તે ક્રમે ક્રમે મજુરવર્ગમાંથી નિકળી એક પંકાતા પૈસાદારના વર્ગમાં આવેલા તેના ધણીએ પાછો પોતાનો પ્યાર તેને હવાલે કર્યો કે જેના પ્રભાવથી મોતના કિનારાપર સુતેલી એ અબળા બચી ગઇ અને ફરીને સંસારસુખો ભોગવવા ભાગ્યશાળી બની.

આ વાર્ત્તાનું છેવટ આવતી વખતે વાંચનારની વૃત્તિપર શોકનો ઉભરો ફરી વળવાનો વખત આવેછે તેટલામાં તે ઉભરાને પાછો હઠાવી હર્ષનો દેખાવ ખુશાલી પાથરી દેછે.

---

**સંસાર**—કદ રોયલ બારપેજી વીશ ફારમ. પૂઠું પાકું. છીંટની પટ્ટીવાળું. કિંમત કંઇ પણ લખી નથી. કર્ત્તા મી. બહમનજી નવરોજી કાબરાજી.

પારસી ઘર સંસારમાં દેખાવ દેતી આ વાર્ત્તા સંસારની માયા અને છળપ્રપંચોનું અગાધપણું સૂચવનારી હોવાથી તેને “ સંસાર ” એવુંજ નામ આપવામાં આવ્યુંછે. સમજુ અને પવિત્ર ગણાતા પુરૂષો પણ વખતે મૂર્ખાઇ અને અપવિત્ર વિચારોમાં કેવા ફસી પડી પાયમાલ થાયછે તેનો અસરકારક ચિતાર આ પુસ્તકમાં આપવામાં આવ્યોછે.

મી. નવરોજી નામનો એક સાલેસ ચાલાક ગૃહસ્થ મુંબઇથી પુના જતાં એક આંજી નાખનારી ખુબસુરતીપર મોહી પડી પોતાની આબરૂ ધંધો વગેરેને ભૂલી જઇ તે મેળવવામાં લાગી ગયો. વચમાં તેનો એક હરીફ જાગી પડયો જેણે એજ કારણને લગતી તકરારથી તેને આબરૂનાં એક પગથીયાંપરથી જાહેરમાં ઉતારી પાડયો હતો તો પણ આ ભોળો અને મોહી પડેલો ગૃહસ્થ સમજ્યો નહિ. જેની શિક્ષાતરીકે તેના સંસારનું, આબરૂનું અને જીંદગીનું નખોદ કહાડી નાખે તેવા ખુનના ખોટા આરોપમાં અંતે તે ફસી પડયો ત્યારેજ તેની આંખ ઉઘડી. ચાલાક ડીટેક્ટીવ અને અતિશય પ્રેમ ધરાવનાર દોસ્તો વગેરેની મોટી મહેનતે અંતે તે નિર્દોષ હોવાથી છૂટી ગયો, અને તેને ફસાવનાર તેના શત્રુઓ ઇશ્વરના દરબારમાં પોતાનાં કરપીણ કરતુકોનો જવાબ આપવા ચાલી ગયા. આવી રીતે ન્યાયની ફત્તેહમાંજ આ વાર્ત્તાનું છેવટ આવેછે પણ તેની સાથે સંસારમાં અન્યાય પણ કેટલોક વખતસૂધી કેવો ચળકાટ દેખાડી શકેછે તેનો પૂરતો પ્રકાશ આપણા મગજપર પાડવામાં આ વાર્ત્તા પાછી હઠતી નથી. એક સીધા ગૃહસ્થે પોતાની આબરૂ અને સુખ હમેશને માટે ટકી રહે તે માટે કેવી રીતે વર્ત્તવું તેનો ઘણો સારો ઉપદેશ આપવાની જરૂરની ગરજ આ વાર્ત્તાથી સરેછે.

---

**રસિકવાર્ત્તાસંગ્રહ**—કદ રોયલ બારપેજી પચ્ચીશ ફારમ, પૂઠું પાકું. છીંટની પટ્ટીવાળું. કિંમત કાંઇ પણ લખી નથી. કર્ત્તા મી. બહેમનજી નવરોજી કાબરાજી.

આ પુસ્તકમાં જૂદી જૂદી બાબતોવિષે બોધ આપનારી નાની નાની છત્રીશ વાર્ત્તાઓ સમાવવામાં આવીછે. જેમાંની કેટલીક સ્વપ્ન વગેરેની સચ્ચાઇથી અજાયબ કરનારી, કેટલીક સાદી અને સંભવિત હોઇને અગત્યની શિખામણ આપનારી, કેટલીક દેખીતી નજીવી ખામીઓનાં ગંભીર પરિણામો બતાવનારી તથા કેટલીક ધીરજ અને પરાક્રમને અજવાળામાં લાવી મનને સતેજ કરનારી છે. કોઇ પણ વાત નમાલી નહિ હોતાં દરેક વાત તે તે બાબતને અનુસરતી અસર પેદા કરનારી છે.

---

**શીરીનનાં સંકટો** (ભાગ ૨ જો)—કદ રેયલ બારપેજી બાવીશ ફારમ. પૂઠું પાકું, છીંટની પટ્ટીવાળું. કિંમત કંઇ લખેલી નથી. કર્ત્તા. મી. બહમનજી નવરોજી કાબરાજી.

શીરીનબાઇ નામની માબાપ વગરની સદ્‌ગુણી બાનુનો હેવાલ બહુ અસરકારક રીતે આ પુસ્તક આપણી સામે રજુ કરેછે. આ ભાગ પ્રકરણ ૪૭ માંથી ૧૦૦ મા સુધીમાં અધૂરેથી આરંભાઇ અધૂરેજ પૂરો થાયછે. તેમાં એ બાનુની નિમકહલાલી, હિંમત તથા પોતાની હોરમત જાળવવાની દૃઢતા બતાવનારા બનાવો જો કે મોટા પ્રમાણની મુદત કે મોટા પ્રમાણના દેશમાં નથી ફેલાતા તોપણ તે મોટા પ્રમાણની ઉંડી અસર કરવામાં ફત્તેહમંદ થાયછે. શરૂવાતમાં તેને આપણે ખાનબહાદુર હીજુ શેઠના બંગલામાં નોકરી કરતી જોઇએ છીએ. તેનાં એકનાં એક સંતાનને મોતના મોઢામાંથી પાછું મેળવી દઇ તેની શેઠાણીનો પ્યાર તે મેળવવા પામી પણ ભેજાંના ખસી ગયેલા શેઠને કોઇ અધર્મીની અધર્મી ઉશ્કેરણીથી અળખામણી થઇ પડી. જેથી ત્યાંથી નિકળી તે એક જબરા કેદખાનામાં કે જ્યાં તેની હોરમતનો નાશ થાય ત્યાં જઇ પડી. જ્યાંથી નાસવા જતાં તે એક એવા આબાદ ચક્કરમાં આવી પડી કે તે તદન પાક હોવા છતાં પાકી રીતે નાપાક મનાઇ ગઇ. દૈવની દયાથી આખર ત્યાંથી માંડમાંડ છૂટી અનેક ઠેકાણે હડધૂત થતી છેવટ એક ફિરેસ્તા જેવાં દયાળુ કુટુંબમાં વાસ કરવા પામી ત્યાંથી તેણે નીચ લોકોના હાથે ફસાઇ ફાંસીએ જતા દીનશાહ નામના નિરપરાધીને કોર્ટમાં છેલ્લી ઘડીએ પહોંચી બચાવ્યો અને પછી પોતાના આપેલા વચનને વળગી રહેતાં તેને પોતાના આશ્રયદાતા માયાળુ કુટુંબનો આશરો છોડી એક હાલહવાલ સ્કૂલમાં નોકરી લેવી પડી. ત્યાંથી પણ તે નિકળી પાછી રખડતી દશામાં થઇ. તે પછી ક્યાંય સ્થિર દશામાં નહિ રહેતાં કેટલીએક રખડપટીમાં પણ તેણે માન અને પુણ્ય આપનારાં કામોમાં ભાગ લઇ પોતાનાં ઉંચા મનની સાબીતી આપીછે. અહીં આ વાર્ત્તા અધૂરી રહેછે.

આમાં જહાંગીર, પેસુ, હોમલો, બદલુ, ખટલુ વગેરે પાપનાં પૂતળાંઓ તેમના અપરાધના પ્રમાણમાં પાયમાલ થવાની સાથે નિરપરાધીઓનો અંતે વિજય થાયછે અને સત્યની કસોટી સરખું સંકટ વારંવાર દેખાવ દઇ સત્યને તેના વધારે વધારે સત્ય પ્રકાશમાં મૂકતું જાયછે. પારસી ઘરસંસારમાં ધડો લેવા સરખા સાધારણ અસાધારણ બનાવોનો બોધદાયક સંગ્રહ, કર્ત્તાની

કલમને ન્યાય આપવા જરા પણ પછાત ન પડે એવી જાતની આ પુસ્તકની ગુંથણી છે.

---

**શીરીનનાં સંકટો** (ભાગ ૩ જો)—કદ રોયલ બારપેજી ત્રેવીશ ફારમ. પૂઠું પાકું છીંટની પટ્ટીવાળું. કિંમત કંઇ પણ લખ્યા નથી. કર્ત્તા. મી. બહેમનજી નવરોજી કાબરાજી.

શીરીનબાઇ નામની સદ્દગુણી બાનુનો હેવાલ આ ભાગમાં અધૂરેથી આરંભાઇ અધૂરેજ પૂરો થાયછે. એટલે તે પ્રકરણ ૧૦૧ થી પ્રકરણ ૧૩૦ સુધીમાં પોતાનો દેખાવ દેછે. આ ભાગમાં પણ તે એકથી અનેક ઠેકાણે રખડપટીમાં પડેછે. કયાંય સ્થિર થઇ સુખ અને આબરૂમાં ઠેકાણે પડેછે તેટલામાં વળી તેને માટે એવો સંજોગ ઉભો થાયછે કે તેને ત્યાંથી નિકળી કોઇ બીજો આશરો શોધવો પડેછે. તેની બે બેહેનો અને બે ભાઇઓમાંથી એક બેહેન અને એક ભાઇ તદન લાયક અને એક બેહેન તથા એક ભાઇ તદન નાલાયક હોવાને લીધે એક તરફથી સુખ અને સંતોષ ત્યારે બીજા તરફથી દુઃખ અને અસંતોષના વમળમાં ગોથાં ખાતી તેના જેવી એક જવાન અબળા આ દુનિયાના જે જે ઉંડા અનુભવો મેળવવા પામેછે તે ખરેખર અસરકારક અને અભ્યાસ કરવા સરખા છે. તેના સંબંધમાં બેજુબુલડાગ અને કાઉકાકરી જેવા લુચ્ચાઓ જેઓ આગલા ભાગમાં દેખાવ દઇ ગયાછે તેના જેવાં ધિક્કારવાલાયક કામો વધારવા આ ભાગમાં વળી દોરાબ રાણજી નામનો અઠંગ ધૂતારો ઉમેરાવા પામેછે. આ ભાગની સમાપ્તિ થતાં શીરીનના સંબંધમાં તેમના પ્રપંચો જે વલણ લેછે, તે વાંચનારની ઉત્કંઠા રહી જાય તેમ અધૂરેજ અટકેછે અને તેથી તે ચોથા ભાગપર નજર દોડાવવાની જોરાવર પ્રેરણા કરનારછે.

વાર્ત્તાનું વણું એવી કુનેહથી ગોઠવવામાં આવેલછે કે જેમાં શીરીનબાઇની વધતી વધતી નીતિ, રીતિ, હુશીયારી વગેરે અજવાળામાં આવતી જાયછે.

---

**શીરીનનાં સંકટો** (ભાગ ૪ થો)—કદ રોયલ બારપેજી પાંત્રીશ ફારમ. પૂઠું પાકું છીંટની પટ્ટીવાળું. કિંમત કંઇ લખી નથી. કર્ત્તા મી. બહેમનજી નવરોજી કાબરાજી.

ગયા ભાગમાં અધૂરી રહેલી વાર્તા આ ભાગમાં પ્રકરણ ૧૩૧ થી શરૂ થઇ પ્રકરણ ૧૫૦ મે પૂરી થાયછે. આ પુસ્તકમાંનું મુખ્ય પાત્ર શીરીનબાઇ વડોદરાખાતે એક પ્રપંચમાં કેદ પડેલી દેખાવ દેછે. જ્યાંથી દૈવયોગે વખતોવખત તેનો ખેરખાહ થતો એક ઘેલો પારસી તેને છોડાવી લઇ જાયછે. ત્યાંથી તે મુંબઇખાતે જાયછે. પોતાના પરોપકારીપણાના પરિણામમાં તે સારે ઠેકાણે સ્થિર પડેછે પરંતુ તેના નસીબમાં એવા એવા સંજોગો આવી ઉભા રહેવાનું સરજેલું છે કે ક્યાંય લાંબો વખત રહી શકતી નથી. સુખનાં એકાદ બે કિરણ પડેછે કે સંકટનું વાદળ ચઢ્યાવગર રહેતુંજ નથી. તેનાપર જેમ જેમ વિશેષ વિશેષ સંકટ આવેલછે તેમ તેમ તેની નીતિ રીતિની વિશેષ ઉત્તમતા સાબીત થતી જાયછે. એક નોકર માણસમાં બેહદ મનની મોટાઇ હોવી એ કાંઇ સાધારણ વાત નથી. તેને વખતોવખત એક ફિરસ્તો કહીને બોલાવીછે તે તેનાં નેક કામોથી બરાબર બંધબેસ્તું છે. અર્ધભાગ વંચાઇ રહેવા આવતાં વાર્તાનો ઉપસંહાર ધીમે ધીમે થવા માંડેછે. તેની બેહેન નાજાં જે પ્રતિદિન ઉચ્છૃંખલતામાં વધતીજ જતી હતી તેનાપર પસ્તાવાનાં કાંઇ કાંઇ બિંદુઓ લેખકની કલમથી પડવા લાગેછે. ખશરૂજેવો બદમાસ પસ્તાવામાં મરણ પામેછે. કાઉકાકરી અને બેજુબુલડાગ જેવા અઠંગ લુચ્ચાઓ ફાંસીને લાકડે લટકેછે. શીરીન પોતાની માતાને લગતા ભેદના પહેલા પગથીયાપર ચડેછે. શીરીનનો કટ્ટો દુસ્મન જહાંગીર વાડીયો અંતસમે શીરીનને ખરારૂપમાં ઓળખી તેનાં માબાપને લગતો ભેદી પડદો જે આજલગી મોટો ગુંચવાડો ઉત્પન્ન કરતો આવ્યો હતો તે તદન ઉચકી નાખેછે અને તે પછી શીરીન પોતાના બાપને મરતી વખત મળેછે તથા છેવટ આ વાતમાં સુપાત્રતરીકે ઓળખાવેલાં શીરીન, જર તથા દારાબ એકજ દિવસે સુખી સંસારમાં દાખલ થઇ સદાચારનો વિજય અને દુરાચારની પડતી સાબીત કરી આપેછે.

વાર્તાનું બંધારણ, અનુભવી અને ચાલાક બુદ્ધિનું પરિણામ ચોખ્ખી રીતે દેખાઇ રહેછે. એમાં ઠેકાણે ઠેકાણે પારસી ઘરસંસારની કાળી ધોળી બન્ને બાજુઓ જૂદા જૂદા પ્રકારથી બહુજ સાફ રીતે બતાવીછે. ભાષા પારસીસાઇ ગુજરાતી છે.

---

**સિપાહ બચ્ચાની સજની**—કદ રોયલ બારપેજી સત્તર ફારમ, પૂઠું પાકું છીંટની પટ્ટીવાળું, કિંમત કંઇપણ લખી નથી. કર્ત્તા મિ. બહમનજી નવરોજી કાબરાજી.

દુનિયાની નીચ લાલચમાં ડુબી મુવેલા લોકો નિરપરાધી અને સદ્‌ગુણી માણસનું કેટલી હદ સૂધી નખોદ કહાડી નાખેછે તેનું અસરકારક દૃષ્ટાંત આ વાર્ત્તામાં આવતાં પરીચેહેર અને ખુશરોછે. તેમાં પણ શાંત અને પવિત્ર ગુણથી સુશોભિત ઓરતોને એક અતિ અગત્યનો ધડો આપનારી પરીચેહેર નામની બાનુ છે, જેણે એક પવિત્ર પ્યારને ખાતર પોતાના બાપને પણ પડતો મૂકી હજારો સંકટો વેઠયાં અને છેવટ પોતાના પતિની બુદ્ધિ ભ્રષ્ટ થવાના વખતમાં પણ પોતે તેને સંતાપ્યો નહિ.

એ પરીચેહેરબાનુ એક નીચ બાપની પુત્રી અને પોતાની ખુબસુરતીથી નીચપુરૂષોને પોતાના શત્રુઓ બનાવી મૂકનાર હોવાથી પોતે પોતાને લાયક ભરથાર ખુશરો સાથે જોડાતાં શાંત જીંદગી ભોગવવા ભાગ્યશાળી બની શકી નહિ અને તેને પોતાની હયાત જીંદગીમાં પોતાની યોગ્યતાનું શુભ ફળ મળ્યું નહિ એ વાંચનારને આજેજ કરવા સરખોજ બનાવ છે. ખુશરોજેવા સદ્‌ગુણી માણસને પણ ઉપરાઉપર પડતી વિપત્તિએ આખર પરાણે દુર્ગુણી બનાવી મૂકયો એ એક દુનિયામાં ચાલતો નિયમ ખસુસકરીને ધ્યાનમાં લેવા જોગ છે.

મુખ્યત્વે દેખાવ આપનારાં બધાં પાત્રો વાર્ત્તા પૂરી થતાંસુધીમાં આ દુનિયા છોડી જાયછે પણ તેમાં સદ્‌ગુણી પાત્રો લોકોતરફની દયા અને કીર્ત્તિ તથા દુર્ગુણી પાત્રો ધિક્કાર વહોરીને ચાલ્યાં જાયછે. છેવટના ભાગમાં વાંચનારના મનપર બહુજ મોટી અસર થાયછે કે જ્યાં કરૂણારસની પૂરેપૂરી જમાવટ થઇ રહેછે. આ વાર્ત્તા એક ઇંગ્રેજીપ્લોટઉપરથી ઉપજાવી કહેવાયછે.

પુસ્તકની ભાષા પારસીસાઇ ગુજરાતી છે.

---

**એક પથ્થરના પ્રતાપ**—કદ રોયલ બારપેજી તેરફારમ, પૂઠું પાકું છીંટની પટ્ટીવાળું, કિંમત કાંઇપણ લખી નથી. કર્ત્તા મી. બહમનજી નવરોજી કાબરાજી.

એક જાદુઇ પથ્થરની અસરથી દીકરાની સુરત બાપનાજેવી બની જાયછે અને બાપની સુરત દીકરાનાજેવી બની જાયછે જેથી તે બન્ને પોતાનું મન

તો તેનું તેજ હોવા છતાં શરીરના ફેરફારથી અજબ જેવી જીંદગીમાં આવી પડેછે. આવી વાત બનવી અસંભવિતછે છતાં તેમાં વિદ્યાર્થીજીંદગીનું વર્ણન તો બહુજ સંભવિતપણે સમાવવામાં આવ્યુંછે. મન ઘરડું અને શરીર બાળક તથા શરીર ઘરડું અને મન બાળક એવા બે માણસો શરીરની અવસ્થાને ન છાજે એવી વર્તણુંને અખત્યાર કરી વાંચનારને ધુમ હસાવવામાં ગ્રંથકારને ફત્તેહમંદ બનાવેછે. આખું પુસ્તક હાસ્યરસથી ભરપૂરછે. કામકાજથી મગજ કંટાળેલો હોય તે વખતે મગજને ખોધવતીસાથે આનંદ આપવામાં આ પુસ્તક ઉપયોગી છે.

---



# મી. હરજીવન ભગવાનજી શુક્લ,

એમનો જન્મ સંવત ૧૯૨૬ ના આસુ માસમાં કાઠિયાવાડના મોરબી ગામમાં થયોછે. ત્યાંજ ગુજરાતી તથા ઇંગ્રેજી ચાર ચાર ધોરણનો અભ્યાસ કરી રાજકોટ હાઇસ્કૂલમાં દાખલ થયા મેટ્રિક થયા બાદ તેઓ મુંબઇ એલ્ફીન્સ્ટન કોલેજમાં દાખલ થયા જ્યાં તેમને સરકારી સ્કોલરશીપ મળી અને શેઠ ગોકળદાસ તેજપાળની બોર્ડીંગ સ્કૂલમાં ફ્રી બોર્ડરતરીકે દાખલ કરવામાં આવ્યા. ઇસ્વીસન ૧૮૮૮ માં એલ્ફીન્સ્ટન કોલેજમાંથી પ્રીવીયસની પરીક્ષા પહેલે નંબર પાસ કરવાથી તેમને એલ્ફીન્સ્ટન પ્રાઇઝ આપવામાં આવ્યું. ૧૮૯૦ માં તેમણે સેકન્ડ બી. એ. ની પરીક્ષા પસાર કરી. એમના પસંદ કરેલા વિષયો લોજીક તથા ફીલોસોફી હતા. તેઓ સારે નંબરે પાસ થયેલા હોવાથી તેમને પુનાની ડક્કન કોલેજમાં દક્ષિણ ફેલો તરીકે નીમવામાં આવ્યા. એમ. એ. ની પરીક્ષામાટે તેમણે ઇતિહાસ અને તત્વજ્ઞાનના વિષયો પસંદ કર્યા અને તે અભ્યાસ પણ તેમણે ડક્કન કોલેજમાં ફેલોતરીકે કામ કરવાની સાથેજ કર્યો. થોડા વખત પછી. તેમની નિમણુક શેઠ ગોકલદાસ તેજપાળના ધર્મખાતાના સેક્રેટરીતરીકે થઇ. ઇસ્વીસન ૧૮૯૨ માં મુંબઇમાં નવી હાઇસ્કૂલ સ્થપાતાં તે ધર્મખાતાની કમીટીએ તેમાં તેમને પ્રિન્સિપાલતરીકે નીમ્યા. ૧૮૯૪ માં તેમણે એલ. એલ. બી. ની પરીક્ષા પસાર કરી અને તે પછી તેઓ રાજકોટ એજન્સીમાં વકીલાત કરેછે.

આગ્રહવાળા અભ્યાસપૂર્વક વિદ્યામાં આગળ વધવાની એમની વૃત્તિ મજબૂત જોવામાં આવેછે. અભ્યાસ કરતી વખત પોતાના માસ્તરોને તથા ખાતાંઓમાં કામ કરતી વખત પોતાના અધિકારીઓને એમણે ઉત્સાહપૂર્વક કામ કરી સારો સંતોષ આપેલો છે.

---

રોયલ ઇન્સ્ટીટયુશનમાં મળેલી શાસ્ત્રજ્ઞોની સભામાં પાશ્ચિમાત્ય પ્રખ્યાત પ્રોફેસર મેકસમ્યૂલરે વેદાંતદર્શનવિષે પોતાતરફથી ત્રણ ભાષણો આપ્યાં હતાં. પહેલાં ભાષણમાં વેદાંતદર્શનનું મૂળ, બીજા ભાષણમાં આત્મા અને પરમાત્મા તથા ત્રીજા ભાષણમાં હિંદુ અને યૂરોપીય દર્શન વચ્ચે સમાનતા અને ભિન્નતા એ પ્રમાણે વિષયો લેવામાં આવ્યાછે. પોતાના શારીરિક બળથી જીતનાર રોમન લોકો જ્યારે ગ્રીસદેશમાં ગયા ત્યારે ત્યાં અતિ ઉચ્ચ સ્થિતિએ પહોંચેલા તત્વજ્ઞાનને જોઇ તેઓ મોહ પામ્યા હતા અને ગ્રીકલોકોના માનસબળ પાસે પોતે કાંઇપણ હિસાબમાં નથી એમ માનવા લાગ્યા હતા. તેમ પ્રોફેસર મેકસમ્યૂલરે પણ પોતાનાં ભાષણોથી પાશ્ચિમાત્ય વિદ્વાનોને અર્થાત્ સિદ્ધ દર્શાવી આપ્યુંછે કે બાહ્ય આડંબરથી જો કે આપણે ઘણા આગળ વધી ગયા છીએ પણ હિંદુસ્તાનમાં આભ્યંતર સંપત્તિનો એવડો મોટો ખજાનો પ્રાચીન કાળથી સચવાતો આવ્યોછે કે તેના કરતાં આપણે પોતાને આગળ વધેલા અથવા તેની પંક્તિમાં મૂકાયેલા પણ ગણવાને મુશકેલ પડશે. જે નવા નવા શોધતરીકે શાસ્ત્રીય ગંભીર વિચારો પાશ્ચિમાત્યવિદ્વાનોના તરફથી હાલમાં જાહેરમાં મૂકાય છે તે બધા ઘણા પ્રાચીન વખતમાંજ આર્યલોકોની અંદર પૂર્ણબળથી પ્રચલિત હતા.

વેદાંતદર્શનનાં બીજ ઉપનિષદોમાં કેવી રીતે રહેલાં છે, બાદરાયણે તેને કેવાં ક્રમબદ્ધ ગોઠવ્યાંછે તથા શંકરાચાર્યે તેની કેવી મજબૂતી કરીછે અને તેમાં અગત્યના મુદ્દાઓ કયા કયા છે તે બહુ મનોરંજક અને સારી રીતે સમજાવવામાં આવ્યુંછે. શોપનહોર, સર ડબ્લ્યુ જોન્સ, વિકટર કુઝાં, એફ્ સ્લેગલ વગેરે પાશ્ચિમાત્ય પંડિતો આ બાબતમાં શું કહેછે તે પણ પ્રસંગે પ્રસંગે જણાવવામાં આવ્યુંછે અને કેટલેક ઠેકાણે ઉપનિષદોમાંના જાણવાજોગ ફકરાઓ પણ ટાંકવામાં આવ્યાછે.

મૂળ ઇંગ્રેજી ઉપરથી આ ભાષણોનું ભાષાંતર કરવામાં આવ્યુંછે. મૂળ બાબત જાતેજ કઠિન અને માંડમાંડ સમજાય એવી હોવા છતાં ગુજરાતી ભાષાંતર સાધારણ સંસ્કારવાળાને પણ સહેલથી સમજાય તેવાં પરિશ્રમ લેવામાં આવ્યોછે. જે, પ્રસ્તુતવિષય અને ઇંગ્રેજી તથા ગુજરાતી ભાષા ઉપર ભાષાંતરકારનો સારો કાબુ હોવાનું સૂચવેછે. ખાસ ભાષાંતરકાર તરફથી પ્રસંગે પ્રસંગે નીચેના ભાગમાં કેટલાંએક અગત્યના ટિપ્પણો આપવામાં આવ્યાંછે.



## રા. રા. રણછોડભાઇ ઉદયરામ.

એમનો જન્મ સંવત ૧૮૯૪ માં મહુધાખાતે ખેડાવાળ બ્રાહ્મણજ્ઞાતિમાં થયો. શરૂવાતનો ગુજરાતી અભ્યાસ કરી તેઓ નડિયાદ ગયા અને ત્યાંના પ્રખ્યાત દેશાઇ વિહારીદાસજીના મરહુમ પુત્ર રા. બા. હરિદાસ વિહારીદાસની સાથે અંગ્રેજી અભ્યાસ કરી સન ૧૮૫૭ માં અમદાવાદ ગયા જ્યાં લૉ ક્લાસમાં સારો અભ્યાસ કર્યો અને કેટલોક વખતસૂધી વિદ્યાભ્યાસક મંડળીના મંત્રીપણે તે સભાનું કામ ચલાવ્યું. એ સભામાં ગુર્જર અગ્રેસરો રા. રા. મોતીલાલ લાલભાઇ, રા. રા. છોટાલાલ સેવકરામ, દિવાનબહાદૂર મણિભાઇ જસભાઇ તથા રા. રા. અંબાલાલ સાકરલાલ વગેરે સાથે समानशीलव्यसनेषु मैत्री એ નિયમને અનુસારે તેમનો સ્નેહ બંધાયો. તેઓ અમદાવાદમાં કલેકટરની ઑફીસમાં, તે પછી કેટલીક મુદત ઉત્તરવિભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરની ઑફીસમાં અને તે પછી મુંબઇમાં જઇ મેશર્સ લોરેન્સ કંપનીમાં રહ્યા હતા. ત્યારબાદ ગોંડલ, પાલનપુર, ઇડર વગેરે સંસ્થાનોના મુંબઇખાતેના પ્રતિનિધિતરીકે ઘણાં વર્ષો તેમણે ત્યાં ગાળ્યાં. પ્રખ્યાત સાક્ષર મનસુખરામ સૂર્યરામની સાથે તેમનો નડીયાદમાં બંધાયેલો સ્નેહસંબંધ અહીં વિશેષ મજબૂત થતો ગયો. સને ૧૮૮૪ માં તેમનું ભુજખાતે આવવું થયું. જ્યાં હાલ તેઓ નાયબદિવાનની જગાપર છે. તેઓ પોતાના સુસ્વભાવથી ત્યાંની પ્રજામાં એક પ્રીતિપાત્ર અમલદાર નિવડેલા છે. રાજ્યનીસાથે સંબંધ ધરાવનાર છતાં પણ તેઓએ વિદ્યાદેવીનું ઉપાસન બિલકુલ વિસારેલું નથી; નાનપણથીજ કવિતા કરવાની તથા નિબંધો લખવાની તેમની શક્તિને ઉત્તરોત્તર પોષણ મળતુંજ રહેલું છે. બુદ્ધિપ્રકાશ માસિકપત્રનું તંત્રીપણું એમણે ભોગવેલું છે હોપકૃત ગુજરાતી પુસ્તકમાળા રચાઇ તે વખતે તેમાં તેઓ સામેલ હતા. બુદ્ધિવર્ધક માસિકપત્રમાં એમનાં પુષ્કળ લખાણો આવેલાં છે. ગુ-

જરાતી ભાષામાં ધોરણસર નાટકોના કર્ત્તાતરીકે પ્રથમપદ ભોગવવાને જો કોઇ પણ ભાગ્યશાળી નિવડેલ હોય તો તે રાજેશ્રી રણછોડભાઇજ છે. તેઓ એક ઉત્સાહી મનના અને ઘડાયેલા મગજના નિરભિમાન ગ્રંથકર્ત્તા તથા રાજા પ્રજા બન્નેનું હિત કરનાર એક સ્નેહાળ સ્વભાવવાળા સુશિક્ષિત અમલદાર છે.

---

**પાદશાહીરાજનીતિ**—કદ રોયલ બારપેજી બાવીશ ફારમ, પૂંઠું પાકું ગિલ્ટેડ, કિંમત રૂપિયા બે. કર્ત્તા રા. રા. રણછોડભાઇ ઉદયરામ.

રાજાઓ અને રાજકુમારોએ કેવી રીતે વર્ત્તવું જોઇએ તેનો યોગ્ય ચિતાર આપનારો આ ગ્રંથ મૂળ ફારસીભાષામાં હુસેન વાયજ કાશફી નામના વિદ્વાને રચેલો છે. તેનાં ઉર્દુ અને અંગ્રેજી ભાષાંતરો પણ થયેલાં છે. આ ગુજરાતી ભાષાંતરમાં કોઇ કોઇ ઠેકાણે બંધબેસ્તો વધારો તેમજ ઘટાડો પણ કરવામાં આવ્યોછે.

ભક્તિ, ધૈર્ય, મર્યાદા, વિનય, હિંમત, ન્યાય, ક્ષમા, ઉદારતા, વચનપાલકતા, જાગૃતિ વગેરે જરૂરના સદ્દગુણો કે જે જનસમૂહપર સત્તા ધરાવનાર પુરૂષોમાં અવશ્ય હોવાજ જોઇએ તેવા એક એક ગુણને માટે તેની જરૂરીયાત અને તેના ફાયદા દેખાડી તેની સચોટ છાપ વાંચનારના મગજપર બરાબર છવાઇ જાય તે માટે મહાપુરૂષોના ઐતિહાસિક દાખલાઓ આપી પુસ્તકને રસપ્રદ બનાવવામાં આવ્યુંછે.

આ પુસ્તક વાંચવાથી જેમ સદ્દગુણોનું મહત્ત્વ ધ્યાનમાં આવેછે તેમ પૂર્વે થઇ ગયેલા પ્રતાપી પુરૂષોના પ્રભાવ અને અલૌકિક સદ્દગુણો પણ વાંચનારના મનને ચકિત કરેછે. કુંઠિત સત્તા અને કુંઠિત વિચારોનાં કુંડાળામાંજ ઘુમનારા છતાં અપ્રમાણ અભિમાનના તાનમાં તણાઇ જતા કોઇ રાજાઓ અને રાજકુમારો જ્યારે અકુંઠિત સત્તા અને અકુંઠિત વિચારોવાળા છતાં પરમ નમ્રપણે દૈવીગુણોનું દાસત્વ સ્વીકારવામાંજ માન સમજનારા મહારાજાઓ અને મહાપુરૂષોના દાખલાઓને પોતાની દૃષ્ટિસામે ઉભેલા જુવે ત્યારે શું તેઓને થોડી અસર થાય તેવુંછે? નાના કે મોટા ગમે તેવડા જનસમૂહપર સત્તા ભોગવનાર દરેક માણસે આ પુસ્તક અવશ્ય વાંચવાજેવું છે. તે કચ્છના મહારાઓશ્રી ખેંગારજી સાહેબ સવાઇ બહાદૂરને અર્પણ કરવામાં આવેલું છે.

---

**લઘુસિદ્ધાંતકૌમુદી** (મૂળસંસ્કૃતસાથે ગુજરાતી ટીકા)—કદ રૅાયલ આઠ પેજી ચુમ્માલીશ ફારમ, પૂઠું કાચું છીંટની પટ્ટીવાળું, કિંમત રૂપિયા પાંચ. કર્ત્તા રા. રા. રણછોડભાઇ ઉદયરામ.

સંસ્કૃત ભાષાનું સંપૂર્ણ નિયમન કરી લેનારો અષ્ટાધ્યાયી નામે વ્યાકરણગ્રંથ ઘણા પ્રાચીન કાળમાં પાણિનિનામના મહામુનિએ રચેલો છે. એમાં ફક્ત સૂત્રોજ આપેલાંછે, જે સમજવાં બહુજ મુશકેલ છે. તેનાપર મહાભાષ્ય લખાયુંછે તે પણ તેટલુંજ અથવા તેથી પણ વિશેષ ગહન છે. તે પછી ઘણેક કાળે ભટ્ટોજિદીક્ષિત નામના વિદ્વાને સૂત્રક્રમ છોડી કાર્યક્રમને અનુસરી સિદ્ધાંતકૌમુદી નામે સંસ્કૃત વ્યાકરણગ્રંથ રચ્યો. જેમાં પ્રથમ પાણિનિનું સૂત્ર આપી તે ઉપર તેના વિવરણરૂપ પોતે તૈયાર કરેલી વૃત્તિ આપવામાં આવીછે અને તે પછી તે સૂત્રમાં આપેલા નિયમ જ્યાં લાગુ પડતા હોય તેવા દાખલાઓ આપેલાછે. આ ગ્રંથ વ્યાકરણના બાળક અભ્યાસીઓને કઠણ પડવા માંડયો તેથી તેની પછી થયેલા વરદરાજ નામના વિદ્વાને શરૂવાતમાં શિખવાલાયક તેમાંથી સહેલો સહેલો ભાગ તારવી કહાડયો. જેને મધ્યકૌમુદી એવું નામ આપવામાં આવ્યું. તેમાં પણ તેને સંતોષ ન થવાથી છેવટ તેમાંથી પણ વધારે સહેલો ભાગ તારવી કહાડી તેને લઘુકૌમુદી એવું નામ આપ્યું. જેમ કરવામાં પ્રકરણોના ક્રમમાં પણ કેટલોક ફેરફાર કરેલો છે. જેમ કે સિદ્ધાંતકૌમુદીમાં અવ્યયપ્રકરણ પછી સ્ત્રીપ્રત્યયનું પ્રકરણ લીધેલું છે પણ લઘુકૌમુદીમાં તે પછી તરતજ ધાતુપ્રકરણ લેવામાં આવ્યુંછે. આમ ઘણે ઠેકાણે ફેરફાર કરેલો છે. બાળકોની વધારે સરળતાને માટે કેટલેક ઠેકાણે વ્યાકરણના સિદ્ધાંતોમાં પણ અનુકૂળ ફેરફાર કરેલોછે. જેમકે સિદ્ધાંતકૌમુદીમાં આભ્યંતર પ્રયત્નના ચાર ભેદ આપેલાછે અને લઘુકૌમુદીમાં પાંચ ભેદ આપી સ્વર અને ઉષ્માક્ષરો વચ્ચે આવતા સવર્ણપણાના ગુંચવાડાને છેક ઉડાવીજ દીધોછે. આવી સરળતાવાળો લઘુગ્રંથ ભણી પછી જો સિદ્ધાંતકૌમુદી ભણવામાં આવે તો તેમાં સારી મદદ મળેછે.

વરદરાજભટ્ટે તૈયાર કરેલ એ લઘુકૌમુદીના રા. રા. રણછોડભાઇએ કરેલા ભાષાંતરમાં પ્રથમ મૂળ સૂત્ર, પછી વૃત્તિ, તે પછી તેનું ગુજરાતી ભાષાંતર અને તે પછી તેના દાખલાઓ આપવામાં આવ્યાછે. અને જ્યાં જ્યાં જરૂર જણાઇ છે ત્યાં ત્યાં શબ્દ અને ધાતુનાં પૂરેપૂરાં રૂપો પણ આપવામાં આવ્યાંછે. જે અભ્યાસીઓને માટે ખાસ વિશેષ મદદ દેવા સરખું કરેલું છે.

લુપ્ત થતા સંસ્કૃતવ્યાકરણના અભ્યાસને ઉત્તેજિત કરવાનો આ પ્રયત્ન ખરેખર એક જબરી ખોટ પૂરી પાડનારો થયોછે.

---

**નાટ્યપ્રકાશ**—કદ રોયલ બારપેજી બાવીશ ફારમ. પૂંઠું પાકું ગિલ્ટેડ. કિંમત રૂપિયો દોઢ. કર્ત્તા. રા. રા. રણછોડભાઇ ઉદયરામ.

વિનોદની સાથે તરત બોધ આપે એવો ઉપાય અભિનયાત્મક રૂપકો સિવાય બીજો અસરકારક ગણવામાં આવતો નથી. એ રૂપકોના ભેદ તથા તેને લગતા નિયમોનો પ્રથમ પ્રકાશ પાડનાર ભરતમુનિનું નાટ્યશાસ્ત્ર છે. વખત જતાં એજ બાબતનાં અમુક અમુક અંગોપર વિશેષ વિશેષ વિવેચનોવાળા દશરૂપ; નાટ્યપ્રદીપ, નાટ્યદર્પણ, નાટ્યશેખર વગેરે ગ્રંથો લોકોની સરલતાને માટે રચાતા ગયા અને એ કળા હૃદયંગમરૂપ ધારણ કરતી ગઇ. પણ પાછળના વખતમાં જનસમાજની અભિરૂચિએ જૂદા પ્રકારનું વલણ ધારણ કરવાથી મંદાદરને લીધે રૂપકો પોતાનું રૂપ બદલતાં ગયાં. તેઓના ભેદોનું ભાન લોકોમાંથી ભુંસાઇ જવા લાગ્યું અને ભવાઇનો રંગ છવાઇ રહ્યો.

આજકાલ કેવળ નાટક શબ્દથીજ બોલાવાતાં રૂપકોના મુખ્ય ભેદો, કે જે વસ્તુ, નાયક અને રસના ભેદવડે થાયછે તેનું છૂટથી વિવેચન કરનાર આ ગુજરાતી પહેલોજ ગ્રંથ છે એમ કહીએ તો તે ચાલી શકે તેવું છે. શરૂવાતમાં પ્રસ્તાવના આપ્યા પછી આ ગ્રંથની પીઠિકાતરીકે કર્તાએ નાટ્યશાસ્ત્ર સંબંધી સ્વતંત્ર વિવેચન કરેલું છે જેમાં પાશ્ચિમાત્યવિદ્વાનો આપણા નાટ્યશાસ્ત્ર માટે શું મત બાંધેછે અને તેઓના તે મત વાજબી છે કે કેમ? તે તથા નાટ્યશાસ્ત્રસંબંધી તેમના પોતાના શું નિયમો છે તે જણાવવાની સાથે રૂપકોનો પ્રચાર ભરતખંડમાં ક્યારથી થયો તે સંબંધી ઉલ્લેખ કર્યોછે. તેમાં નાટ્યશાસ્ત્રને લગતાં, લક્ષણગ્રંથો અને લક્ષ્યગ્રંથોનાં મળી શક્યાં તેટલાં નામો આપેલાં છે, તે પછી ગ્રંથનો પ્રારંભ થાયછે. તેમાં રૂપકના મુખ્યભેદો, નૃત્ત, નૃત્ય, લાસ્ય, ઇતિવૃત્ત, પતાકા, પ્રકરી, કાર્ય, બીજ, બિંદુ, મુખસંધિ, પ્રતિમુખસંધિ, ગર્ભસંધિ અવમર્શસંધિ, નિર્વહણસંધિ, વિષ્કંભક, અંકાવતાર, ચૂલિકા, પ્રવેશક તથા અંકાસ્ય વગેરેનાં લક્ષણો અને તેના દાખલા તેમજ નાયક અને નાયિકાના ભેદ, તેના ગુણ, તેઓનાં સહાયકારક તથા વૃત્તિવિષે વિવેચન અને છેવટ નાટકનાં છત્રીશ લક્ષણ અને નાટક, પ્રહસન વગેરેની રચનાનો પ્રકાર એ સઘળું

સરલ રીતે યોજવામાં આવ્યુંછે. લક્ષણો સમજાવવાને માટે રત્નાવલી, વિક્રમોર્વશી, વેણીસંહાર વગેરેના દાખલા કર્ત્તાએ પોતાની ગુજરાતી કવિતામાંજ આપ્યાછે. હાલના નાટકકર્ત્તાઓએ આ પુસ્તક અવશ્ય મનન કરવા યોગ્ય છે.

---

**જયકુમારીવિજય નાટક**—કદ રોયલ બારપેજી બાર ફારમ. પૂંઠું કાચું છીંટની પટ્ટીવાળું. કિંમત આના બાર. કર્ત્તા. રા. રા. રણછોડભાઇ ઉદયરામ.

નાટ્યશાસ્ત્રમાં આપેલી છૂટ પ્રમાણે આ એક કલ્પિત આઠ અંકનું નાટક છે, જેમાં તેના નામ પ્રમાણે જયકુમારી નામની એક સુશિક્ષિત કન્યાનો તેની ઇચ્છાનુસાર એક સુશિક્ષિત ઉછરતા ગ્રંથકારની સાથે સંબંધ જોડાયછે. પ્રસ્તાવનારૂપે સૂત્રધાર, નટી અને વિદૂષકનો પ્રવેશ આવી ગયા પછી નાટકની શરૂવાત થાયછે. તેમાં જયકુમારીનાં ગરીબ માબાપ ભીખારીદાસ તથા ગંગાબાઇને પોતાની દુ:સ્થિતિપર ખેદ પામતાં આપણે જોઇએ છીએ અને તે પછી તેમના ઉદયનું બીજ રોપનાર પ્રાણલાલ નામે ગૃહસ્થસાથે એ કુટુંબનો ધંધાને લઇને પરિચય બંધાયછે પણ તેટલામાં પ્રાણલાલની માની તેનાં લગ્ન કરવાની અયોગ્ય ઉતાવળ જોઇ પ્રાણલાલ તેમાંથી છુટવા મુંબઇ જાયછે. જ્યાંથી તેનું મન જયકુમારીસરખાં સ્ત્રીરત્ન તરફ વળેછે. જયેંકુમારીના જાણવામાં એ વાત આવતાં તે પોતાનું ધન્યભાગ્ય માને છે. ભીખારીદાસ પણ સુજ્ઞ છે તેથી તેને પણ એ વાત પસંદ પડેછે પણ પ્રાણલાલની મા તથા તેનાં બીજાં સગાંઓ બહુ જૂના વિચારનાં અને તેમાંનાં કેટલાંક સ્વાર્થી હોવાથી તથા પ્રાણલાલ પૈસાદાર અને સારા કુળનો તેથી નાતના એક બે કન્યાવાળાઓ ગમે તેમ કરીને પણ પોતાની અભણ પુત્રીઓ પ્રાણલાલ સરખા વિદ્વાન તરૂણને ગળે ઓળગવા અનેક પ્રપંચો રમતા હોવાથી જયકુમારી અને પ્રાણલાલ વચ્ચે સંબંધ બંધાવામાં મોટું વિઘ્ન આવી પડેછે. પ્રાણલાલના પિતા સુખલાલ શેઠ કાંઇક સ્વતંત્ર વિચારના અને કાંઇક જૂના વિચારના તેથી તેઓ મક્કમપણે પ્રાણલાલના હિતનો વિચાર અમલમાં મૂકી શકતા નથી પણ પ્રાણલાલના મોતીલાલ તથા છોટાલાલ નામના બે મિત્રો પોતાની સ્ત્રીઓસહિત વિદ્વાન અને હુશિયાર હોવાને લીધે બધી યોજના યોગ્યરૂપમાં ઘડી સુખલાલ અને તેની સ્ત્રી ચંદ્રભાગાને સંસાર સુધારાને લગતા તથા ધર્મનીતિ

લગતા દાખલા દલીલોથી ઠેકાણે લાવી પ્રાણલાલ મુંબઇથી આવતાં તેનો સંબંધ જયકુમારી સાથે જોડેછે અને એવી રીતે એક યોગ્યપુરૂષસાથે યોગ્યકન્યાનું પાણિગ્રહણ કરાવી સંસાર સુધારાના અગત્યના સવાલને ફત્તેહના પરિણામમાં લાવી મૂકેછે.

આ નાટકના પાછળથી કહાડી નાખવામાં આવેલા પરંતુ અગાઉની આવૃત્તિમાં દાખલ થયેલા શરૂવાતના અંકમાં જયકુમારીના દાદા એક કિમિયાગરના હાથથી લુંટાયછે તે વર્ણન ભોળા શ્રીમંતોપર કેવા કેવા ભય લટકેલાછે તે બરાબર બતાવી દેછે.

કેળવાયેલું કુટુંબ ગરીબ સ્થિતિમાં પણ કેવા ઉંચા વિચારો ધરાવેછે અને વગર કેળવાયેલાં લોકો કેવા હીનવિચારોથી વીંટાયેલાં હોયછે તે તેમજ સુશિક્ષિત દંપતી કેવી આનંદજનક સ્થિતિ ભોગવેછે અને અભણ ઓરત હોવાથી પુરૂષ કેવા ક્લેશનું પાત્ર થાયછે વગેરે ખાસ બોધ લેવા જેવા પ્રસંગો પુસ્તકમાં ઠેકાણે ઠેકાણે ચાલ્યા આવેછે તે તથા ઠેકાણે ઠેકાણે એક બીજાપર લખાયેલા કાગળો અને ભાષણો ખાસ વાંચવા લાયક છે. ભાષાની સરલતા અને વિષયની ગુંથણી એ બન્ને એક સહૃદયના હૃદયમાંથી જન્મ પામ્યાનું સાર્થક જણાવે તેવી છે.

---

**લલિતા દુઃખદર્શક નાટક**—કદ રોયલ બાર પેજી નવ ફારમ. પૂઠું કાચું છીંટની પટ્ટીવાળું. કિંમત આઠ આના. કર્ત્તા રા. રા. રણછોડભાઇ ઉદયરામ.

બાળપણમાં થતાં લગ્નોથી અને તેમાં વળી ગુણ હોય અથવા ન હોય તો પણ કુલીન ગણાતું આવતું ઘર શોધવાની ઘેલછાથી તેમ યોગ્યવરની તપાસ કરવાની ઉપેક્ષાથી મૂર્ખ માબાપો પોતાની પ્રિયપુત્રીના સંસારસુખનું કેવું નખોદ કહાડી નાખે છે તે આ પંચાંકી દૃશ્યથી પૂરેપૂરૂં સમજાય તેમ છે. મોટાં માબાપની દીકરાના ઠેકાણાની લાડકવાઇ દીકરી લલિતા અભણ અને અવગુણી નંદનકુમારને પનારે પડવાથી કેવી પાયમાલ થઇ તેનો ચિતાર આખર ભાગમાં જોનાર અને વાંચનારની છાતીને ચીરી નાખે તેવો છે.

લલિતાના બાપનો ગોર પંથીરામ લલિતાના સાસરાના ગામમાં આવતાં વાડીની અંદર નંદનકુમારનું પ્રિયંવદા નામની વેશ્યામાં ફસાવું, તેનો હવેલી

ખુલ્લો થાયછે. કલ્પાંત થઇ રહેછે અને પછી ગામના લોકોને ભેળા કરી લ-લિતા પોતાનું દુઃખ કહી સંભળાવી છેવટ ત્યાંજ પ્રાણમુક્ત થઇ જાયછે. આ પ્રમાણે આ દૃશ્યનું ભરપૂર કરૂણારસમાંજ અવસાન આવેછે. પરસ્પર ગુ-ણના મળતાપણાનો તપાસ કર્યાવગર વરકન્યાને પરણાવવાથી નિપજતાં કડવાં ફળો કેવાં હોયછે તે આ પુસ્તકમાં બરોબર બતાવી આપવામાં આવ્યુંછે. આ દૃશ્યનો અભિનય પણ પૂરું ફત્તેહમંદ નિવડેલ છે. સંસ્કૃત નાટકકર્તા પ્ર-ખ્યાત મહાકવિ કાલિદાસનું અભિજ્ઞાન શાકુંતલ નાટક ઘણી નાટક મંડળીઓ તરફથી અનેકવાર રંગભૂમિપર ભજવાઇ ગયેલ છતાં નીરસ નિવડતું નથી તેમ ગુજરાતી નાટકકારોમાં અગ્રગણ્ય રા. રા. રણછોડભાઇનું આ લલિતાદુઃખદર્શક નાટક પણ વખતોવખત જૂદી જૂદી નાટક કંપનીઓ તરફથી સ્ટેજપર મૂકાઇ ગયેલ છતાં હજુ સૂધી તેવું ને તેવું પ્રીતિપાત્ર તથા લોકરૂચિનું વિશેષ આકર્ષણ કરનાર થઇ રહેલું છે.

---

**હરિશ્ચંદ્ર નાટક તથા તારામતી સ્વયંવર**—કદ રોયલ બારપેજી બાર ફારમ. પૂંઠું કાચું છીંટની પટ્ટીવાળું. કિંમત આના બાર. કર્ત્તા. રા. રા. રણછોડભાઇ ઉદયરામ.

ભરતખંડના ઇતિહાસનાં પૃષ્ટોને સૂર્યચંદ્રની સ્થિતિપર્યંત પ્રકાશિત રા-ખનાર સત્યવાન રાજા હરિશ્ચંદ્રના નામથી કયો આર્ય અજાણ્યો હશે? અહો! એ પવિત્ર નામ અંતઃકરણની સીમામાં પ્રવેશ પામતાંજ આસુરી સંપત્તિ તો ઉભી પુંછડીએ નાસવાજ માંડેછે. અમારા આ શબ્દોની સત્યતા માટે કોઇને પણ સંદેહ પડનારજ નથી છતાં કોઇનું મન સંશયાવિષ્ટ થાય તો તે હરિશ્ચંદ્રના વૃત્તાંતથી વાકેફ નથી એમ ગણી અમે તેને સૂચના આપીશું કે તેણે તેથી વા-કેફ થવું.

આ પવિત્રકીર્ત્તિ પૃથ્વીપતિના વૃત્તાંતની ઉત્થાનિકા જૂદા જૂદા ગ્રંથોમાં જૂદી જૂદી જાતની છે જે આ પુસ્તકની પ્રસ્તાવનામાં દાખલા તરીકે દર્શાવેલ છે. પણ સત્યમાં ચચળસ્થિતિરૂપ જે તેનું પ્રધાનવૃત્તાંત છે તે તો સર્વસ્થળે એકસરખુંજ છે. વિશ્વામિત્ર નામના મુનિએ એ સૂર્યવંશી રાજાને સત્યથી ચ-લિત કરવા માટે તેના મુખથી અસત્ય બોલાવવા તથા ધર્મની મર્યાદાથી ભ્રષ્ટ કરવા માટે માયાનિર્મિત સુંદરીઓના સમાગમમાં લાવવા વગેરે અનેક ઉપાવો

કર્યા પણ તેમાં તે બિલકુલ ફાવ્યા નહિ. રાજ્ય ખુંચવી લીધું, માનસિક અને શારીરિક કષ્ટો આપવામાં મણા રાખી નહિ તથા છળપ્રપંચો પણ પેટ ભરીને કર્યા છતાં વિશ્વામિત્ર મનધાર્યું કરી શક્યા નહિ. રાજ્ય ગયું, રાણી તારામતી તથા રાજકુમાર રોહિતાશ્વને નજરે ન જોઇ શકાય એવાં દુઃખમાં જોયાં, તેઓને વેચ્યાં, પોતે ચાંડાલને ત્યાં વેંચાયો, પુત્રનું મૃત્યુ અનુભવ્યું અને રાણીની પરકાષ્ઠાની દુર્દશા દીઠી તોપણ વજ્રસરખી છાતી કરી હરિશ્ચંદ્રે તે બધું સહન કર્યું પણ તે સત્યથી ચલાયમાન થયો નહિ. છેવટ શ્મશાનમાં એક બાજુ પોતાના પુત્રનું શબ પડેલું અને બીજી બાજુ પોતાની રાણી દુર્દૈવથી બાલઘાતિની ઠરી રાજશાસન પામી ત્યાં આવતાં તેને મારવા પોતે તૈયાર થયો તેવામાં દેવતાઓએ હદ થઇ ગઇ એમ માની તેનાપર ત્રુટી પડતાં આકાશને થોભાવ્યું. બધું દુઃખ નાશ પામ્યું. વિશ્વામિત્ર લજ્જા પામ્યા પણ હરિશ્ચંદ્રના નામને અમર કરવામાં હેતુભૂત થવાથી ખરી રીતે યશ પામ્યા. આવા વસ્તુવિન્યાસવાળું આ ચાર અંકનું અસરકારક નાટક છે. કે જેમાં કરૂણારસ પોતાની બળવત્તર જમાવટથી વ્યાપીને રહેલો છે આની પહેલાં એક અંકમાં તારામતીનો સ્વયંવર આપેલો છે.

મૂળ તામીલભાષાના ગ્રંથપરથી થયેલ અંગ્રેજી ભાષાંતરપરથી આ રચના કરવામાં આવીછે. આ પુસ્તક રા. રા. હરિદાસ વિહારીદાસ દેશાઇને અર્પણ કરેલ છે.

---

**નળદમયંતી નાટક**—કદ રોયલ બારપેજી નવ ફારમ. પૂંઠું કાચું છીંટની પટ્ટીવાળું. કિંમત આઠ આના. કર્ત્તા. રા. રા. રણછોડભાઇ ઉદયરામ.

નળદમયંતીનું આખ્યાન મહાભારતમાં સુપ્રસિદ્ધ છે તેપરથી આ છ અંકના નાટકની રચના કરવામાં આવીછે. કળિના પ્રભાવથી નળરાજા ધાર્મિષ્ઠ છતાં પણ પોતાના પિત્રાઇ પુષ્કરની સાથે દ્યૂત રમ્યો અને તેમાં રાજ્યથી ભ્રષ્ટ થઇ પોતાની સ્ત્રી દમયંતીસહિત વનમાં ગયો. ત્યાં પણ કલિનાજ કુકર્મથી તે દમયંતીથી છૂટો પડયો. સ્ત્રીપુરૂષ બન્ને બહુ બહુ દુઃખી થયાં પણ છેવટ દુઃખનો અવધિ આવી રહેતાં સાથે મળી સુખ પામેછે. આ મૂળવસ્તુને અસરકારક ઉપદેશાત્મક ક્રમથી દેદીપ્યમાન કરવામાં આવેલ છે. કલિ સરખા નીચ હોયછે તે બીજાનું સારૂં દેખી શકતા નથી, પુષ્કર સરખા પવિત્ર પુરૂષો પણ

જો અંતઃકરણમાં જરા જેટલા પણ અધમવિચારને આવવાનો અવકાશ આપેછે તો તેઓના અધઃપાતનો કંઇ અવધિ રહેતો નથી, નળસરખા પુણ્યશ્લોક નરો પણ અનાર્યક્રીડાના આશ્રયથી આપત્તિને અનુભવેછે, તેઓ આપત્તિમાં આવી પડેલા છતાં ધૈર્ય નથી છોડતા, યોગ્ય પ્રજા પોતાના સ્વામીપરનો સ્નેહ તેની પડતીમાં પણ નથી વિસારતી, યોગ્ય અધિકારીઓ ગમે તેવા વિષમ વખતમાં પણ પોતાનો ધર્મ નથી ચૂકતા, અયોગ્ય પુરૂષો ચાર દિવસની ચટકીમાં પણ બેહેકી જાયછે, દમયંતી સરખી સતી સ્ત્રીઓ પતિપાછળ પ્રાણની પણ દરકાર કરતી નથી તે તેમજ માબાપોનો બાળકોપર તથા બાળકોનો માબાપપર પ્રેમ વગેરે બાબતો હૃદયપર સચોટ અસરકારક રીતે આ પુસ્તક વાંચતાં રસની જમાવટસાથે ઠસી રહે છે. વિદૂષક વગરચાતુર્યના હડુલા હાંકીને નહિ પણ સહૃદયતુલ્ય માર્મિકતાના યોગથી હાસ્યરસનો પોષક બનેછે જે વિશેષ અભિરૂચિ કરનાર છે.

---

**રત્નાવલી નાટિકા**—કદ રોયલ બારપેજી નવ ફારમ. પૂંઠું કાચું, છીંટની પટ્ટીવાળું. કિંમત આઠ આના. કર્તા. રા. રા. રણછોડભાઇ ઉદયરામ.

સંસ્કૃતમાં મહારાજા શ્રીહર્ષવર્ધને રચેલ ચાર અંકવાળી રત્નાવલી નાટિકાનું આ ભાષાંતર છે.

વત્સદેશના રાજા ઉદયન (વત્સરાજ) ના કારભારી યૌગંધરાયણની માગણીથી સિંહલેશ્વરની રાજકન્યા રત્નાવલીને લઇ તેનો કારભારી વસુભૂતિ કૌશાંબી નગરીતરફ સમુદ્રમાર્ગે રવાના થાયછે. અધવચ વહાણ ભાંગેછે પણ એક પાટીયું હાથમાં આવતાં રત્નાવલી બચી જાયછે. તે કૌશાંબીના એક વેપારીના હાથમાં આવેછે તે વેપારી તેને યૌગંધરાયણને સોંપેછે અને યૌગંધરાયણ તે કન્યાને પટરાણી વાસવદત્તાના હાથમાં આપેછે જ્યાં તે સાગરિકા એવા નામથી રહેછે તથા વસુભૂતિ વગેરે પણ સમુદ્રમાંથી બચી વત્સરાજનો સેનાપતિ રૂમણ્વાન જે કોશલદેશ જીતવા ગયોછે તેને મળેછે. આ વખત કૌશાંબીના મકરંદોદ્યાનમાં વસંતોત્સવ થાયછે. ત્યાં પટરાણી વાસવદત્તા કામપૂજન કરવા આવેછે તેની દાસીરૂપે સાગરિકા પણ આવેછે. સાગરિકા વત્સરાજને જુવેછે તેથી તેનાપર આસક્ત થાયછે. પછી પોતાના મનને આનંદ આપવા માટે છાની રીતે કામદેવના મિષથી વત્સરાજનું ચિત્ર કહાડેછે અને તેને પડખે

તેની સખી, સાગરિકાનું ચિત્ર કરેછે. તે વત્સરાજ અને તેના મિત્ર વસંતકના હાથમાં જાયછે. રાજાનું મન સાગરિકાપર લોભાયછે. સાગરિકાની સુસંગતા નામની સખી તે બન્નેને મેળવેછે તેટલામાં વાસવદત્તા આવેછે અને સાગરિકા તથા સુસંગતા વૃક્ષપાછળ સંતાઇ જાયછે અને વસંતક પેલું ચિત્ર સંતાડેછે પણ તેના હાથમાંથી તે સરી પડતાં વાસવદત્તાના હાથમાં જાયછે અને તેથી તે ચેતી જઇ રાજાનાપર રોષ કરી ત્યાંથી નિકળી જાયછે અને સાગરિકાપર પૂરો જાબ્દો રાખેછે પણ વસંતક સાગરિકાને વાસવદત્તાના વેષમાંજ રાજાને મેળવવાની યુક્તિ રચેછે. તેમાં સંકેત સમય સાગરિકાપહેલાં વાસવદત્તા તે ખબર પડવાથી સંકેતસ્થાનમાં આવેછે તેને જોઇ રાજા અને વસંતક સાગરિકાના નામથીજ તેનીસાથે બોલેછે. વાસવદત્તા જાહેર થાયછે અને બન્ને ખસિયાણા પડી જાયછે. વાસવદત્તા ખસી ગયા પછી સાગરિકા આવેછે. પોતાની વાત વાસવદત્તાપાસે ઉઘાડી પડ્યાનું જાણીને તે વૃક્ષનીચે ફાંસો ખાવા તૈયાર થાયછે તેટલામાં રાજા ત્યાં આવી તેને ભેટેછે. ત્યાં વળી વાસવદત્તા, પોતે રીસાઇને જવાથી રાજાને ખોટું લાગ્યું હશે એમ ધારી માફ માગવા માટે પાછી આવેછે જ્યાં સાગરિકા અને રાજાને પ્રત્યક્ષ મળેલ જોઇ વધારે રોષે ભરાયછે અને સપડાઇ જવાથી નિરૂપાય બની ગયેલાં તે બધાંને પોતાની સાથે લઇ જાયછે. પછી સાગરિકાને સખત કેદમાં નાખી તેને પોતાને પિયર ઉજ્જયિની મોકલી દેવાની વાત ઉડાવેછે અને વસંતકને પણ બંધીવાન બનાવેછે પણ પાછળથી તેને છોડી મૂકે છે. સખત કેદમાં પડવા પહેલાંજ હવે પોતાને જવાનું છે અને ત્યાં વત્સરાજવગર જીવવાનું નથી એવા વિચારથી સાગરિકાએ પોતાની રત્નમાલા કોઇ બ્રાહ્મણને દેવા આપીછે તે સુસંગતા વસંતકને દેછે. વસંતક તે વૃત્તાંત રાજાને કહેછે. રાજા ખેદ પામેછે તેટલામાં ત્યાં વાસવદત્તાના પિયરનો એક ઐંદ્રજાલિક આવેછે તે કેટલાક ખેલ કરેછે તેટલામાં રૂમણ્વાન સેનાપતિ કોશલદેશ જીતીને આવેછે તેનીસાથે વસુભૂતિ પણ આવેછે. ખેલ બંધ રખાવી રાજા વસુભૂતિને મળેછે. વસંતકના ગળાની માળા જોઇ વસુભૂતિને શંકા થાયછે તેટલામાં અંતઃપુરમાં આગ લાગેછે. બંધનમાં પડેલી સાગરિકા બળી જશે એવી બીકથી વાસવદત્તા ગભરાઇ રાજાને તેને બચાવવા વિનતિ કરેછે. સૌ આગમાં પેસેછે. રાજા સાગરિકાને બચાવી લાવેછે આગ આશ્ચર્યકારક રીતે અદૃસ્ય થાયછે, વસંતક ચેતેછે કે એ તો પેલા ઐંદ્રજાલિકનોજ ખેલ હતો. સાગરિકાને જોઇ વસુભૂતિ ઓળખેછે. વાસવદત્તા તેને બેહેનતરીકે મળી પોતે તેનાપર ગુજારેલી સખ્તાઇ માટે શર-

માયછે. તેટલામાં યૌગંધરાયણ કારભારી આવેછે અને "રત્નાવલીને પરણનાર રાજા સાર્વભૌમ થાય" એવું સિદ્ધનું વચન હોવાથી આ બધું કારસ્તાન તેણેજ રચ્યું હતું એમ જાહેર થાયછે. છેવટ વાસવદત્તાના હાથથીજ રત્નાવલી અને વત્સરાજનો સંબંધ જોડાયછે આ પ્રકરણના વસ્તુને મનોમોહક રીતે ગોઠવી આ નાટિકાની રચના કરવામાં આવીછે. તેના નીચેના ભાગમાં ટિપ્પણ આપી ઠેકાણે ઠેકાણે નાટકનાં અંગો તથા અલંકારો વગેરેની સમજ આપવામાં આવીછે.

---

**મદાલસા અને ઋતધ્વજ**--કદ રોયલ બારપેજી સાત ફારમ. પૂંઠું કાચું. કિંમત આઠ આના. કર્ત્તા રા. રા. રણછોડભાઇ ઉદયરામ.

ગંધર્વરાજ વિશ્વાવસુની કુમારી મદાલસા પોતાની સખીની સાથે અશોકવનમાં વિનોદ કરેછે અને કામધેનુની પ્રસન્નતા મેળવી પોતાના હવેપછી થનાર પતિની કોટમાં ધારણ કરવાનો નિરંતર સમાગમસૂચક એક એકાવલીહાર પામી સખીસાથે સંતુષ્ટ થાયછે તેટલામાં પાતાલકેતુ નામનો દૈત્ય તેનું હરણ કરી તેને પોતાની ગુફામાં કેદ કરેછે. તે પછી તે પાપી દૈત્ય, ગાલવમુનિના આશ્રમમાં આવી તેના યજ્ઞનો વખતોવખત ભંગ કરેછે. આથી કંટાળી જઇ તે મુનિ સૂર્યને પ્રસન્ન કરી તેની પાસેથી દિવ્ય અશ્વ મેળવી તે અશ્વ લઇ શત્રુજિત રાજાના દરબારમાં જઇ ત્યાંથી તેના પુત્ર ઋતધ્વજને તે ઘોડાપર બેસાડી પોતાના યજ્ઞનું રક્ષણ કરવા તેડી લાવેછે. પાતાળકેતુ વગેરે ઋતધ્વજના હાથથી ઘાયલ થઇ પોતાની ગુફામાં નાસેછે. ઋતધ્વજ તેની પાછળ પહોંચેછે જ્યાં મદાલસા તેના જોવામાં આવેછે. પાતાલકેતુને મદાલસાપર સખતી ગુજારતો જોઇ તેને ઠાર કરી પોતે મદાલસાને સાથે લઇ પોતાની રાજધાનીમાં આવેછે. જ્યાં થોડાજ વખતમાં પાતાળકેતુના અનુયાયીઓ ઋષિરૂપ ધરી તેને કૃત્રિમ આશ્રમમાં લઇ જઇ ભોળવી તેનો એકાવલી હાર લઇ તે નિશાનીરૂપે બતાવી તેના માબાપને તથા તેની સ્ત્રી મદાલસાને તેના મરણના જૂઠા ખબર આપેછે. તે ખબરને ખરા માની મદાલસા તેજ વખતે પ્રાણમુક્ત થઇ જાયછે. ઋતધ્વજ દૈત્યોનો નાશ કરી પાછો આવતાં મદાલસાને મરણ પામેલી જાણી ભ્રમિત વિરહાતુર દશા ભોગવેછે. ઘણે વખતે તેના મિત્ર તક્ષક અને નાગાનંદ એ બે નાગપુત્રો તેનીવતી પોતાના પિતાને વિનવી તપ કરાવી સરસ્વતીના

વરદાનદ્વારા શ્રીશંકર તથા પાર્વતીને પ્રસન્ન કરી મદાલસાને સજીવન કરવાનું માગેછે. મદાલસા સજીવન થાયછે તેટલામાંજ સૂર્યનો દિવ્ય ઘોડો ઋતધ્વજને પણ ત્યાં લાવી મૂકેછે. દંપતીનો સમાગમ થાયછે અને ઇશ્વરના આશીર્વાદ-સાથે આ નાટકની સમાપ્તિ થાયછે. તે તે યોગ્ય સ્થળે ગોઠવાયેલા શૃંગાર, કરૂણા, હાસ્ય વગેરે રસો વાંચનારની અભિરૂચિના વિશેષ પોષક થાયછે. મૂળવસ્તુ રસિક હોવાની સાથે રચના પણ ઉત્તમ છે.

---

**માલવિકાગ્નિમિત્ર નાટક**—કદ રોયલ બારપેજી નવ ફારમ. પૂંઠું કાચું સળંગછીંટનું. કિંમત સવા રૂપિયો. કર્ત્તા. રા. રા. રણછોડભાઇ ઉદયરામ.

પ્રખ્યાત મહાકવિ કાલિદાસે સંસ્કૃત ભાષામાં રચેલ માલવિકાગ્નિમિત્ર નાટકનું આ ગુજરાતી ભાષાંતર છે. એમાં અગ્નિમિત્ર નામના રાજાને માલવિકા નામની વિદર્ભરાજકુમારીસાથે પ્રેમ બંધાયછે પરંતુ તે રાજકુમારી પટરાણી ધારિણીની પાસે દાસીના રૂપમાં રહેલી હોવાથી તથા રાજા પોતે રાણીથી દબાતો હોવાથી પ્રકટરીતે તેનો પરિગ્રહ કરી શકતો નથી. તેથી પોતાના નર્મસચિવ વિદૂષકે યોજેલા સયુક્તિક ઉપાયોના આધારથી તેને વખતે વખતે મળવા પામેછે પણ તેમાં કંઇ કંઇ અંતરાયો આવી જાયછે. છેવટ પોતાની સેના વિદર્ભ દેશપર વિજય મેળવી પાછી ફરતાં તે સાથે ત્યાંની બે છોકરીઓ દરબારમાં આવેછે તે માલવિકાને ઓળખેછે અને તેથી માલવિકા એ દાસી નહિ પરંતુ રાજપુત્રી છે એમ જાહેર થાયછે તેથી અને પટરાણી ધારિણીની સહર્ષસંમતિથી રાજા માલવિકાનો પરિગ્રહ કરેછે. આમાં પટરાણી ધારિણી જો કે માલવિકા અને અગ્નિમિત્રના પ્રેમમાં અંતરાયરૂપ બનેછે પણ તે બહુજ યોગ્ય અને તેના પટરાણીપણાને છાજે તેવા રૂપમાં જણાયછે. અને ઇરાવતી રાણી કે જે રાજાના પ્રેમથી ગર્વિત બનેલીછે તે તો અંતરાયરૂપ થવામાં પોતાનો આવેશ બહુજ ઉછળતો જણાવી દેછે.

ભાષાંતરની શૈલી સરલ અને સુંદર છે. જે શબ્દો કંઇ કઠણ પડે તેવા જણાયા છે તેને માટે તેમજ જ્યાં જ્યાં કાંઇ સમજની જરૂર જણાયછે ત્યાં ત્યાં નીચે ટિપ્પણ આપેલુંછે તથા જે જે અભિપ્રાયોની સાથે બીજા પુસ્તકના અભિપ્રાયો સરખામણીવાળા દેખાયછે તે પણ ટિપ્પણમાં નીચે જણાવ્યાછે. આ પુસ્તક શેઠ દ્વારકાદાસ વસનજીને અર્પણ કરેલુંછે.

**પ્રેમરાય અને ચારૂમતી**—કદ રૉયલ બારપેજી અગિયાર ફારમ. પૂંઠું કાચું. કિંમત બાર આના. કર્તા રા. રા. રણછોડભાઇ ઉદયરામ.

આ પંચાંકી નાટકમાં બતાવી આપવામાં આવ્યુંછે કે શરૂવાતમાં વખતે અસત્ય જોર કરી જઇ આપબળથી સત્યને દાબી દેછે પણ આખરે સત્યજ જાહેરમાં આવેછે અને જય મેળવેછે.

પ્રેમપુરીના રાજા ઉદયસિંહને કપટથી મારી તેની રાણી બાલાદેવીને તથા તેના બાલકપુત્ર પ્રેમરાયને દુનિયામાંથી ઉખેડી નાખવાના ઉપાયો અમલમાં મૂકી રાજ્યના ધણી થઇ રહેલા ઢોલારાયે પ્રજાઉપર અનેક જુલમ કરવા માંડ્યા. છળ પ્રપંચ અને જુલ્મ કરનારાઓ શૂરવીર નહિ પણ બાયલાજ હોયછે. ઢોલારાય પણ તેવો બાયલોજ હોવાથી સીમાડાપરના ગરાસીયાએ તેનો લાભ લેવા માંડયો અને છેવટ તેના મંત્રી ગુણવંતરાયની પુત્રી ચારૂમતી પોતાના પુત્ર મેઘારિરાયને અપાવવા તેનાપર દબાણ કર્યું. રાજા તે દબાણને શરણ થઇ મંત્રીને દબાવવા લાગ્યો. પણ ચારૂમતી પોતે મક્કમ રહી અને પોતાના માબાપને પણ મક્કમ કર્યાં. તેનું અંતઃકરણ પ્રેમરાયઉપર હતું કે જે રાજ્યનો ખરો હકદાર છતાં હાલ એક ગરીબ રજપૂતદાખલ ગામમાં સાધારણસ્થિતિથી રહેલો હતો. તેને પોતાને ખબર ન હતી કે જે રાજ્ય ઢોલારાય ભોગવેછે તે પોતાનુંજછે, તોપણ કોઇ ગુપ્તપ્રેરણાથીજ તે એક ઉત્તમ રાજાની રીતે પ્રજાની વારે ધાતો. જેમ જેમ મોટો થતો ગયો તેમ તેમ રાજ્યના લશ્કરમાં અને પ્રજામાં અતિશય માનીતો થઇ પડયો. તેથી તેમજ ચારૂમતીને મેળવવામાં તે આડખીલીરૂપ થવાથી રાજાના દુષ્ટ સલાહકારે તેને તેમજ તેના આખા પક્ષને પ્રપંચપૂર્વક કેદ કરી ચારૂમતીને મેઘારિરાયના હાથમાં ફસાવી. ચતુર ચારૂમતીએ મેઘારિરાયને હંફાવી તેની ધારણામાં ફાવવા ન દીધો અને જંગલમાં પ્રેમરાયનો પોષકપિતા ઉદયસિંહ જે મરવાની તૈયારીમાં હતો તેને દૈવયોગે મળી. પ્રેમરાયની માશીની પુત્રી અને ચારૂમતીની સખી ચતુરી કે જે પ્રેમરાયના મિત્ર પ્રતાપરાયની સાથે વરવા બંધાઇ ચુકી હતી તેનો સગોભાઇ બાલારાય રાજા જંગલમાં ફરવા નિકળેલો તે પુત્રવિયોગથી ઘેલી બની ગયેલી રાણી બાલાદેવી કે જેને ઉદયસિંહે ઢોલારાયના ત્રાસથી પાસેની એક ગુફામાં રાખી હતી તેને પોતાની માતાસરખાજ ચેહેરાવાળી જોઇ મન તણાવાથી તે ગુફામાં જોવા ગયો હતો; તે રાજાનું ખુન કરી નાખ્યું એવો ખોટો આરોપ ચડી બાલાપુરી ગામના પાપી અધિકારીઓએ બીજા ભાયાતને રાજ્યનો ધણી

કરવાના હેતુથી પુરૂષના વેષવાળી ચારૂમતીને અને ઉદયસિંહને ફાંસીને લાકડે લટકાવવાની તૈયારી કરી પણ તેટલામાં તે રાજ્યનો એક નિમકહલાલ ન્યાયાધીશ બાલારાય રાજાને શોધી છુપા વેષમાં ત્યાં લાવી ચારૂમતીને અને ઉદયસિંહને છોડાવેછે અને પાપીઓને ઘટતી શિક્ષાએ પહોંચાડેછે. ચારૂમતીના મોહોડાથી પોતાની બેહેન ચતુરી તેમજ પ્રેમરાય વગેરે પ્રેમપુરીમાં કેદ પડેલ છે તે સાંભળી રાજા બાલારાય પ્રેમપુરીતરફ સેનાસહિત નીકળી પડેછે. પ્રેમપુરીમાં પ્રેમરાયનો પક્ષ પોતાની કુનેહથી છૂટી જઇ પ્રજાની મદદ સાથે ઢોલારાય તથા તેના દુષ્ટ કારભારીને ઘેરી લઇ તેની સત્તા છીનવી લેછે. તેટલામાં બાલારાય આવી પહોંચેછે. એક બીજાને નહિ ઓળખવાથી લડાઇ થાયછે. પ્રેમરાય અને પુરૂષના વેષવાળી ચારૂમતી એઓના દ્વંદ્વયુદ્ધમાં ચારૂમતી પડેછે. તે વખતે તેના મોંઢામાંથી પ્રેમરાય એવો શબ્દ નિકળેછે તેથી તેઓ પરસ્પર ઓળખાયછે. લડાઇ બંધ થાયછે. હજુ પ્રેમરાય કે જે પોતે ખરીરીતે કોણછે તે જાણતો ન હતો અને તેથી ઢોલારાયની ગાદીપર તેના કોઇ યોગ્ય સગાને બેસાડવા પ્રજાને સમજાવતો હતો અને પોતે બેસતો ન હતો. તેને વિદ્યાધરગુરૂ તથા ઉદયસિંહ એ બંનેએ મળી એક નાટકરૂપે આગળના સર્વ પ્રપંચનો પડદો ઉઘાડી નાખી આ રાજ્યનો ખરો માલેક તેજછે એમ બતાવી આપ્યું. એજ વખતે તેની ખરી માતા લીલાદેવી તેને મળેછે અને ચતુરી પણ જે નીચ લોકોના પ્રપંચથી, જન્મતાં તરતજ માતાથી વિખૂટી પડી હતી તે પોતાની માતા લીલાદેવીને અને ભાઇ બાલારાયને મળેછે. ચારૂમતી પ્રેમરાયની સાથે રાજ્યાભિષેકને અનુભવેછે અને ચતુરી પણ સેનાપતિ પ્રતાપરાયસાથે જોડાયછે. આવી રીતે રાજ્યખટપટનો અદ્‌ભુત ચિતાર ખડો કરતું આ નાટકનું વસ્તુ વાંચનારને વખતોવખત નવા નવા ભેદભરમો ઉપજાવી છેવટ તેના સંપૂર્ણ ખુલાસાઓ આપી આનંદમગ્ન કરેછે.

---

**બર્થોલ્ડ**—કદ રોયલ બારપેજી સાત ફારમ. કિંમત આઠ આના. પૂંઠું કાચું. કર્તા. રા. રા. રણછોડભાઇ ઉદયરામ.

ઇટલીના વ્હેરોના શહેરના પહેલા રાજા આલબોઇનના દરબારમાં બર્થોલ્ડ નામે એક બુદ્ધિમાન પુરૂષ હતો તેની હાજરજવાબી, મુસ્કેલીમાંથી છટકવાની ચતુરાઇ, સત્યપ્રિયતા અને સાદાઇ ઉંચા પ્રકારની હતી. તે એક ગામડીયો હતો.

સંપત્તિને સંકટનું મૂળ ગણતો અને રાજાથી પણ દબાતો નહિ. તેની હસવા સરખી બેડોળ આકૃતિ છતાં બુદ્ધિશાળીપણાથી અને નિડરપણાથી તેનું નામ કાયમ રહ્યું. આ પુસ્તકમાં છત્રીશ પ્રકરણોસુધી રાજા સાથે વખતે વખતે જૂદી જૂદી બાબતોપર બર્થોલ્ડે કરેલી વાતચિતો તથા રાણીના કોપથી બચી જવાની તેની યુક્તિઓ જણાવેલી છે. જે વાંચનારને આનંદ અને ઉપદેશ બન્ને આપેછે. સાડત્રીશમા પ્રકરણમાં બર્થોલ્ડે પોતાની આખર અવસ્થામાં કહેલાં ઉપદેશાત્મક પ્રસ્તાવિક વાક્યો આપેલાંછે, એ વાક્યો દુનિયાની સ્થિતિના લાંબા કાળના અનુભવથી સ્થાપિત કરેલા મજબૂત નિયમોસરખાં અને વારંવાર આવૃત્તિઓ કરવાને યોગ્ય છે. તથા છેલ્લા અથવા ૩૮ મા પ્રકરણમાં તેનું મૃત્યુપત્ર છે જેમાં તેણે પોતાના પુત્રને આપેલી શિખામણ તથા રાજાને આપેલી ભલામણ ખરેખર સુખ અને યશ મેળવવાની સીધી સડક સરખીજ છે.

આ પુસ્તક મૂળ ઇટાલીયન ભાષામાં રચાયું તેપરથી અંગ્રેજી ભાષાંતર થયું અને તેપરથી આ ગુજરાતી રચના કરવામાં આવીછે.

---

**હિતોપદેશ** (ભાષાંતર)—કદ રોયલ બારપેજી અગિયાર ફારમ. પૂંઠું કાચું છીંટની પટ્ટીવાળું. કિંમત બાર આના. કર્તા રા. રા. રણછોડભાઇ ઉદયરામ.

પ્રાચીન સમયમાં વેદપાઇ નામના બ્રાહ્મણે રચેલ કરટક દમનક નામના નીતિગ્રંથરૂપરથી કંઇ ટૂંકારૂપમાં પંચતંત્ર થયું અને તે પછી બંગાળાવાળા નારાયણભટ્ટે તેનો આધાર લઇ હિતોપદેશ પુસ્તક સંસ્કૃત ભાષામાં રચેલ છે. એ ગ્રંથ એવો ઉપયોગી અને વિનોદ આપનાર છે કે ઇંગ્રેજી વગેરેમાં તેનાં એક કરતાં વધારે ભાષાંતરો થયેલાં છે.

પાટલિપુત્ર નગરના રાજા સુદર્શનના પુત્રો કે જેઓ વિદ્યાભ્યાસ વગર મૂર્ખ હતા તેઓને વિનોદની સાથે નીતિશાસ્ત્રનો ઉપદેશ કરતાં વિષ્ણુશર્મા નામના પંડિતે મિત્રલાભ, મિત્રભેદ, વિગ્રહ અને સંધિ એ ચાર પ્રકરણોમાં બત્રીશ કથાઓ સમાવેલી છે. તે પશુપક્ષીની અન્યોક્તિરૂપે હોઇ વ્યવહારમાં ઉત્તમ બોધ આપનારી નિવડેલી છે.

આ પુસ્તક સંસ્કૃતમાં ગદ્યપદ્યાત્મકછે તેમ તેનું ભાષાંતર પણ તેવીજ શૈલીથી કરવામાં આવ્યુંછે. એમાંની પ્રસ્તાવિક કવિતાઓ અને પ્રસ્તાવિક બોધો

બહુજ મનન કરવા લાયક છે. એક અમુક બોધદાયક સિદ્ધાંત આપી તેના ટેકામાં દાખલારૂપે વાર્તા આપવામાં આવીછે અને તેથી તે વિદ્વાનો તેમજ સાધારણ માણસોને પણ વિનોદ આપનાર અને ઉપયોગી થયેલ છે.

ઉપરનાં પુસ્તકો સિવાય રાજેશ્રી રણછોડભાઇના હાથથી આરોગ્યતા સૂચક, પ્રસ્તાવિક કથાસમાજ, શેકસપીયર કથાસમાજ, બાણાસુરમદમર્દન, રાસમાળા, કુળવિષે નિબંધ, સંતોષસુરતરૂ, રણપિંગળ, રસપ્રકાશ વગેરે ઉત્તમગ્રંથો લખાયેલા છે.

---



## ઓઝા વાઘજી આશારામ.

મરહુમ વિદ્વાનનો જન્મ સંવત્ ૧૯૦૬ માં મોરબીમાં શ્રીમાળીજ્ઞાતિમાં થયો હતો. એમની કેળવણીની શરૂવાત ગોંડળ તાબાના ધોરાજી ગામમાં થઇ હતી. કારણ કે તેમના પિતા સ્ટેટની નોકરીના સબબથી તે વખતે ત્યાં રહેતા હતા. તેથી તેમણે ઈંગ્રેજી અભ્યાસ ગોંડલમાં કર્યો અને તે પછી રાજકોટમાં રહી મેટ્રીક સુધીનો અભ્યાસ કર્યો. મેટ્રીકની પરીક્ષામાં પાસ થયા પછી પોતાની ગરીબસ્થિતિને લીધે તેમનાથી તેમાં આગળ વધાયું નહિ. તે પછી તેઓ મોરબીની ઇંગ્રેજી સ્કૂલમાં આસિ. માસ્તર તરીકે જોડાયા, જ્યાંથી થોડો વખત જામનગરની ઈંગ્રેજી સ્કૂલમાં તેમની બદલી થઇ હતી. પોતાની તબીયતની નાદુરસ્તીને લીધે એ સ્કૂલમાં તેઓ લાંબો વખત ટકી શક્યા નહિ અને તેથી દશવર્ષની નોકરીના હિસાબેજ પેન્શન મેળવી તેઓ મોરબી ઠાકોરસાહેબના કુમાર હેમુભાના ટયુટર નિમાયા અને ત્યાં બે વર્ષ રહ્યા. તે પછી તેઓ પોતાની પ્રખ્યાત આર્યસુબોધ નાટક મંડળીના ઉદયમાટે તન મન ધનથી ઉદ્યોગમ મચ્યા. એ મંડળીની સ્થાપના સંવત ૧૯૩૪ માં કરવામાં આવી. એમનાં પ્રતાપથી એ નાટક મંડળી ગુજરાત, કાઠિયાવાડ અને મુંબઇમાં મોટું માન મેળવી શકીછે અને આજસુધી પણ ઉત્તમસ્થિતિ ભોગવ્યે જાયછે.

તેઓ સંવત ૧૯૫૩ ના પોષ માસમાં ક્ષયરોગથી વઢવાણ કાંપ ખ દેવલોક પામ્યા. એમનામાં વેદાંતના સારા સંસ્કારો હતા. તથા ઉદારતા, લતા, શ્રદ્ધા, નમ્રતા વગેરે સદ્ગુણોથી તેઓ જેમના સમાગમમાં આવતા તે પ્રિય થઇ પડતા. એમના પરલોકવાસથી વિદ્વાન મંડળમાં તથા આર્યસુ નાટક મંડળીને મોટી ખોટ પડીછે. એમની નાટક રચનાની આ એક ખૂ વિશેષે કરીને હૃદયંગમ હતી કે તેઓ નાટકના મુખ્યવસ્તુની સાથે તેના રૂપ જે અવાંતર વસ્તુ ગોઠવતા તે આદિથી અંતસુધી મુખ્યવસ્તુની સાથે સં સં-

બંધ જાળવતાં તેનાથી જરાપણ છૂટું પડી રહેલું જોવામાં ન આવે એવી ખુબી તેમાં તેઓ લાવી શકતા. જ્યારે બીજાં ઘણાં નાટકોમાં તેવાં અવાંતર વસ્તુઓ મુખ્યવસ્તુથી જાણે જૂદાં પડી રહેતાં હોય એમ જણાયછે ત્યારે વાઘજીભાઇનાં નાટકોમાં જરાપણ તેમ થવા પામતું નહિ. તેઓએ આજના જમાનામાં ભજવી બતાવવાને અનુકૂળ આવે તેવાં નાટકો તૈયાર કર્યાંછે પણ તેનીસાથે નાટ્યશાસ્ત્રના નિયમોપર પણ ઘણે અંશે લક્ષ રાખેલુંછે એ તેમનામાં તે બાબતનું ઘણુંજ સારૂં જ્ઞાન હતું એમ સૂચવેછે.

---

**ચાંપરાજહાડો ને સોનરાણી નાટક**—કદ રોયલ બારપેજી તેર ફારમ. પૂંઠું કાચું છીંટની પટ્ટીવાળું. કિંમત રૂપિયો એક. કર્ત્તા. રા. રા. વાઘજી આશારામ ઓઝા.

આ પુસ્તક એક સપ્તાંકી નાટકરૂપે છે. તેમાં રજપૂતાણામાં આવેલા બુંદીકોટાનો હાડારાજા ચાંપરાજ દિલ્લીના અકબર બાદશાહની હજુરમાં તેના ખંડીયાતરીકે છ માસ દિલ્લીમાં રહેતો અને છ માસ પોતાની રાજધાનીમાં રહેતો. કોઇ વખત પ્રસંગને લીધે બાદશાહની કચેરીમાં એવી વાત નિકળી કે પવિત્રચરિત્રવાળી સ્ત્રીઓની દુનિયામાં ખોટજ છે. આ વખતે હાડારાજાને પોતાની રાણી સોનને માટે ખાત્રી હોવાથી તેણે છાતી ઠોકી કહ્યું કે અમારા રજપૂતવર્ગમાં તેવી ખોટ નથી. મારે પોતાને ઘેર વિશુદ્ધવર્તનવાળી રાણી છે. બાદશાહ જરા દબાઇ ગયો પણ તરતજ હાજીહા કરનારો એક પ્રપંચી શેરએક નામનો મિયાં બોલી ઉઠયો કે એ વાત અસંભવિતજ છે. અહીં હોડ રમાઇ કે સોનનું પતિવ્રત શેરએક ભંગ કરી આવે તો ચાંપરાજનું માથું ડુલ થાય અને શેરએકથી તેમ ન થાય તો તેનું પોતાનું માથું ડુલ થાય. પ્રપંચી મીયાં બુંદીકોટા ગયો. એક નીચ માલણ મારફત રાણીના મહેલની તથા શરીરની ગુપ્ત નિશાનીઓ અને રાજાની ખાસ ચીજો મેળવી બાદશાહની કચેરીમાં આવ્યો. ચાંપરાજહાડો હોડમાં હારી ગયો. તેણે મરવું કબુલ કર્યું પણ પોતાની સ્ત્રીને ફિટકારના બે શબ્દ કહેવા પોતાની રાજધાનીમાં જવા રજા માગી. બાદશાહે ના પાડી પણ પહાડસિંહ નામના મિત્રે તે વખતસર ન આવે તો તે બદલ પોતે મરવું કબુલ કરવાથી અંતે રજા આપી. હાડારાજા એકદમ રાણીના મહેલમાં આવ્યો. ફિટકારનો વરસાદ વરસાવી ચાલ્યો ગયો. રાણી સ્તબ્ધ થઇ

ગઇ. તપાસ કરતાં બધી ખબર પડી. પતિને બચાવવા તરતજ તે પણ વેષ બદલી તેની પાછળ દિલ્લી ગઇ. હાડો પોતાના મિત્રને ફાંસી હજુ દેવાઇ નહતી તે પહેલાંજ પહોંચ્યો પણ તેટલામાં નૃત્યગાન કરનારી હાડાના શહેરની નાયિકા બનેલી સતીએ કચેરીમાં પહોંચી હાડાને તે કળા છેવટ માટે દેખાડવા માગણી કરવાથી બાદશાહે તેને પણ કચેરીમાં બોલાવ્યો. અહીં સોન બાદશાહને ખુશ કરી છેવટ વચન લઇ શેરબેક પાસેથી પોતાનું લેણું મેળવવાની માગણી કરેછે. શેરબેક કહેછે કે મેં તેને નજરથી કદી પણ જોઇ નથી. આમ કહેતાં સોન પોતાના ખરા રૂપમાં જાહેર થાયછે. બાદશાહ અને કચેરી વિસ્મય પામી જાયછે તથા હાડો આનંદાશ્ચર્યમાં ડુબી જાયછે. આવી રીતે સતી સોનના પ્રભાવથી એક નેક ટેકવાળો સમર્થ રાજા બચી જાયછે. છેવટ હાડાને પોતે કરેલા સાહસનો પસ્તાવો થાયછે પણ સતી તેનો કંઇ પણ દોષ નથી એમ ધારણા આપી બન્ને પોતાને સ્વદેશ જાયછે. આવી રીતે સતીપ્રશંસાનો ધ્વજ ચડવાની સાથે આ નાટકની સમાપ્તિ થાયછે

આમાં શૃંગાર, હાસ્ય, કરૂણા અને વીરરસો પ્રધાનપણે ઝળકી નિકળેછે. સાહસપ્રવૃત્તિનું તથા નીચ માણસનો વિશ્વાસ કરવાનું પરિણામ કેવું માઠું આવેછે, છળકપટ શરૂવાતમાં વિજયનો ઝુંડો દેખાડનારા છતાં આખર કેવી રીતે પડતીના પંજામાં સોંપી દેછે, સ્વધર્મનિષ્ઠા પ્રથમના ભાગમાં કંઇ પીડા બતાવે તો પણ છેવટની ઘડીએ કેવો યશ, કેવું સુખ, કેવી પ્રતિષ્ઠા અને કેવો વિજય અપાવેછે વગેરે અનેક ઉપદેશક બાબતો આમાંથી નિકળી આવેછે. નવી નવી ઢબનાં ગાયનોરૂપી કવિતા પ્રસાદગુણ ધરાવતી જોવામાં આવેછે. એ નાટકના અનેક વખત અભિનયો ગુજરાત, કાઠિયાવાડ તથા મુંબઇમાં થઇ ગયેલા છે અને તેમાં તે સારી રીતે લોકપ્રિય થયેલું છે. એમાં અકબર બાદશાહની કચેરીમાં હિંદી ભાષા વાપરવામાં આવીછે અને ગંગકવિ વગેરેના મુખથી બોલાવેલાં કવિત્ત પણ હિંદી ભાષામાંજ છે.

---

**ત્રિયારાજ નાટક**—કદ રોયલ બાર પેજી તેર ફારમ. પૂંઠું કાચું. છીંટની પટ્ટીવાળું. કિંમત રૂપિયો ૧. કર્તા રા. રા. વાઘજી આશારામ ઓઝા.

દેશમાં ચાલતી કહાણીને આધારે આ ત્રિઅંકી નાટક રચવામાં આવેલું છે જેમાં કામરૂદેશનો રાજા સલામતસિંહ મરતી વખતે પોતાની પુત્રી મહિ-

લાવતીને રાજ્યની લગામ સોંપી તેની ભલામણ પોતાના વિશળદેવ પ્રધાન તથા કર્ણસિંહ નામના સેનાપતિને આપેછે. મહિલાવતી હાથમાં રાજ્ય આવવાથી બાળબુદ્ધિને લીધે ઉચ્છૃંખળ બની પ્રધાન તથા સેનાપતિને રજા આપી રાજ્યના સર્વ અધિકાર સ્ત્રીઓના હાથમાંજ સોંપી પોતાની મરજી મુજબ કોઇ પુરૂષને શોધવાની તૈયારીમાં છે તેટલામાં પ્રખ્યાત યોગીશ્વર મચ્છેંદ્રનાથને તેના ચેલા ગોરખનાથે પૂછ્યું કે યોગીએ સંસારી લોકોની વચમાં રહેવાથી તેની શું સ્થિતિ થાયછે? મચ્છેંદ્રનાથે જવાબ આપ્યો કે તેનો ખુલ્લાસો બાર વર્ષ પછી થશે. એ પછી મચ્છેંદ્રનાથ વ્યંગનાથ નામના એક ચેલાસાથે મહિલાવતીના બગીચામાં ધ્યાન ધરતા બેઠાછે તેટલામાં મહિલાવતીની દાસીઓ તેને મોહ પમાડી મહિલાવતીના મેહેલમાં લઇ જાયછે. મચ્છેંદ્રનાથ ગૃહસ્થાશ્રમ બાંધેછે અને મહિલાવતીથી તેને એક પુત્ર થાયછે. આ ખબર ગોરખને પડેછે તેથી તે ત્યાં આવી પહોંચેછે અને પોતાના પ્રભાવથી ગુરૂને પાછા સંસારથી છોડાવી લઇ જાયછે. રસ્તામાં તેને અભિમાન થાયછે કે હું પણ સરસ ખરો કે જેણે ગુરૂને પણ સંસારમાં ડુબતા અટકાવ્યા. આજ વખતે ગુરૂના અદૃશ્ય થવાની સાથે ત્યાં તેનો એક ગુરૂભાઇ હાજર થયો અને ગોરખને કહ્યું કે અમે તમનેજ શોધીએ છીએ. આપણા ગુરૂ તો અખાડામાંથી નિકળ્યા પછી બે ત્રણ દિવસમાંજ પાછા ત્યાં આવી સમાધિમાં બેઠાછે. ગોરખને મોટો વિસ્મય થયો અને પાછળથી મહિલાવતીના દીકરાને રાજ્યનો અભિષેક કરવા જતી વખતે તેણે ગુરૂ પાસેથી ખુલ્લાસો મેળવ્યો કે સંસારી લોકોની વચમાં રહેવાથી કેવી સ્થિતિ થાયછે તે દેખાડવા માટે ગુરૂએ ફક્ત પોતાના બીજા દેહવડે આ બધો માયિક દેખાવ કર્યો હતો. આટલી મૂળ બાબત ઉપરથી વિશેષ રસમય રચના કરવામાં આવીછે. મચ્છેંદ્ર જેવા મોટા યોગીરાજ આવા મોહમાં ફસાય એ મનને ખુંચ્યા કરે તેવું છે, પણ છેવટનો ખુલ્લાસો થતાં તે એકદમ મટી જાયછે. ગોરખના મનના સમાધાન માટે તેમણે માયિક દેખાવજ કર્યો હતો એ યુક્તિ સચોટ બંધબેસતી અને યોગીઓના માનને જાળવનારી છે.

આમાં પહેલે નંબર વ્યંગનાથ તથા બીજે નંબર સુળો પંડયો હાસ્યરસના પોષક છે. તે બન્ને પાત્રો બિન કેળવાયેલા પ્રેક્ષકવર્ગની આમાંના ઉચ્ચ-પાત્રોનું વર્તન જોવા માટે પ્રવૃત્તિનાં પ્રેરકરૂપ ગણી શકાય. ઘણાં ખરાં નાટકોમાં હાસ્યનાં પોષક પાત્રો એવાજ ઉદ્દેશથી ગોઠવાયછે.

એક પુસ્તકની શૈલી સરલ, ભાષા મીઠી તથા અને ગાયનો પણ રસ આપનારાંછે. યોગીવર્ગની ભાષા હિંદી રાખવામાં આવીછે.

---

**ત્રિવિક્રમ નાટક**—કદ રોયલ બાર પેજી પંદર ફારમ. પૂંઠું કાચું છીંટની પટ્ટીવાળું, કિંમત રૂપિયો એક. કર્તા રા.રા. વાઘજી આશારામ ઓઝા.

આ એક ત્રણ અંકવાળું નાટક છે. એમાં "તાણ્યો વેશો થકે જાય" અથવા "જાત વગર ભાત ન પડે" એ ચાલતી કહેવત પ્રમાણે એક નીચ નારીની સોબતમાં મોહીને ફસી પડવાથી એક ભોળા ભૂપતિની કેવી પાયમાલી થઇ તે દર્શાવેલ છે.

રાજા ત્રિવિક્રમ ભલો, ભોળો અને ભાગ્યશાળી હતો. પરમ પતિવ્રતા નિર્મળા નામની પત્નીને લીધે તથા ચંદ્રસિંહ અને બાલસિંહ નામના રત્નસરખા વિનયશાળી તથા બુદ્ધિશાળી કુમારોને લીધે તે સર્વોત્તમ રીતે સુખી દશામાં હતો પરંતુ તેના દુર્ભાગ્યયોગે તેની પાસે મદનકળા નામની એક વેશ્યા આવી જેના ઉપરઉપરના પ્રેમના ભપકામાં આ ભોળો રાજા ભમી ગયો. તેના આવેશમાં તેણે પોતાની ધર્મપત્નીને પણ ધિક્કારી કાઢી અને તેજસ્વીતનયોને પણ તરછોડી કઢયા. એ નીચ મદનકળાએ ત્રિવિક્રમની સાથે રહેવા છતાં ચંદ્રસિંહની ચાહના કરવા માંડી પણ પવિત્ર ચંદ્ર તેથી ડગ્યો નહિ. આ બાબતના દૂષને લીધે તેણે પ્રપંચ ચલાવી સુજનસિંહની પુત્રી રૂપાળી કે જેનું સગપણ કુમાર ચંદ્રસિંહસાથે નક્કી થયું હતું તે ત્રોડાવી નાખ્યું. તેવામાં રાજ્યપર શત્રુઓ ચડી આવ્યા. પ્રેમઘેલો ત્રિવિક્રમ પોતાનું સર્વસ્વ છોડી મદનકળાની સાથે બાયલાની પેઠે નાસી ગયો. બાલસિંહને, સાચવવા માટે દાનો નામનો રાજ્યનો એક વફાદાર આયર લઇ ગયો અને ચંદ્રસિંહ પણ પોતાની માતા નિર્મળાની સાથે ચાલતો થયો. માતા તથા પુત્ર જંગલમાં છુટાં પડેછે. નિર્મળાનું રક્ષણ કરી સુભટસેન નામનો રાજા તેને પોતાના રાજ્યમાં તેડી જાયછે પણ તે તેનાપર મોહિત થાયછે જેને ઠેકાણે લાવવા નિર્મળા એક અતિશય ઉત્તમ બુદ્ધિનો પ્રયોગ ચલાવી તેની સાન ઠેકાણે લાવેછે. રાજા તેને પોતાની બેહેન કરેછે તે પછી તે પોતાની પુત્રી સુજનબાનો સ્વયંવર કરેછે જેમાં ચંદ્રસિંહ ત્યાં અનાયાસે આવી પહોંચેછે અને તે કન્યા તેના ગુણ તથા પરાક્રમથી તેનેજ વરેછે. અહીં ચંદ્રસિંહનો મિત્ર સૌભાગચંદ વાણીયો કે જે પોતાની

કળાથી કાલો ઘેલો થઇ સુજનસિંહની પુત્રી રૂપાળી સાથે પવિત્ર ભાવથી રહ્યો હતો અને જે આટલો વખત તે નાસી આવેલી છતાં તેના શીલસંરક્ષણના કારણરૂપ થઇ પડયો હતો તેની યુક્તિથી ચંદ્રસિંહને તે રૂપાળીનું પાણિગ્રહણ પણ થાયછે. થોડા વખત પછી બાલસિંહ કે જેને દાના આયરે પોતાના બળથી શત્રુને દબાવી પાછો તેના બાપની ગાદીપર બેસાડયો હતો તે પણ આવી મળેછે અને તે પછી રાજા ત્રિવિક્રમ કે જેને મદનકળાએ દગો દઇ રખડાવી દીધો હતો તે પણ પોતે સર્પદંશથી મરણ પામેલી મદનકળાને પોતાનું અર્ધું આયુષ આપી એક મહાત્માના પ્રભાવથી જીવતી કરેલી હોવા છતાં તે તેને મૂકી નાસી ગઇ તેથી પોતે તેની પાછળ પડી તેનું મન જાણી તેને શિક્ષા કરાવવાના હેતુથી કચેરીમાં આવ્યો. ત્યાં તેણે સાધુના વેષમાં પોતાની હકીકત સાબીત કરતાં અર્ધ આયુષ પાછું ખેંચતાં અને પેલી વેશ્યાએ પણ તે કબુલ કરતાં તે વેશ્યા તેજ વખતે સર્પદંશની અસરથી પાછી પડી જાયછે. અહીં રાજા ત્રિવિક્રમ ઓળખાયછે અને પોતાની પવિત્ર પ્રિયા નિર્મળા તથા સપૂત રત્નો ચંદ્રસિંહ અને બાલસિંહની સાથે મળી સુખી થાયછે.

આમાં સોભાગચંદ (વચમાં થોડો વખત ભોપો) નામનું પાત્ર હાસ્યરસનું પોષક હોવાની સાથે બુદ્ધિવંતપણાનો ઉંચો નમુનો છે. અક્કલના બારદાન અને અવળી રવાડીએ ચડવામાં અલબેલા થઇ પડતા શ્રીમંતોના બેટાઓની કેવી કમબખ્તી થાયછે તે રત્નસિંહ નામનો પ્રધાનકુમાર દેખાડી આપેછે. સોનાના, રૂપાના, પીતળના તથા માટીના પ્યાલામાં દૂધ રેડી નિર્મળાએ સુભટસેનને જે બોધ આપ્યો તે વ્યભિચારી પુરૂષોને સજ્જડ તમાચો પડવા સરખો છે, તે તેઓનાં તમરાં ઉડાડી નાખેછે. ધન્યછે એવી સતી સુંદરીઓને. જ્યાં સંપત્તિ ત્યાંજ સ્નેહ એ વેશ્યાઓના રહસ્યમંત્રનો પ્રભાવ મદનકળાથી બરાબર પ્રગટી નિકળેછે. ઘડપણે પરણી ધોળામાં ધૂળ ઘલાવતા ડોસાઓની કેવી ફજેતી થાયછે તે વાતનો પુરાવો જોઇતો હોય તો સોભાગચંદનો બાપ આમાં મોજુદ છે. આ સિવાય પણ આમાં બાળસ્વભાવ, બ્રાહ્મણસ્વભાવ, વણિકસ્વભાવ, ક્ષત્રિયસ્વભાવ, સ્ત્રીસ્વભાવ, મૂર્ખસ્વભાવ, લોભીસ્વભાવ, કુલટાસ્વભાવ વગેરેના બહુ હૃદયંગમ ચિતારો આપવામાં આવ્યાછે.

ત્યાગી વગેરેની હિંદી ભાષા લેવામાં આવીછે. ગાયનો સરલછે તથા ભાષા મારી મચડીને ગોઠવેલી નહિ પણ લાંબા વખતના પરિચયથી અનાયાસસિદ્ધ થતી અને મીઠાશવાળીછે.

એક પુસ્તકની શૈલી સરલ, ભાષા મીઠી તથા અને ગાયનો પણ રસ આપનારાંછે. યોગીવર્ગની ભાષા હિંદી રાખવામાં આવીછે.

---

**ત્રિવિક્રમ નાટક**—કદ રોયલ બાર પેજી પંદર ફારમ. પૂંઠું કાચું છીંટની પટ્ટીવાળું, કિંમત રૂપિયો એક. કર્ત્તા રા.રા. વાઘજી આશારામ ઓઝા.

આ એક ત્રણ અંકવાળું નાટક છે. એમાં "તાણ્યો વેલો થડે જાય" અથવા "જાત વગર ભાત ન પડે" એ ચાલતી કહેવત પ્રમાણે એક નીચ નારીની સોબતમાં મોહીને ફસી પડવાથી એક ભોળા ભૂપતિની કેવી પાયમાલી થઇ તે દર્શાવેલ છે.

રાજા ત્રિવિક્રમ ભલો, ભોળો અને ભાગ્યશાળી હતો. પરમ પતિવ્રતા નિર્મળા નામની પત્નીને લીધે તથા ચંદ્રસિંહ અને બાલસિંહ નામના રત્નસરખા વિનયશાળી તથા બુદ્ધિશાળી કુમારોને લીધે તે સર્વોત્તમ રીતે સુખી દશામાં હતો પરંતુ તેના દુર્ભાગ્યયોગે તેની પાસે મદનકળા નામની એક વેશ્યા આવી જેના ઉપરઉપરના પ્રેમના ભપકામાં આ ભોળો રાજા ભમી ગયો. તેના આવેશમાં તેણે પોતાની ધર્મપત્નીને પણ ધિક્કારી કાઢી અને તેજસ્વીતનયોને પણ તરછોડી કહ્યા. એ નીચ મદનકળાએ ત્રિવિક્રમની સાથે રહેવા છતાં ચંદ્રસિંહની ચાહના કરવા માંડી પણ પવિત્ર ચંદ્ર તેથી ડગ્યો નહિ. આ બાબતના દ્વેષને લીધે તેણે પ્રપંચ ચલાવી સુજનસિંહની પુત્રી રૂપાળી કે જેનું સગપણ કુમાર ચંદ્રસિંહસાથે નક્કી થયું હતું તે ત્રોડાવી નાખ્યું. તેવામાં રાજ્યપર શત્રુઓ ચડી આવ્યા. પ્રેમઘેલો ત્રિવિક્રમ પોતાનું સર્વસ્વ છોડી મદનકળાની સાથે બાયલાની પેઠે નાસી ગયો. બાલસિંહને, સાચવવા માટે દાનો નામનો રાજ્યનો એક વફાદાર આયર લઇ ગયો અને ચંદ્રસિંહ પણ પોતાની માતા નિર્મળાની સાથે ચાલતો થયો. માતા તથા પુત્ર જંગલમાં છુટાં પડેછે. નિર્મળાનું રક્ષણ કરી સુભટસેન નામનો રાજા તેને પોતાના રાજ્યમાં તેડી જાયછે પણ તે તેનાપર મોહિત થાયછે જેને ઠેકાણે લાવવા નિર્મળા એક અતિશય ઉત્તમ બુદ્ધિનો પ્રયોગ ચલાવી તેની સાન ઠેકાણે લાવેછે. રાજા તેને પોતાની બેહેન કરેછે તે પછી તે પોતાની પુત્રી સુજનબાનો સ્વયંવર કરેછે જેમાં ચંદ્રસિંહ ત્યાં અનાયાસે આવી પહોંચેછે અને તે કન્યા તેના ગુણ તથા પરાક્રમથી તેનેજ વરેછે. અહીં ચંદ્રસિંહનો મિત્ર સોભાગચંદ વાણીઓ કે જે પોતાની

તે કાળની રજપૂતાણીઓ કેવી હતી તે રાજસિંહની માતાના બોલવાથી તથા ચંદાવતની રાણી વીરકળાના કર્તવ્યથી આપણે કોઇ અલૌકિક અસરની સાથે જાણી શકીએ છીએ.

ભાષા સર્વને સારી રીતે સમજાય તેવી સરલ તથા મીઠીછે. મુસલમાન-પાત્રોની ભાષા હિંદી અને હિંદુપાત્રોની ભાષા ગુજરાતીછે. ગાયનો રસવાળાંછે.

આ પુસ્તક પાલીતાણાના ઠાકોર શ્રી માનસિંહજીને અર્પણ કરવામાં આવ્યુંછે.

---

**ભર્તૃહરિ નાટક**--કદ રોયલ બારપેજી ઓગણીશ ફારમ. પૂંઠું કાચું છીંટની પટ્ટીવાળું. કિં. રૂપિયો એક. કર્ત્તા. રા. રા. વાઘજી આશારામ ઓઝા.

આ [illegible] નાટક[illegible] ઉજ્જયિનીના પ્રખ્યાત રાજા ભર્તૃહરિને રાણી પિં-[illegible]ના દુષ્કર્મને લીધે તીવ્ર વૈરાગ્ય થયાનું વર્ણન છે. ભર્તૃહરિ એક વિદ્વાન [illegible]ગો રાજા થઇ ગયોછે. તેણે રચેલાં શૃંગાર, નીતિ તથા વૈરાગ્ય એ [illegible] સો શ્લોકનાં ત્રણ સંસ્કૃત શતકો આજપણ લોકોમાં સંપૂર્ણ પ્રીતિ-પાત્રપણે પ્રચલિતછે. એની કવિતા પ્રસાદગુણવાળીછે. પ્રખ્યાત સંવત્કાર મહારાજા વિક્રમાદિત્યનો એ વડિલબંધુ હતો. એના વૈરાગ્યશતકમાં એક શ્લોક છે કે :—

यां चिंतयामि सततं मयि सा विरक्ता ।
साप्यन्यमिच्छति जनं स जनोन्यसक्तः ॥
अस्मत्कृते च परितुष्यति काचिदन्या ।
धिक्तां च तं च मदनं च इमां च मां च ॥ १ ॥

હું જેનું નિરંતર ચિંતન કરૂંછું તે મારાથી બેદિલ હોઇ બીજાને ઇચ્છ-નારી છે. જેને તે ઇચ્છેછે તે પુરૂષ બીજી કોઇ સ્ત્રીમાં આસક્તિ ધરાવેછે. વળી તે સ્ત્રી તે પુરૂષને બદલે મારાતરફ પોતાની વૃત્તિને સંતુષ્ટ કરેછે. માટે જે સ્ત્રીને હું ચાહું છું તે બીજાને ચાહતી હોવાથી તેને ધિક્કારછે, તે સ્ત્રી જેને ચાહે તે પુરૂષ તેને છોડી બીજી સ્ત્રીને ચાહતો હોવાથી તેને પણ ધિક્કારછે, તે પુરૂષ જે બીજી સ્ત્રીને ચાહેછે તે સ્ત્રી વળી તે પુરૂષને છોડી મારાતરફ પોતાની વૃત્તિને સંતુષ્ટ રાખેછે માટે તેને પણ ધિક્કારછે અને અન્યમાં આસક્તિવાળી અંગનાને

અંધ બની મેં ચાહી માટે મને પણ ધિક્કારછે. તથા આ પ્રમાણે સર્વને મહા-નિંદિત કર્મ કરાવનાર કામદેવને પણ મુખ્યત્વે ધિક્કાર છે.

આ શ્લોકના આધારપરથી તથા બીજી કેટલીક ચાલતી દંતકથાઓપ-રથી આ નાટકનું મૂળ વસ્તુ નીચે મુજબ ઉભું થયેલું છે.

ભર્તૃહરિ રાજાની માનીતી રાણી પિંગળા પોતાની એક નીચ દાસીની સોબતને લીધે એક નીચ અને મૂર્ખ અશ્વપાળની યારીમાં ફસાયછે. રાજા પો-તાની રાણીને મહાપવિત્ર ગણેછે અને તેથી રાણી પોતાના આ નરકપાતના હે-તુરૂપ વિષયસુખમાં વિક્રમાદિત્યસરખો ચાલાક પુરૂપ આડે આવી કોઇ વખત હેરાન કરશે એમ ભય પામી રાજાપાસે તેનાપર, તે પોતાનાપર કુદૃષ્ટિ રાખેછે એવો ખોટો આરોપ મૂકી તેને દેશનિકાલ કરાવેછે. બાદ રાજાપાસે આવેલું એક અમરફળ પોતે પ્રેમથી રાણીને ખાવા આપેલું તે તેણે પોતાના યારને આપ્યું. એ યારે પોતાની રાખેલી કળાવતીને આપ્યું અને એ કળાવતીને ઇ-શ્વરે સુબુદ્ધિ આપવાથી તેણીએ કચેરીમાં આવી રાજા ભર્તૃહરિનેજ એ ફળ આપ્યું. ભર્તૃહરિએ એ ફળ જોઇ શંકામાં પડી તપાસ કરતાં બધો ભેદ ભરમ ખુલ્લો થઇ જવાથી તરતજ પિંગળાને ધિક્કાર દઇ રાજપાટ છોડી મચ્છેંદ્રનાથ યોગીપાસે જઇ દીક્ષા લીધી.

મહાત્માઓના આશ્રમમાં ધર્મને લગતા કેવા પ્રસંગો નિકળેછે? દરિદ્ર કુટુંબના ઘરના ઢંગધડા કેવા હોયછે? તેનાં સંતાન કેવાં હોયછે? વગેરે વગેરેનો મુખ્ય વસ્તુનીસાથે સંબંધ ધરાવતી ઉપવસ્તુઓથી પ્રેક્ષકોના મનપર પ્રકાશ પડેછે. વિદૂષક હાસ્યરસનું પોષણ કરવાનું પોતાનું કામ બજાવ્યે જાયછે અને તેનીસાથે એક ઉત્તમમિત્રે અને ઉત્તમ સલાહકારે કરવાજેવું કામ કર્યે જાયછે. છેવટ ભર્તૃહરિપરના મિત્રપ્રેમને અનુસરી તે પણ દુનિયા છોડેછે જે બીજા વિ-દૂષકો કરતાં વધારે માનની લાગણી ખેંચેછે. વગર વિચાર્યું કામ કરવાથી આ-ખર કેવો મરણતોલ પસ્તાવો કરવો પડેછે તે પિંગળાને પાછળથી થયેલા પ-સ્તાવાપરથી નક્કી થાયછે. જે પતિત હોયછે તેને તો કંઇ હાનિ નથી. અશ્વપા-ળને કાઢી મૂક્યો એટલે તે તો ચાલ્યો ગયો. એતો માણ્યો તે તેના બાપનું થયું. બાકી તો તેની નીચી દશા તો હતીજ પણ પિંગળા જેવી પટરાણીએ નિંદિત પગલું ભર્યું તો તેની જીંદગી બરબાદ થઇ ગઇ એટલુંજ નહિ પણ જુ-ગોજુગ મોટી અપકીર્ત્તિ ગવાઇ. આ સઘળી બોધકારક ગુંથણી ઓછી અસરકારક નથી.

ગ્રંથની ભાષા સરલ અને ઠરેલી છે. કેટલાંએક પાત્રોના મુખમાં યોગ્યતા પ્રમાણે હિંદીભાષામાં મૂકવામાં આવીછે. ગાયનો સરલ છે. એ નાટકના પ્રયોગો આર્યસુબોધ નાટક મંડળી તરફથી ગુજરાત કાઠિયાવાડ વગેરેમાં ઘણી વખત થયાછે અને તેમાં તેણે લોકપ્રિયતા મેળવીછે. એ પુસ્તક મોરબીના નામદાર ઠાકોરસાહેબને અર્પણ કરવામાં આવ્યુંછે.

---

**સોરઠની સતી રાણકદેવી ને રાખેંગાર** (સપ્તાંકી નાટક)—કદ રોયલ બારપેજી બાર ફારમ. પૂંઠું કાચું. કિંમત રૂપિયો એક. કર્ત્તા. રા. રા. વાઘજી આશારામ ઓઝા.

રાણકદેવીનું વૃત્તાંત ભાટ ચારણોના મુખથી આખા ગુજરાતમાં અને તેમાં પણ મુખ્યત્વે કાઠિયાવાડમાં એટલું તો મશહુર થઇ ગયુંછે કે તેનાથી કોઇજ અજાણ્યું હશે.

સિંધમાંના દેવડા રજપૂતરાજાને ત્યાં રાણકદેવીનો જન્મ થતી વખતે તે ભારે લગ્નમાં જન્મેલી હોવાથી રાજાએ તેનો ત્યાગ કર્યો એટલે કે એ બચ્ચાંને માટીખાણમાં નખાવી દીધું. જ્યાંથી હડમત નામના કુંભારને એ બાળક મળી આવ્યું. તે કુંભાર કચ્છમાં આવીને રહ્યો. રાણકદેવી લાયક ઉમ્મરની થતાં કચ્છના રાવ લાખાફુલાણીની નજરે તે પડી જેથી તેણે તેની માગણી કરી. હડમત કુંભારને તે વાત ન ગમવાથી તે ત્યાંથી રાણકદેવીને લઇ કાઠિયાવાડમાં આવતો રહ્યો અને જુનાગઢ પાસેના મજેવડી ગામમાં રહ્યો. ત્યાં સિદ્ધરાજના બારોટોએ રાણકદેવીને જોઇ અને તેમની પેરવીથી તેનું સગપણ તે ગુજરાતના મહારાજાવેરેજ થયું. પણ તેટલામાં જુનાગઢના રાજા રાખેંગારે રાણકદેવીની તારીફ સાંભળવાથી તે તેને જુનાગઢ ઉપાડી જઇ પરણ્યો. સિદ્ધરાજને એ ખબર પડતાં તે મોટું સૈન્ય લઇ જુનાગઢપર ચડી આવ્યો. પણ ડુંગર અને કિલ્લાની મજબૂતીને લીધે રાખેંગાર તેની સામે ટકી રહ્યો અને બારવર્ષ નિકળી જતાં પણ સિદ્ધરાજથી કંઇ થઇ શક્યું નહિ. આટલી મુદતમાં રાણકદેવીને માણેરો અને ડગાયચા નામના બે પુત્રો થયા. રાખેંગાર અને રાણકદેવી વચ્ચે અપ્રતિમ પ્રેમ જામ્યો હતો. રાણી પોતે મહા પતિવ્રતા હતી અને તેથી રાખેંગારને વર્યા પછી તેણે માનસિક સંકલ્પે પણ બીજાને કદી ચાહ્યો ન હતો. આ અરસામાં રાખેંગારનો દેશળજી નામનો ભાણેજ કે જેનાપર તેનો ઘણો

પ્યાર હતો તેને તેણે ઉંચું મદ્ય લઇ જનાનામાં આપવા મોકલ્યો જ્યાં તે મદ્ય તેણે રાણકદેવીને રાખેંગારનું નામ લઇ પાયું અને પોતે તો તેના ધ્યેનમાં હતોજ જેથી બન્ને જુદાં જુદાં બેભાન થઇ પડી રહ્યાં. તેવામાં રાખેંગાર આવ્યો, તેને દેશળજીપર બહુ ક્રોધ ચડયો પણ ભાણેજ જાણી માર્યો નહિ. પાછળથી જો કે રાણકદેવીપર તેને પૂર્ણ વિશ્વાસ આવ્યો તોપણ દેશળજીને દરબારમાં આવતો બંધ કર્યો. જેથી પૂર્વના તમામ ઉપકાર તથા પ્રેમને ભુલી દેશળજી નિમકહરામ બન્યો. વિશ્વાસઘાત કરી શત્રુના લશ્કરને શહેરમાં તેણે દાખલ કર્યું. રાખેંગાર લડતાં લડતાં મુવો. સિદ્ધરાજ રાણકદેવીના મહેલમાં પહોંચ્યો. તેણીને પોતાને વશ થવાનું કહેતાં તે ન માની જેથી તેના નાના દીકરા ડગાયચાને તેણે મારી નાખ્યો. ત્યાર બાદ માણેરાને તથા તેણીને લઇ તે પોતાના દેશતરફ જવા નિકળ્યો. વઢવાણ આવી મુકામ કરી ફરી તેણીને સમજાવતાં પણ જ્યારે તે માની નહિ ત્યારે માણેરાને પણ સિદ્ધરાજે કાપી નાખ્યો. અને તેટલામાં રાણકદેવીને રાખેંગારના મરણના ચોક્કસ ખબર મળતાં તે સતી થઇ. ભોગાવાના કિનારાપર આવી ચિતા ખડકી તેમાં બળી મુઇ. તે બળતી ... દ્ધરાજે પોતાની ભૂલ જોઇ. તે તેને પગે લાગ્યો અને ક્ષમા માગી ... તેને ઉગ્રશાપ આપવો મોકુફ રાખી પોતાના દેવકુમારસરખા ... ના શોકના આવેશમાં કહેતી ગઇ કે તારો પણ વંશ રહેશે નહિ, ... સતી થઇ. અહીં આ નાટકની સમાપ્તિ થાયછે.

... માં દેશળે બતાવેલી નિમકહરામી કોઇપણ રીતે માફ થઇ શકે તેવી ... ાખેંગારે સિદ્ધરાજ જેવા મહારાજાનું સગપણ ત્રોડયું એ ખરેખર ઠ... બતાવીછે પણ અગાઉના વખતમાં રજપૂતાઇનો પવન એવા રૂપમાં પણ ... ા હતો. પ્રતાપી સિદ્ધરાજે જુનાગઢ આવી મોટી લડાઇ ચલાવી રાખે... રને માર્યો તેમાં તેણે કંઇ ખોટું કર્યું કહેવાશે નહિ. કારણ કે પોતાના અપ... ાનનું વેર તેણે લેવુંજ જોઇએ. પણ તે પછી તેણે રાણકદેવીને સંતાપી તથા તેના બે પુત્રોને મારી નાખ્યા એ તેને માટે બહુ તિરસ્કાર ઉપજાવે એવું તેનું નીચ કર્મ ગણાયુંછે. જેને પોતે પણ છેવટ સમજેલો છે. કામ અને ક્રોધનો આવેશ વિચારશીલ માણસને પણ કેવાં અવિચારી કામો કરાવેછે તે આ ઉપરથી વિચારવાનું છે. સ્ત્રીએ પોતાનું સતીપણું સાચવતાં કેવા કેવા જબરા ભોગો આપવા પડે તોપણ તેની દરકાર ન કરવી તે બાબત રાણી રાણકદેવી આ નાટકમાં એક દિવ્યમૂર્તિરૂપે દરેક સ્ત્રીઓને શિખવેછે.

ખાર હતો તેને તેણે ઉન્સુ' મધ લઇ જનાનામાં આપવા મોકલ્યો જ્યાં તે ગયો તેણે રાણકદેવીને રાખેંગારનું નામ લઇ પાયું અને પોતે તો તેના ઘેનમાં હતોજ. જેથી બન્ને જુદાં જુદાં બેભાન થઇ પડી રહ્યાં. તેવામાં રાખેંગાર આવ્યો, તેને દેશળજીપર બહુ ક્રોધ ચડ્યો પણ ભાણેજ જાણી માર્યો નહિ. પાછળથી જો કે રાણકદેવીપર તેને પૂર્ણ વિશ્વાસ આવ્યો તોપણ દેશળજીને દરબારમાં આવતો બંધ કર્યો. જેથી પૂર્વના તમામ ઉપકાર તથા પ્રેમને ભુલી દેશળજી નિમકહરામ બન્યો. વિશ્વાસઘાત કરી શત્રુના લશ્કરને શહેરમાં તેણે દાખલ કર્યું. રાખેંગાર લડતાં લડતાં મુવો. સિદ્ધરાજ રાણકદેવીના મહેલમાં પહોં-ચ્યો. તેણીને પોતાને વશ થવાનું કહેતાં તે ન માની જેથી તેના નાના દીકરા ડગાયચાને તેણે મારી નાખ્યો. ત્યાર બાદ ભાણેરાને તથા તેણીને લઇ તે પો-તાના દેશતરફ જવા નિકળ્યો. વઢવાણ આવી મુકામ કરી ફરી તેણીને સમ-જાવતાં પણ જ્યારે તે માની નહિ ત્યારે ભાણેરાને પણ સિદ્ધરાજે કાપી નાખ્યો અને તેટલામાં રાણકદેવીને રાખેંગારના મરણના ચોક્કસ ખબર મળતાં તે સતી થઇ. ભોગાવાના કિનારાપર આવી ચિતા ખડકી તેમાં બળી મુઇ. તે બળતી વખતે સિદ્ધરાજે પોતાની ભૂલ જોઇ. તે તેને પગે લાગ્યો અને ક્ષમા માગી જેથી રાણકદેવી તેને ઉ[illegible] પથ્યો ગોકુળ રાખી પોતાના દેવકુમારસરખા પુત્રોના મ[illegible] [illegible]ી ગઇ કે તારો પણ વંશ રહેશે નહિ, એમ [illegible] કની સમાપ્તિ થાયછે.

[illegible]રાગી કોઇપણ રીતે માફ થઇ શકે તેવી [illegible] મહારાજનું સગપણ ચોડ્યું એ ખરેખર ઉ-[illegible]ગાઉના વખતમાં રજપૂતાઇનો પવન એવા રૂપમાં પણ [illegible]ી સિદ્ધરાજે જુનાગઢ આવી મોટી લડાઇ ચલાવી રાખેં-[illegible]ાં તેણે કંઇ ખોટું કર્યું કહેવાશે નહિ. કારણ કે પોતાના અપ-[illegible]ણે લેવુંજ જોઇએ. પણ તે પછી તેણે રાણકદેવીને સંતાપી તથા [illegible]ુત્રોને મારી નાખ્યા એ તેને માટે બહુ તિરસ્કાર ઉપજાવે એવું તેનું [illegible]ર્મ ગણાયુંછે. જેને પોતે પણ છેવટ સમજેલો છે. કામ અને ક્રોધનો [illegible]ા શ વિચારશીલ માણસને પણ કેવાં અવિચારી કામો કરાવેછે તે આ ઉપરથી વિચારવાનું છે. સ્ત્રીએ પોતાનું સતીપણું સાચવતાં કેવા કેવા જબરા ભોગો આપવા પડે તોપણ તેની દરકાર ન કરવી તે બાબત રાણી રાણકદેવી આ નાટકમાં એક દિવ્યમૂર્તિરૂપે દરેક સ્ત્રીઓને શિખવેછે.

નાટકની રચના ઉપદેશાત્મક અને રસમય કરવામાં આવીછે. સઘળાં
ત્રોમાં ખરેખરૂં પવિત્ર અને પ્રશંસનીય પાત્ર એક રાણકદેવીજછે જેનું
અવસ્ય દરેક માણસે પૂજ્યભાવથી વાંચવાજોગ છે.

---

ઉપરનાં પુસ્તકો સિવાય તેમણે વાઘજીકૃત ઇશ્વરમહિમા અને સીતાસ્વ-
રાવણવધ, ઓખાહરણ, ચિત્રસેનગંધર્વ, કેદારસિંહ પરમાર, જગદેવ,
ાસ અને વિબુધવિજય વગેરે નાટકો રચેલાંછે.

---



## રા. રા. વીરજી ઝીણા રાવળ, એલ્. એમ્. એન્ડ એસ્.

એમનો જન્મ જામનગર તાબે હડીયાણા ગામમાં સંવત ૧૯૧૯ માં થયો. તેઓ જ્ઞાતે ઔદીચ બ્રાહ્મણ છે. ગરીબ કુટુંબમાં જન્મી કેવળ વિદ્યાનોજ વ્યાસંગ રાખી અતિ મુશકેલીઓ વેઠીને પણ તેમણે પોતાનો અભ્યાસ ચાલુ રાખ્યો જેના પરિણામમાં ઇસ્વી. ૧૮૮૪ માં મેડીકલ કોલેજમાં પસાર થઇ તેઓ આજે એક કાબેલ ડાકટરતરીકે પંકાયછે. મેડીકલ કોલેજમાંથી બહાર પડ્યા પછી કેટલીક મુદત સુધી તેમણે ખંભાળિયાના મેડીકલ ઑફીસરતરીકે કામ કર્યું. તે પછી કેટલીક મુદત મુંબઇમાં પોતાનો સ્વતંત્ર ધંધો ચાલુ રાખ્યો. ઇસ્વી. ૧૮૯૭ માં જ્યારે મુંબઇ ઇલાકામાં મરકી પૂરજોસમાં ફાટી નિકળી ત્યારે મુંબઇ સરકારે તેમને શોલાપુરખાતે નિમ્યા હતા. તે પછી તેઓ ફરીને ખંભાળિયાના મેડીકલ ઑફીસર નિમાયા હતા અને હાલમાં તેઓ જામનગરની ઇસ્પીતાલના મેડીકલ ઑફીસરના હોદ્દાપર છે. આ હોદ્દાપર રહી તેણે જામનગરની પ્રજાની સારી પ્રીતિ મેળવી છે. અને એ તેની કાર્યકુશળતા સૂચવેછે.

અંગ્રેજીવૈદ્યકના જ્ઞાનની સાથે તેમનું આર્યવૈદ્યક વિષે પણ સારૂં જ્ઞાનછે જે તેમના ગ્રંથોપરથી માલુમ પડેછે.

---

**આર્ય ઔષધ**—કદ રોયલ આઠપેજી ૬૬ છાસઠ ફારમ. પૂંઠું પાકું. કિંમત રૂપિયા સાડાત્રણ. કર્તા રા. રા. વીરજી ઝીણા રાવળ, એલ્. એમ્. એન્ડ એસ્.

આ વૈદ્યકગ્રંથનાં મુખ્ય પાંચ પ્રકરણો છે અને તેમાં નીચે મુજબ હકીકત સમાવવામાં આવેલી છે.

૧. ધાતુ પ્રકરણમાં—ધાતુ, ઉપધાતુ, રસ, ઉપરસ, લવણ અને વગેરે તમામ ખનિજ વસ્તુઓનું વિવેચન આપવામાં આવ્યુંછે

તુના શોધન મારણને લગતી હકીકત તથા રસાયન સિદ્ધ કરતાં નડતી અડચણો પણ તેમાં દર્શાવવામાં આવીછે. મોતી, પ્રવાલ અને શંખ વગેરેનું પણ ધાતુની પેઠે શોધન મારણ થતું હોવાથી તેમને પણ આ પ્રકરણમાં લેવામાં આવ્યાંછે.

૨. વનસ્પતિ પ્રકરણમાં—કાષ્ઠ ઔષધીઓનું વર્ણન આપેલછે.

૩. પ્રાણીવર્ગ પ્રકરણમાં—જીવવાળાં પ્રાણીમાંથી બનતી ઔષધીઓની હકીકત આપેલીછે.

૪. ચિકિત્સા પ્રકરણમાં—અમુક અમુક દવા કયા કયા રોગપર કેવી કેવી રીતે લાગુ પડેછે તે જણાવેલ છે.

૫. વ્યાધિ પ્રકરણમાં—રોગોની ગણના કરતાં તે તે રોગપર કયા કયા ઔષધપ્રયોગ કામ કરેછે તે ક્રમવાર બતાવેલછે.

શરૂવાતમાં ઔષધપ્રયોગની માત્રામાં ઉપયોગી થઇ પડે તેટલામાટે વજનની સમજ આપીછે અને તે પછી ઔષધપ્રયોગો ચૂર્ણ, ગોળી, અવલેહ વગેરે કેવા કેવા રૂપમાં તૈયાર થાયછે તેની સમજ આપીછે.

છેવટમાં પારિભાષિક અને કઠણ શબ્દોનો કોષ આપવામાં આવ્યોછે.

ઔષધો અને રોગો અકારાદિ અક્ષરોના અનુક્રમથી ગોઠવવામાં આવેલ છે જેથી કાંઇ પણ શોધવું જોવું સહેલ થઇ પડે તેવું છે.

ગુજરાતી વૈદ્યકસામગ્રીમાં આ પુસ્તક ઉપયોગીપણાની પંક્તિમાં મૂકવાલાયક છે.

---

**વંધ્યત્વ નિવારણ**—કદ ડેમી આઠ પેજી ત્રીશ ફારમ. પૂંઠું પાકું ગિલ્ટેડ. કિંમત કંઇ લખી નથી. કર્ત્તા રા. રા. વીરજી ઝીણા રાવળ, એલ્. એમ્. એન્ડ એસ્.

સંતાનવગરનાં સ્ત્રીપુરૂષ વાંઝીયાં કહેવાયછે. વાંઝીયાં રહેવામાં પુરૂષ અને સ્ત્રી એ બન્નેના અથવા એમાંથી એકના ઉત્પત્ત્યવયવની ખામી કારણરૂપે હોયછે. કેટલીક સ્ત્રીઓને બિલકુલ પ્રજા થતીજ નથી અને કેટલીક સ્ત્રીઓને એકાદ પ્રજા થઇ પછી અટકી જાયછે. આવાં કારણોનું આ પુસ્તકમાં મુખ્યત્વે અંગ્રેજીવૈદ્યકપદ્ધતિને અનુસરી સવિસ્તર વર્ણન આપેલું છે.

આ પુસ્તકનાં ચાર પ્રકરણ પાડવામાં આવ્યાંછે જેમાં ગર્ભાશયની જૂદી જૂદી જાતની વિકૃતિઓના દેખાવ તથા તેમાં ઉપયોગમાં આવતાં યંત્રો શસ્ત્રોની આકૃતિઓ વગેરે મળી ૪૪ ચિત્રો આપવામાં આવ્યાંછે.

પહેલા પ્રકરણમાં વાંઝીયાપણું રહેવાનાં કારણો, ઉત્પત્ત્યવયવના દોષ, ગર્ભાશયના વિકાર, ગર્ભઅંડના વ્યાધિઓ, કમળમુખના ઉપદ્રવો, વાંઝીયાપણું રાખનારા રોગો, આર્ત્તવપીડા, વાંઝીયાપણું મટવાની નિશાનીઓ અને તેના ઉપાયોનું વર્ણન આપેલું છે.

બીજા પ્રકરણમાં એકાદ વખત પ્રજા થઇ પછીથી તે અટકી જવાનાં કારણો, કસુવાવડ અને તેમાંથી ઉપજતા ઉપદ્રવો, છોડનું પડી જવું, ગર્ભાશયની વિશાળતા રહી જવી, ગર્ભાશયનું અત્યંત સંકુચિત થઇ જવું, ગર્ભાવસ્થામાં થતા રોગો અને સંતાન થવાની અટકાયત મટાડવાના ઉપાયોવિષે લખવામાં આવ્યુંછે.

ત્રીજા પ્રકરણમાં સ્ત્રીઓને થતાં કેટલાંએક સાધારણ દરદો કે જેઓ પાછળથી બળવાન બની સ્ત્રીઓને દુ:ખી અને સંસારસુખથી બાતલ રાખેછે તેવિષે વિવેચન આપેલુંછે.

ચોથા પ્રકરણમાં સ્ત્રીઓના ગુહ્ય શરીરવિષે વિચાર આપી રજોદર્શન તથા ગર્ભાધાનસંબંધી લખી અને સંતાનોત્પત્તિ ન થવામાં અથવા અટકી જવામાં ફક્ત સ્ત્રીનોજ દોષછે એમ ન ધારી બેસતાં ડાકટર પાસે સ્ત્રીપુરૂષ બન્નેએ તપાસ કરાવવાવિષે ભલામણ આપી આ પુસ્તકની સમાપ્તિ કરવામાં આવીછે.

આ ગ્રંથ જવ્હાર સંસ્થાનના મહારાજા સાહેબને અર્પણ કરવામાં આવેલ છે.

---

ઉપરના ગ્રંથો સિવાય તેમણે ફાથરમુલરની બનાવેલ ઇલેક્ટ્રો હોમીયોપેથિકનું ભાષાંતર કરેલું છે જેની કિંમત રૂપિયો ૧ છે. તે ઉપરાંત વિજ્ઞાનવિલાસ, માનવધર્મ, વૈદ્યકલ્પતરૂ વગેરે માસિક પત્રોમાં વૈદ્યકવિષયસંબંધે અવારનવાર તેમના લેખો આવેલા છે.



## ડાકટર પોપટ પ્રભુરામ જે. પી., એલ્. એમ્. એન્ડ એસ્.

એમનો જન્મ સંવત ૧૯૨૩ માં પોરબંદરમાં થયેલ છે. તેઓ જ્ઞાતે પ્રશ્નોરા બ્રાહ્મણ છે. એમણે મેટ્રિક સૂધી અભ્યાસ કર્યાબાદ મેડીકલ લાઇન લીધી અને તેમાં પાસ થઇ એલ્. એમ્. એન્ડ એસ્. ની ડીગ્રી મેળવી છે. હાલ પણ મુંબઇમાં તેઓ એક વૈદ્ય અને ડાકટર તરીકે પોતાનો ધંધો ચલાવેછે.

એમના પિતા રા. રા. પ્રભુરામ જીવણરામ આજ લાંબો વખત થયા મુંબઇમાં તેમજ ઘણાં દેશી સંસ્થાનોમાં એક કુશળ દેશીવૈદ્યતરીકે પ્રસિદ્ધિને પામેલા છે. એમણે પોતાના એ ધંધાને ઘણો સારી રીતે દીપાવ્યોછે. જેને હાલ રા. રા. પોપટભાઇએ ટોચઉપર ચડાવ્યો એમ કહીએ તો તેમાં કંઇ ખોટું નથી. તેઓએ ઇંગ્રેજી વૈદાંની લાઇન લીધા છતાં દેશીવૈદાંને બિલકુલ વિસારેલું નથી. એઓ ડાકટર થયા પછી થોડો વખત વઢવાણ ઠાકોર સાહેબની પાસે રહ્યા હતા અને તે પછી થોડો વખત પોરબંદરમાં ચીફ મેડીકલ ઓફીસરના હોદ્દાપર હતા. પણ તે પછી પોતાના પિતાના આગ્રહથી મુંબઇમાં ચાલતાં પોતાનાં સ્વતંત્ર ખાતામાં જોડાયા. અહીં રહી એમણે પોતાના પિતાની પ્રેરણાથી સર ભાલચંદ્ર કૃષ્ણાની સહાયથી ન્યાયમૂર્તિ મહાદેવ ગોવિંદ રાનાડેના પ્રમુખપણાનીચે આયુર્વેદવિદ્યાલય સ્થાપ્યું અને તે ટકી રહે તે માટે એક ફંડ ખોલ્યું જેમાં રાજારજવાડા અને ગૃહસ્થો તરફથી આજ સુધી યોગ્ય મદદ મળતી રહીછે. આ શાળામાં શિખવા આવનારને યોગ્ય પદ્ધતિસર દેશીવૈદ્યકનો અભ્યાસ કરાવવા માટે ચાર ડાકટરો અને ચાર ઉત્તમ વૈદ્યોની યોજના કરીછે અને વિદ્યાર્થી છેલ્લી પરીક્ષા પસાર કરે ત્યારે તેને भिषग्वर (ઉત્તમ વૈદ્ય) એવી પદવી આપવામાં આવેછે.

મુંબઇમાં મરકી ચાલુ થઇ ત્યારે હેલ્થ આફીસર ડાક્ટર વેરને તેઓ દેશીઓને મરકી બાબતના ઇલાજો લેવામાં આડે ન આવવા તથા સહાયભૂત થવા સમજાવવામાં મદદગાર થયા હતા. જેના પરિણામમાં મ્યુનિસીપાલીટીએ તેમને સારૂં ઇનામ આપ્યું હતું. ઇસ્વી ૧૮૯૮ માં તેઓ ભૂલેશ્વર વિભાગના પ્લેગ કમીટીના પ્રમુખ નીમાયા. એજ વર્ષમાં નામદાર ગવર્નર સાહેબની લેવીમાં હાજર રહેવાનું તેમને આમંત્રણ કરવામાં આવ્યું હતું. ડાકટર હાફકીનની રસી મરકીનો ચોકસ ઇલાજ સિદ્ધ થયેલ હોવા છતાં કેટલાએક આગ્રહી લોકોના અન્યથાવાદથી ભરમાઇને તે ઇલાજનો લાભ લેવાથી દૂર રહેતા લોકોને વિશ્વાસ બેસાડવા એમણે ભરસભામાં બીજા કેટલાએક ગૃહસ્થોની સાથે તે રસી પોતાના શરીરમાં મૂકાવી હતી અને તેમ કરી લોકોને સચ્ચાઇપર દોર્યા હતાં. તે પછી થોડાજ વખતમાં તેમની લોકસેવાથી સંતુષ્ટ થઇ નામદાર સરકારે તેમને "જસ્ટીસ ઑફ ધી પીઝ" નો માનવંતો ખેતાબ આપ્યો. દુકાળના વખતમાં એમણે પક્કા નિશાનબાજ રાણા સરતાનસિંગના આશ્ચર્યકારક નિશાનબાજીના ખેલો નામદાર ગવર્નરના આશ્રયનીચે કરાવી તેમાં થયેલી ઉપજ જૂદાં જૂદાં ધર્મખાતાંઓમાં મોકલાવી હતી. હાલમાં મુંબઇમાં મરણ અને સાંસર્ગિક રોગોની નોંધમાટે દેશીવૈદ્યો પણ સર્ટિફીકેટ આપી શકે એવી હાલના હેલ્થ ઑફીસર ડાકટર ટર્નરની યોજના ઉભી થતાં તેમાં દેશીવૈદ્યો તથા હકીમો તરફથી ડાકટર પોપટભાઇએ આગેવાન ભાગ બજાવ્યોછે. લેખકતરીકે ઉપરનાં પુસ્તકો સિવાય તેમણે મોરબીનાં કુંવરી તથા પોરબંદરનાં રાણી બાશ્રી વખતુબાનું જીવનચરિત્ર લખેલ છે.

---

**સૌભાગ્યવંતાં જયાકુંવર (સંસાર સુખદુ:ખનાં દશ વર્ષ)**— કદ રોયલ બત્રીશ પેજી નવ ફારમ. પૂંઠું કાચું સળંગ છીંટવાળું. કિંમત દશ આના. કર્ત્તા. ડાકટર પોપટ પ્રભુરામ જે. પી., એલ. એમ. એન્ડ એસ.

જામનગરના પ્રખ્યાત સ્વર્ગવાસી વૈદ્યરાજ ઝંડુભટજીના ભાઇ વૈદ્ય જટાશંકરનાં પુત્રી સૌભાગ્યવંતી જયાકુંવર પોતાની એકવીશ વર્ષની યુવાવસ્થામાં સ્વર્ગવાસી થયાં તેનું આ સાસરવાસાનું વૃત્તાંત છે. એ બાઇની પતિભક્તિ, વિદ્યા અને સદ્દગુણોપર સ્નેહ તથા વિપત્તિમાં ધીરજ આ પુસ્તક વાંચવાથી અસરકારક રીતે અંતઃકરણપર છાપ પાડવા સમર્થ બનેછે. એનો જન્મ સં-

વત્ ૧૯૨૪ માં થયો હતો અને મરણ ૧૯૪૫ માં થયું. તેનાં લગ્ન મુંબઇ-નિવાસી પ્રખ્યાત વૈદ્ય પ્રભુરામ જીવણરામના પુત્ર ડાક્ટર પોપટ પ્રભુરામ વેરે થયાં હતાં. લગભગ દશ વર્ષ સંસાર ભોગવી સ્વર્ગવાસ કરતાં તેમના પરિચયમાં આવેલ સર્વ બંધુજનો તેમને માટે એક અવાજે વખાણ કરે એવાં એ બાઇ સુશીલ હતાં.

એક અબળાએ કેવી રીતે વર્તવું જોઇએ અને સુખદુઃખમાં કેવું મન રાખવું જોઇએ તે બાબતનો ધડો આ પુસ્તકપરથી ઘણી સારી રીતે મળી શકે તેવું છે.

---

## ચંદ્રપ્રભા.

ગ્રીષ્મકાળના તીક્ષ્ણતાપથી સંતાપ પામેલાંઓને શાંતિ અને આનંદ આપનારી ચંદ્રપ્રભાસરખી આ **ચંદ્રપ્રભા** ગોળીઓ, ક્રૂર રોગોથી બળતાં અને દિનપરદિન ગળતાં શરીરવાળી સ્ત્રીઓ તેમજ તેવા પુરૂષોના સંતાપને દૂર કરી તેમના રોગોની જડ કહાડી તેઓને શાંતિ અને આનંદ આપેછે.

સ્ત્રીઓ જ્યારે સુવાવડમાંથી કંઇ કંઇ દરદ લઇને ઉઠેછે અને દિવસે દિવસે નબળી પડતી જાયછે ત્યારે તેને આ ગોળીનું સેવન કરાવવું તે ઘણુંજ ફાયદાકારક છે, તેમ રક્તપ્રદરથી હાલહવાલ બની જતી સ્ત્રીઓને માટે પણ આ ગોળીઓ એક સફળ આશીર્વાદસરખી છે.

વળી આ ગોળીઓથી તાજો પ્રમેહ, મૂત્રકૃચ્છ્ર, વધરાવળ અને હરસનો નાશ થવાની સાથે લોહીનું તપવાપણું મટી તેમાં પણ યોગ્ય સુધારો વધારો થાયછે.

**ગોળી ૧૬ ની ડબી ૧ નો રૂપિયો ૧.**



## વૈદ્ય શંકર દાજી શાસ્ત્રીપદે.

એમનો જન્મ શાકે ૧૭૮૮ માં એટલે ઇ. સ. ૧૮૬૬ લગભગમાં થયોછે. પાંચ વર્ષની અવસ્થાએજ એમણે અભ્યાસ શરૂ કર્યો. એઓ મહારાષ્ટ્રીય હોવાથી શરૂવાતમાં મરાઠી ભણવા માંડ્યું. અગિયાર વરસની અવસ્થા થતાં મરાઠી ભાષાનું સારૂં જ્ઞાન મેળવ્યું અને તેની સાથે યજુર્વેદનો કેટલોએક ભાગ મુખપાઠ કર્યો. તે પછી પ્રસિદ્ધ પંડિત મરહુમ ગટ્ટુલાલજીના હાથ નીચે સંસ્કૃત કાવ્ય, વ્યાકરણ અને ન્યાયનું શિક્ષણ લીધું તથા ત્યારબાદ જ્યોતિષ અને વૈદ્યકનું શિક્ષણ પણ મેળવ્યું. સન ૧૮૮૦ માં એમણે "બાલસુમિત્ર" નામનું મરાઠી માસિક કાઢવા માંડ્યું અને તેજ વખતથી વર્તમાનપત્રો અને માસિકોમાં પણ લખાણ કરવા માંડ્યાં. ક્રમે ક્રમે ગુજરાતી ભાષાનો પરિચય પણ થતો ગયો અને તેથી કોઇ કોઇ ગુજરાતી પત્રમાં પણ લખતા હતા.

સભામાં ભાગ લેવો અને સભા સ્થાપવી એવો છંદ એમને મૂળથીજ લાગ્યો હતો. પોતાની આઠ વર્ષની ઉમ્મરે એમણે "બાલાજ્ઞાન ખંડન સભા" સ્થાપી તેમાં વિદ્યાર્થીઓને ભેળા કરવા માંડ્યા. જેમ કેટલોએક વખત સૂધી ચાલુ રહ્યું હતું. આ એક દાખલો લેવા જેવી બાબત છે. સનાતન ભારત ધર્મ મહાપરિષદ્ વગેરે સભાઓ તરફ મૂળથીજ એમનો મોહોટો ઉત્સાહ છે.

સન ૧૮૮૯ ના જુલાઇથી મરાઠી ભાષામાં તેમણે "આર્યભિષક્" નામનું માસિક કહાડવા માંડ્યું. જે મૂળ ઉપરથી ગુજરાતીમાં "આર્યભિષક્" ગ્રંથ બહાર પાડવામાં આવ્યોછે. એઓ ગુજરાતી લોકોને ઉદ્યોગી અને નિરૂપદ્રવી ગણતા હોઇ તેમના તરફ મોટો ભાવ ધરાવેછે અને આર્યવૈદ્યકવિદ્યાથી દેશનું તથા જગતનું મોહ્ટું કલ્યાણ થશે એવો નિશ્ચય કરી તેવા યત્નમાં ચાલુ રહેલા છે.

**આર્યભિષક્**—કદ ડેમી આઠ પેજી એકસો પચ્ચીશ ફારમ, પૂંઠું પાકું ગિલ્ટેડ. કિંમત રૂા. દશ. કર્ત્તા વૈદ્ય શંકર દાજી શાસ્ત્રીપદે.

વનૌષધી ગુણાદર્શ, સુબોધવૈદ્યક, ગોવૈદ્યક, પ્રાણિજ ઔષધી, રસવૈદ્ય, બૃહત્પાકસંગ્રહ તથા અશ્વરોગ પરિજ્ઞાન એ પ્રમાણે સાત પ્રકરણથી બનેલો આ વૈદ્યકગ્રંથ ગુજરાતી ભાષામાંના બીજા વૈદ્યકગ્રંથોમાં અગત્યની જગા લે તેવો છે. વિદેશી વૈદાંની સામે દેશી વૈદું કેવું અને કેટલું મહત્ત્વ ધરાવેછે તે યથાર્થ રીતે સમજવામાટે આવા ગ્રંથો ધ્યાનપર લેવાની જરૂર છે. આ ગ્રંથના પૂર્વાર્દ્ધ તથા ઉત્તરાર્દ્ધ એવા બે વિભાગ પાડેલા છે. પૂર્વાર્દ્ધમાં ફક્ત વનૌષધીગુણાદર્શજ છે અને ઉત્તરાર્દ્ધમાં બાકીનાં બધાં પ્રકરણો આવી જાયછે. પૂર્વાર્દ્ધનું કદ ઉત્તરાર્દ્ધ કરતાં લગભગ સવાગણું મોહોટું છે.

વનૌષધીગુણાદર્શમાં છસો વનસ્પતીઓનું વર્ણન અકારાદિ વર્ણાનુક્રમથી લીધેલું છે. એટલે કે તેનું ઉત્પત્તિસ્થાન, તેની ઓળખાણ, તેના ગુણદોષ તથા તેનો ઉપયોગ એ પ્રમાણે લખવામાં આવેલ છે.

સુબોધવૈદ્યકમાં બાસઠ રોગોનું, નિદાન ચિકિત્સાસહિત વર્ણન કરેલું છે. તે ઉપરાંત વમન, વિરેચન, વાજીકરણ વગેરેના સંબંધમાં પણ તેની આવશ્યકતા તથા ઉપાયસહિત લખેલું છે.

ગોવૈદ્યકમાં ગાયનાં દૂધ, દહીં, માંખણ, છાશ, ઘી, મૂત્ર, છાણ વગેરેના ગુણો તથા ઉપયોગ જણાવેલ છે.

પ્રાણિજ ઔષધીમાં દાંત, શીંગડાં, પીંછાં, વિષ્ટા, કેશ, ચરબી વગેરે દવાતરીકે જે જે ઉપયોગમાં આવેછે તેની સમજ આપવામાં આવીછે.

રસવૈદ્યકમાં ધાતુ, ઉપધાતુનું શોધન, મારણ, ગુણ, ઉપયોગ વગેરે વર્ણવેલ છે.

બૃહત્પાકસંગ્રહમાં પુષ્ટિ આપનારા પાક, અવલેહ, મોદક, મુરબ્બા વગેરે બનાવવાની તથા વાપરવાની રીત આપેલી છે.

અશ્વરોગ પરિજ્ઞાનમાં ઘોડાને થતા રોગ તથા તેના ઉપાયો આપેલાછે.

એ ઉપરાંત વનૌષધીગુણાદર્શની નામવાર અનુક્રમણિકા, ઔષધીયુક્તાયુક્ત વિચાર, ઔષધી લાવવાનો પ્રકાર; ક્વાથ, ચૂર્ણ, ગોળી, હિમ વગેરે કરવાનો પ્રકાર, ઔષધ સેવન કાળ, રોગીની પરીક્ષાનું પ્રકરણ, સાધ્યાસાધ્ય વિચાર તથા છેવટ કઠણ શબ્દોનો કોષ આપવામાં આવ્યોછે. આ પુસ્તક વડોદરાના મહારાજા શ્રીમંત સયાજીરાવને અર્પણ કરવામાં આવ્યુંછે.



## શાસ્ત્રી નારાયણજી મૂળજી.

એમનો જન્મ સંવત ૧૯૧૭ માં જામનગર તાબાના પડધરી ગામમાં થયોછે. શરૂવાતમાં ગુજરાતી અભ્યાસ કરી પોતાના વડિલભાઇ વ્યાસ ભીમજી મૂળજી પાસે થોડો સંસ્કૃત અભ્યાસ કર્યો. સંવત ૧૯૩૨ થી તેઓએ જામનગરના કૈલાસવાસી ધુરંધર પંડિત શાસ્ત્રી કેશવજી મુરારજી પાસે વ્યાકરણ વગેરેનું અધ્યયન કરવા માંડયું. સંવત ૧૯૩૭ ની સાલમાં શાસ્ત્રીજી કેશવજી મુરારજીનો કૈલાસવાસ થવાને લીધે શાસ્ત્રી નારાયણજી વડોદરામાં થોડો વખત કૃષ્ણશાસ્ત્રીજી પાસે રહ્યા. અને તે પછી કાશીમાં જઇ પ્રખ્યાત વિદ્વાન ગંગાધરશાસ્ત્રીજી તથા રામશાસ્ત્રીજી પાસે તેમણે પોતાનો શાસ્ત્રાભ્યાસ આગળ ચલાવ્યો. ત્યાંથી તેઓ સં. ૧૯૪૨ માં દેશમાં આવ્યા. સં. ૧૯૪૫ માં તેઓ લુણાવાડા સંસ્થાનની સંસ્કૃત પાઠશાળાના અધ્યક્ષપદપર નિમાયા. તે પછી લગભગ ત્રણ વર્ષે રાજકોટમાં જામનગરની સંસ્કૃત પાઠશાળાના શાસ્ત્રીની જગા ખાલી પડતાં તેને માટે ઉમેદવાર થયેલા શાસ્ત્રીઓની પરીક્ષા લેવામાં આવી જેમાં શાસ્ત્રી નારાયણજી પ્રથમપદે પસાર થતાં તેઓ જામનગર સંસ્થાનની મુખ્ય સંસ્કૃત પાઠશાળાના શાસ્ત્રીપદપર આવ્યા. હાલ પણ તેઓ એજ જગાપર છે.

---

**વાસવદત્તા (ભાષાંતર)**—કદ ડેમી આરપેજી સત્તર ફારમ, પૂંઠું પાકું. કિંમત રૂપિયો સવા.

સંસ્કૃતભાષામાં ગદ્યબદ્ધ કથાતરીકે કાદંબરીની ગણનામાં આવતો આ લોકપ્રિય સાહિત્યગ્રંથ મહાકવિ સુબંધુનો રચેલો છે. એની અંદરનું વાર્તાવસ્તુ વીર વગેરે અંગભૂત રસોથી દીપી નિકળતા શૃંગારરસવડે તથા શબ્દાલંકારો અને અર્થાલંકારોથી સુશોભિત છે. તેનું આ ગુજરાતી ભાષાંતર પણ એક વિ-

ઠ્ઠાનને છાજે તેવી સાવચેતીથી કરવામાં આવ્યુંછે. તેમાં વાંચનારનો રસપ્રવાહ ન તૂટવાખાતર કેટલાએક અપ્રકૃત ચમત્કારો વગેરે નીચે નોટમાં દર્શાવેલા છે. તેમ કઠિન ભાગની સમજની પણ નોટ આપેલીછે, મૂળ વાર્ત્તા નીચે મુજબ છે.

ચિંતામણિ રાજાના પુત્ર કંદર્પકેતુને સ્વપ્નમાં કોઇ સુંદરી જોવામાં આવતાં તેની શોધને માટે તે પોતાના મિત્ર મકરંદને સાથે લઇ નિકળી પડેછે. રસ્તામાં એક વૃક્ષની નીચે શુકસારિકાના બોલવાપરથી શૃંગારશેખર રાજાની પુત્રી વાસવદત્તાનેજ પોતાના સ્વપ્નમાં જોઇછે એમ ખાત્રી થતાં તે તેના રાજ્યમાં જઇ વાસવદત્તાને મળેછે અને ગુપ્તરીતે તેને લઇ નિકળી જાયછે. વિંધ્યાચળ પર્વતની તળેટીમાં પહોંચી ત્યાં કંદર્પકેતુ નિદ્રાવશ થાયછે અને પાછો જાગેછે ત્યાં વાસવદત્તાને દેખતો નથી તેથી શરીર છોડી દેવા તૈયાર થાયછે પણ તેટલામાં ફરી મા[illegible]પ્તની આશા આકાશવાણી તરફથી મળતાં તે વિચાર છોડી આપેછે થોડા ન[illegible] ફરતાં ફરતાં એક પથ્થરની પુતળી જોઇ જેનો સ્પર્શ કરતાંજ તે વાસવદત્તા બની ગઇ. આ ચમત્કારનું કારણ જ્યારે તેને પૂછવામાં આવ્યું ત્યારે તેણે ખુલાસો કર્યો કે કંદર્પકેતુ સુઇ ગયા પછી તેને માટે ફળવગેરે લેવામાટે તે વનમાં દૂર ગઇ તેવામાં ત્યાં પડેલાં બે સૈન્યો તેને મેળવવામાટે પરસ્પર લડીને નાશ પામ્યાં, છેવટ કોઇ ન રહ્યું. આ લડાઇ થતાં પોતાનો આશ્રમ ખેદાનમેદાન થવાથી ક્રોધાયમાન થયેલા કોઇ મુનિએ પોતાને પથ્થરની પુતળી બની જવાનો શાપ આપ્યો, જેનો અવધિ એવો કરવામાં આવ્યો કે કંદર્પકેતુ તે પુતળીનો સ્પર્શ કરે તે વખતે તે શાપ છૂટી જઇ વાસવદત્તા પોતાના અસલરૂપને પામે. આ પ્રમાણે થતાં કંદર્પકેતુ વાસવદત્તાને મેળવી પોતાની રાજધાનીમાં જઇ સુખી થયો.

---

## સુખી થવાનું સર્વોત્તમ સાધન.

દુનિયાનું કોઇ પણ સુખ રોગી માણસને મળી શકતું નથી અને તેથી નક્કી થાયછે કે નીરોગીપણું એજ સઘળાં સુખોનો આધાર છે. નીરોગી માણસજ સુખી થઇ શકેછે. માટે નીરોગીપણું મેળવવું જોઇએ અને સાચવવું જોઇએ. **આતંકનિગ્રહ** ગોળીઓ નીરોગીપણું મેળવવાનો તેમજ જાળવવાનો ઉત્તમ ઉપાયછે.



## ગોવિંદભાઇ હાથીભાઇ દેશાઇ બી. એ. એલ્. એલ્. બી.

એમનો જન્મ સંવત ૧૯૨૧ માં નડીઆદ ગામમાં થયોછે. તેઓ ન્યાતે પાટીદાર છે. નડીઆદ હાઇસ્કૂલમાં અને મુંબઇ એલ્ફીન્સ્ટન કૉલેજમાં અભ્યાસ કરી તેઓ વડોદરા રાજ્યના ન્યાયખાતામાં જોડાયેલા છે. એમનાં નીચે આપેલાં પુસ્તકો સિવાય પણ તેમણે બેન્જામિન ફ્રાંક્લિનનું જીવન ચરિત્ર, જીંદગીનું સાફલ્ય, ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ, અપકૃત્યનો કાયદો, દીર્ઘાયુષી શી રીતે થવાય! હેલ્પ્સકૃત નિબંધો તથા પૂર્વ તરફના દેશોનો પ્રાચીન સુધારો, એ પ્રમાણે પુસ્તકો કરેલાં છે. જેમાંનાં ઘણાં ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તથા શ્રીમંત ગાયકવાડ સરકારના દેશી કેળવણી ખાતાં તરફથી પ્રસિદ્ધિમાં મૂકવામાં આવ્યાંછે.

---

**ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ**—કદ સુપરરોયલ સોળપેજી એકવીશ ફારમ. પૂંઠું પાકું. કિંમત ૦-૧૨-૦. બાર આના. કર્ત્તા દેશાઇ ગોવિંદભાઇ હાથીભાઇ, બી. એ., એલ્. એલ્. બી.

ઇસ્વીસનનો તેરમો સૈકો કે જેમાં ગુજરાતની પ્રાચીન રાજધાની અણહિલપુરપાટણનો નાશ થયો ત્યાંસુધીનો ગુજરાતનો ઇતિહાસ આ પુસ્તકમાં સમાવવામાં આવ્યોછે અને તેનીજ પ્રસ્તાવનામાં જણાવ્યાપ્રમાણે તે લખવામાં ડાક્ટર ભાઉ દાજી, પંડિત ભગવાનલાલ ઇંદ્રજી, ડાક્ટર બ્યૂલર, ડાક્ટર ફ્લીટ, પ્રોફેસર વિલ્સન, ડાક્ટર કેમ્પબેલ, ડાક્ટર બર્જેસ, મી. પ્રીન્સેપ તથા મી. જેકસન વગેરે વિદ્વાનોએ જૂના શિક્કા, શિલાલેખ અને તામ્રલેખ વગેરે મહાનશ્રમપૂર્વક શોધી જે જાહેરમાં આણ્યાંછે તેનો તેમજ પરદેશી મુસાફરનાં પુસ્તકો, દંતકથાઓ અને પૌરાણિક વાર્ત્તાઓનો આધાર લેવામાં આવ્યોછે.

તેમાં પણ જસ્ટીન, સ્ટ્રેબો અને ટૉલેમી જેવા ગ્રીકગ્રંથકારો, ચીના સાધુ હ્યુએનત્સાંગ જેવા મુસાફરો તેમજ મેરૂતુંગ, રત્નાદિત્ય અને હેમાચાર્ય વગેરેના ગ્રંથો તથા અશોક, રૂદ્રદામા વગેરેના શિલાલેખો; ક્ષત્રપ, ગુપ્ત વગેરેના શિક્કા અને વલભી, ગુર્જર, ચાલુક્ય તથા રાષ્ટ્રકૂટ વગેરેનાં તામ્રપટોપરથી મુંબઇ ગેઝેટીયરને માટે સરકારે તૈયાર કરાવેલો ઇતિહાસ વિશેષ પ્રમાણભૂત ગણવામાં આવ્યોછે.

એ ગ્રંથનાં સોળ પ્રકરણોછે જેમાં ક્રમથી સીમા, વિભાગ અને નામ. પ્રાચીન વિભાગ. પૌરાણિક વાર્તાઓ. મૌર્ય અને ગ્રીક રાજાઓ. ક્ષત્રપ રાજાઓનો અમલ. ત્રૈકૂટ રાજાઓ. ગુપ્ત રાજાઓનો અમલ. વલભી વંશ. ચાલુક્ય રાજાઓનો અમલ. ગુર્જર રાજાઓનો અમલ. રાષ્ટ્રકૂટ રાજાઓ. મહિર અથવા મ્હેર લોકો. ચાવડા વંશ ચાલુક્ય અથવા સોલંકી વંશ. વાઘેલા વંશ. રાજ્યકારભાર, ધર્મ, રીતરીવાજ વગેરે. એ પ્રમાણે વિષયો સમાવી છેવટ પરિશિષ્ટમાં અશોકનો ગિરનાર લેખ સમાવ્યોછે અને તે પછીના સૂચીપત્રમાં અકારાદિ ક્રમથી ગુજરાતના ઇતિહાસમાં આવેલા રાજાઓ અને પ્રસિદ્ધ પુરૂષોનાં નામ તેમનાં કામની ટૂંક નોંધની સાથે આપેલ છે.

પુસ્તકના અંદર જ્યાં જ્યાં બની શક્યુંછે ત્યાં ત્યાં આજુબાજુની હકીકતો મેળવી અમુક નિશ્ચય કરેલો છે અને કેટલેક ઠેકાણે સાધનોના અભાવથી અથવા તો સાધનો છતાં તેની યોગ્ય સંકલનાના અભાવથી અનિર્ણીત બાબતોને લટકતી પણ રાખવી પડીછે.

---

**નીતિશાસ્ત્રનાં મૂળતત્વ ભાગ ૧ લો**—કદ રોયલ અઠારપેજી ચાર ફારમ. પૂંઠું કાચું, છીંટની પટ્ટીવાળું. કિંમત ૦-૪-૦ ચાર આના. કર્ત્તા દેશાઇ ગોવિંદભાઇ હાથીભાઇ, બી. એ. એલ્. એલ્. બી.

મૂળ ઇંગ્રેજીમાં મિસિસ ચાર્લ્સ બ્રેએ રચેલું તેપરથી ગુજરાતીમાં લખવામાં આવ્યુંછે. એમાં ઘણી સારી પદ્ધતિથી તેર પાઠ સમાવેલા છે જેમાં નીચે પ્રમાણે બાબતો છે.

આપણે એકલા રહી શકીએ નહિ. જીવન અને પ્રીતિ. ઘર અને પ્રીતિ. ઘર અને કર્ત્તવ્ય. બાળકનું પહેલું કર્ત્તવ્ય. બાળપણ. અંતઃકરણની આજ્ઞા સત્ય.

અંતઃકરણની આજ્ઞા પ્રમાણિકપણું અને ન્યાયબુદ્ધિ. આદરબુદ્ધિ અને સ્વાભિમાન.

આ પ્રમાણે આપેલ બાબતોમાં કેટલાએક સરલ અને સાદા દાખલાઓ રમુજની સાથે શીખામણ આપે એવી રીતે દાખલ કરવામાં આવ્યા છે અને દરેક પાઠની છેવટમાં પાઠમાંના મુદ્દાઓ મગજમાં બરાબર ઠસાવવા માટે તે સંબંધી પ્રશ્નો મૂકવામાં આવ્યાછે.

---

**નીતિશાસ્ત્રનાં મૂળતત્વ ભાગ ૨ જો**—કદ રોયલ અઢારપેજી સાત ફારમ. પૂંઠું કાચું, છીંટની પટ્ટીવાળું. કિંમત ૦-૬-૦ છ આના. કર્ત્તા દેશાઇ ગોવિંદભાઇ હાથીભાઇ, બી. એ. એલ્. એલ્. બી.

મૂળ ઇંગ્રેજીમાં મિસિસ ચાર્લ્સ બ્રેએ રચેલું તે પરથી ગુજરાતીમાં લખવામાં આવ્યુંછે. એમાં નીચેની બાબતો સત્તર પાઠોમાં સમાવવામાં આવીછે.

મનુષ્યજાતરૂપી કુટુંબ. સામાજિક કર્ત્તવ્ય. સામાજિક જરૂરીઆત. પ્રમાણિકપણાથી કામ કરવાની ટેવ. જનસમાજને માટે આપણે શું કરવું જોઇએ ? આપણું કામ કરતાં પ્રાણીઓની સાથે આપણે કેવી રીતે વર્ત્તવું જોઇએ ? આપણી સાથે રહેતાં અને આપણો ખોરાક અને લુગડાં પૂરાં પાડતાં પ્રાણીઓપ્રત્યે આપણાં કર્ત્તવ્ય. સરકાર અને સ્વતંત્રતા. દેશાભિમાન. અનિષ્ટ ટાળવાને ઇષ્ટ ઉપાય. સત્યકૃત્યોનું અજરામરત્વ. સૃષ્ટ પદાર્થસાથે આપણો સંબંધ. અને સૃષ્ટિનાં અદૃશ્ય કારણસાથે આપણો સંબંધ ; આ બધી બાબતોમાં પણ પહેલા ભાગની પેઠે કેટલાએક સરલ અને સાદા દાખલાઓ રમુજની સાથે શીખામણ આપે એવી રીતે દાખલ કરવામાં આવ્યાછે. અને દરેક પાઠની છેવટમાં પાઠમાંના મુદ્દાઓ વાંચનારના મગજમાં બરાબર ઠસાવવા માટે તે સંબંધી પ્રશ્નો મૂકવામાં આવ્યાછે.

છેવટના પ્રકરણમાં પ્રખ્યાત નીતિજ્ઞ અને ધર્મજ્ઞ પુરૂષોનાં સદ્વૃત્તિને ઉત્તેજન આપે એવાં જે મહાવાક્યો મૂકવામાં આવ્યાંછે તે ખરેખર મુખપાઠ અને મનન કરવા જોગ હોવાથી તેમાંથી જુજ મહાવાક્યો અમો નીચે આપીએ છીએ.

પેગમ્બર ઇશુખ્રીસ્ત કહેછે કે "જેમનું અંતઃકરણ નિર્મળ છે તેમને ધન્ય છે."

અશોકના લેખમાં લખેલુ છે કે "જે માણસના વિચાર હમેશ શુદ્ધ હોયછે, જેને દ્વેષ એ શું તેની ખબર હોતી નથી, જે પોતાનું આયુષ પવિત્રપણે ગાળેછે, જેના અંતઃકરણમાં પ્રાણીમાત્રપર દયા રહેલીછે અને જે ડહાપણથી, મમતાથી, નમ્રતાથી અને ખરા અંતઃકરણથી બોલ બોલેછે તે મનુષ્યના અંતઃકરણમાં સદા ઇશ્વર વાસ કરેછે એમ સમજવું.

પ્રસિદ્ધ ગ્રીક તત્વવેત્તા સોક્રેટિસને અથેન્સના ન્યાયાધીશે જ્યારે દેહાંતશિક્ષા ફરમાવી ત્યારે તે બોલ્યો કે "પ્રમાણિક માણસને આ લોકમાં અથવા પરલોકમાં મારા શા હાલ થશે, એવિષે ભય રાખવાને કાંઇ પણ કારણ રહેતું નથી.

સેનેકા નામનો રોમન તત્વવેત્તા કહેછે કે "માણસ બીજાનું ભલું કરે તો તેથી તેનું પોતાનું પણ ભલું થાયછે."

પ્રસિદ્ધ રોમન વક્તા સિસેરો લોકોને હમેશ એવો ઉપદેશ કરતો કે "તમે તમારા જાતિભાઇઓઉપર દયા કરો, તમારા વર્તનથી બીજાઓને કેવું લાગશે તેનો વિચાર કરી હમેશ ચાલો, વૃદ્ધ માણસોપ્રત્યે સહનશીલતા બતાવો, બાળકો પ્રત્યે પ્રીતિ બતાવો."

ચીન દેશમાં થઇ ગયેલો સાધુપુરૂષ મેન્શિયસ પોતાના શિષ્યોને એવો બોધ કરતો કે "મનુષ્યે અંતઃકરણમાં દયા રાખવી અને હમેશ ન્યાયથી ચાલવું. આપણી શ્રેષ્ટ મનોવૃત્તિઓ પ્રફુલ્લિત કરવી એ સ્વર્ગવાસજ છે."

પેગમ્બર મહમદ આજ્ઞા કરેછે કે "દુષ્ટ વાસનાઓનો ત્યાગ કરો, ખરૂં બોલો, તમારૂં વચન પાળો અને તમારા પડોશી અને સગાં વહાલાંઓને ઉપયોગી થાઓ."

પ્રસિદ્ધ અંગ્રેજ તત્વજ્ઞાની બેકન એક ઠેકાણે લખી ગયોછે કે "મનમાં હમેશ સદ્વાસના રાખવી, ઇશ્વરપર ભરોંસો રાખવો અને સત્યમાર્ગે ચાલવું એ આ લોકમાંજ સ્વર્ગસુખ ભોગવવાસરખું છે.

પ્રાચીન હિંદુગ્રંથોમાં પરમેશ્વરનું સર્વવ્યાપકપણું બતાવનારાં અનેક વચનો છે—

एको देवः सर्वभूतेषु गूढः । सर्वव्यापी सर्वभूतांतरात्मा ॥

વગેરે.

**ઘરમાં રમવાની રમતો**—કદ રૉયલ અઢારપેજી ચાર ફારમ. પૂંઠું કાચું, છીંટની પટ્ટીવાળું. કિંમત ૦-૪-૦ ચાર આના. કર્તા દેશાઇ ગોવિંદભાઇ હાથીભાઇ બી. એ. એલ્. એલ્. બી.

મેરી હ્વાઇટના અંગ્રેજીપરથી ગુજરાતીમાં લખવામાં આવ્યુંછે. કામથી થાકેલા મગજને આરાએશ મળવાના સાધનરૂપે રમુજ આપનારી પચ્યાસ સરલ રમતો, તેની રીત અને સમજુતી સાથે આ ગ્રંથમાં બતાવવામાં આવીછે. એમાં જે રમતોવિષે લખવામાં આવ્યુંછે તે રમતોમાં જોઇતાં સાધનો પણ બહુજ સરલ અને સહેલાઇથી મળી શકે તેવાં છે.

---



# કેશવજી વિશ્વનાથ ત્રિવેદી.

એમનો જન્મ સંવત ૧૯૧૫ માં કાઠિયાવાડમાં આવેલા ધ્રોળ નામના ગામનીઅંદર થયોછે. તેઓ જ્ઞાતે શ્રીમાળી બ્રાહ્મણ છે. પોતાની ચાર વર્ષની ઉમ્મરમાંજ પિતાનો સ્વર્ગવાસ થવાથી માતાના હાથનીચે ઉછરી સાતમે વર્ષે ગામઠી નિશાળમાં ગુજરાતી અભ્યાસ શરૂ કર્યો અને ત્યારબાદ સરકારી નિશાળમાં કામચલાઉ અભ્યાસ કરી ટૂંક પગારથી સ્કૂલમાં આસિસ્ટંટતરીકે રહ્યા. તેમણે ઇંગ્રેજી બે ચોપડીસૂધીનો અભ્યાસ કર્યો પણ નોકરીના સબબથી તે ઝાઝો વખત ચાલી શક્યો નહિ, પરંતુ ગુજરાતી અભ્યાસ તો તેમણે ખાનગીમાં ચાલુ રાખ્યો અને નોકરી પણ સારી કરી દેખાડતાં અધિકારીઓએ સંતોષ પામી તેમને સરપદડ ગામમાં મેહેતાજીની જગાએ નીમ્યા. તેઓ સન ૧૮૭૮ માં ટ્રેન થયા અને ત્યાર પછી લોઢયા, અમરાપુર, જાંબુડા અને મોટા દડવામાં મળી અગિયાર વર્ષસૂધી એક સ્કૂલમાસ્તરતરીકે કામ કર્યું. જે જે ગામમાં તેઓ રહ્યા ત્યાં ત્યાં તેમની રહેણીકરણી આગળ પડતી અને લોકપ્રિયતા મેળવે તેવી હતી. સન ૧૮૮૩ માં જામનગરમાં સ્થપાયેલી શ્રીમાળીશુભેચ્છક સભામાં એમનો મુખ્ય હાથ હતો અને શ્રીમાળીશુભેચ્છક માસિકમાં પણ એમનો શ્રમ હતો. આ વખતથી એમણે ગ્રંથકર્ત્તાતરીકેની જીંદગી શરૂ કરી. થોડો વખત વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજીના ખાતાસાથે તેઓ જોડાયા હતા. ત્યારબાદ તેમણે અમદાવાદખાતે રહી પુસ્તકો બહાર પાડવાનું શરૂ કર્યું. એમનાં પુસ્તકોને ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તથા ગાયકવાડ કેળવણીખાતાતરફથી સારો આશ્રય મળ્યોછે.

---

**કન્યાવિક્રયનિષેધદર્શક**—કદ રોયલ સોળપેજી ચાર ફારમ. પૂંઠું કાચું. કિંમત ૦-૪-૦ ચાર આના. કર્ત્તા રા. રા. કેશવજી વિશ્વનાથ ત્રિવેદી.

દીકરીના દોકડા લેવાનો વધી પડેલો કુચાલ ઉંચાં કુળોને પણ નીચપંક્તિપર લાવી મૂકેછે, ધર્મનું સત્યાનાશ કહાડેછે અને જીંદગીને નિંદાપાત્ર કરેછે છતાં તે કેટલીએક જ્ઞાતિઓમાં વધારેનેવધારે જડ ઘાલતો જાયછે એવું જોઇ તેના અટકાવમાટે આ પુસ્તક પ્રગટ કરવામાં આવ્યુંછે. જે દરેક કન્યાના માવતરે વાંચી પોતાની ફરજ ધ્યાનપર લેવી જોઇએ. યથાર્થ કન્યાદાનથી કેવું ઉત્તમ ફળ મળેછે અને કન્યાનો વિક્રય કરવાથી કેટલી બધી હાનિ અને કેટલું બધું પાપ છે એ મુખ્ય બાબતને અંગે બીજી પણ તેને લગતી કેટલીક ઉપયોગી બાબતો આ પુસ્તકમાં દર્શાવીછે. ઠેકાણે ઠેકાણે પ્રતિષ્ઠિત ગણાતા સંસ્કૃતગ્રંથોમાંથી પ્રમાણભૂત શ્લોકો આપેલા છે તેમજ ગુજરાતી કવિતાઓ અને અસરકારક દૃષ્ટાંતો આપી પુસ્તક નાનું છતાં લોકોપયોગી બનાવવા યત્ન કરવામાં આવેલો છે.

---

**ચરિત્રચંદ્રિકા (ભાગ ૧ લો)**—કદ રોયલ બારપેજી સત્તર ફારમ. પૂંઠું પાકું, ગિલ્ટેડ. કિંમત રૂ. ૨–૮–૦ અઢી. કર્ત્તા રા. રા. કેશવજી વિશ્વનાથ ત્રિવેદી.

આર્યાવર્તમાં થઇ ગયેલ મહાપુરૂષોનાં લગભગ સવાસો નાનાં મોટાં ઉપદેશક ચરિત્રો આ પુસ્તકમાં સમાવવામાં આવ્યાંછે. તીવ્રબુદ્ધિવાળી એક નાચી નામની સ્ત્રીનું ચરિત્ર પણ છે. આવી રીતે સંખ્યાબંધ અસાધારણ મનુષ્યની હકીકત સંગ્રહ કરી દાખલો લેવા વાસ્તે ગુર્જરપ્રજાના હાથમાં મૂકવામાં આવેલ છે. ધર્મ, નીતિ, ભક્તિ, તપ, શૌર્ય, વિદ્યાભ્યાસ વગેરે ગ્રાહ્ય ગુણોનો ઉત્કર્ષ તથા અધર્મ, અનીતિ, નાસ્તિકપણું, વિષયલાલસા, બાયલાપણું તથા વિદ્યાવિહીનપણું વગેરે અગ્રાહ્ય ગુણોનો અપકર્ષ અંતઃકરણમાં પ્રવેશ કરે તોજ ઉત્તમ મનુષ્યત્વ પામી શકાયછે અને તેટલામાટે અવતારી, ભક્તિમાન, તપસ્વી, વ્યવહારવેત્તા, શૂરવીર અને વિદ્વાન મહાપુરૂષોનાં ચરિત્રો આપણે વખતોવખત વાંચવાં જોઇએ તેની સાથે ક્ષુદ્ર, નાસ્તિક, બાયલા અને મૂર્ખ માણસની જીંદગી કેવા સંજોગોમાં પસાર થાયછે તે પણ ધ્યાનબહાર રાખવું જોઇએ નહિ. કારણ કે તે જાણવાથી પણ તેવી જીંદગી આપણી ન થાય તેને માટે સાવચેત રહેવાનો ઉપદેશ મળેછે. આમાં કોઇ કોઇ તેવા પુરૂષને પણ લીધાછે અને તે વાજબી કર્યુંછે. કોઇ ખાડામાં પડેલા માણસને સડકઉપર ચડવા વાસ્તે મન

ઉપર સડકપર ચડવાનું સુખ અને ખાડામાં પડી રહેવાનું દુઃખ એ બન્ને વિષય ધ્યાનપર આપવા જરૂરના છે. તેમજ ઉચ્ચવર્ત્તન મેળવવામાં તે મેળવવાની લાલસા થાય એટલા માટે તેવાં વર્ત્તનવાળાના દાખલા તથા માઠા પરિણામ-વાળા અધમ વર્ત્તનપર તિરસ્કાર ઉપજાવવા માટે તેવાં વર્ત્તનવાળાના પણ દા-ખલા આપવા જોઇએ અને તેમ થાય ત્યારેજ સાધારણબુદ્ધિના માણસપર તેની સચોટ અસર થાયછે.

આ પુસ્તકમાં આવેલા શ્રીરામ, શ્રીકૃષ્ણ વગેરે અવતારી પુરૂષો. નારદ, વસિષ્ઠ, અગસ્ત્ય, વાલ્મીકિ વગેરે મહામુનિઓ. પાણિનિ, પતંજલિ વગેરે સ-મર્થ વિદ્વાનો. પુરૂરવા, અંબરીષ વગેરે મહાન ભૂપો. શંકર, વલ્લભ વગેરે ધર્મપ્રવર્ત્તકો. હરિશ્ચંદ્ર, નળ વગેરે સત્યવાદી રાજાઓ તથા જરથોસ્ત, મુસા વગેરે આર્યાવર્ત્તબહારના ધર્મપ્રવર્ત્તકોનાં ચરિત્રો ઉપદેશ આપનાર તથા કેટલા-એક ચમત્કારિક દાખલા દલીલોથી અસરકારક છે. આ ગ્રંથ ભુજના મહારાજા શ્રી ખેંગારજી સવાઇ બહાદૂરને અર્પણ કરવામાં આવેલ છે.

---

**સતીમંડળ (ભાગ ૧ લો)**—કદ રોયલ બારપેજી આડત્રીશ ફારમ. પૂંઠું પાકું, ગિલ્ટેડ. કિંમત રૂા. ૨–૮–૦ અઢી. કર્ત્તા રા. રા. કેશવજી વિશ્વ-નાથ ત્રિવેદી.

સીતા, દમયંતી, સાવિત્રી, તારામતી, અહલ્યા, સુકન્યા, સુલોચના વગેરે છોંતેર સતી સ્ત્રીઓનાં ઉપદેશક આખ્યાનો આ પુસ્તકની અંદર સમાવવામાં આવ્યાંછે. મીરાંસરખી ભક્તિવાળી તથા દુર્ગાવતીસરખી શૂરી સ્ત્રીઓનાં ચ-રિત્રો ખરેખર મનોવેધક છે. કેવળ ઘરસંસારની ખરાબીમાંજ ખુંચી રહે-નારી અને તેથીજ ઘરસંસારનો શુદ્ધ આનંદ નહિ લઇ શકનારી હાલના જ-માનામાં જોવામાં આવતી ઘણીખરી સ્ત્રીઓએ આ પુસ્તક નિત્યપાઠ કરવા જોગ છે. કેમકે તેથી ખરૂં સ્ત્રીત્વ એ શું ચીજ છે અને તેની કેવી અને કેટલી મહત્તાછે એ તેણીઓના ધ્યાનમાં આવે તેમ છે. પુરૂષોએ પણ વાંચી વાકેફ થવું જોઇએ કે કેવા કેવા અલૌકિક અને અસાધારણ ગુણો ધરાવનારી સ્ત્રીઓ આપણા કે પારકા દેશમાં થઇ ગઇછે. તેણીઓએ પોતાના ઘરસંસારને તેમજ સમગ્રસંસારને કેવો દીપાવ્યો હતો. તે ઉપરથી પોતાની પુત્રી વગેરેને કેવા ધ્યાનથી સુશિક્ષણ આપવું જોઇએ વગેરે ઉપદેશ અને ધડો આ પુસ્તકઉપરથી લઇ શકાય તેવું છે.

દીકરીના દોકડા લેવાનો વધી પડેલો કુચાલ ઉંચાં કુળોને પણ નીચપંક્તિપર લાવી મૂકેછે, ધર્મનું સત્યાનાશ કહાડેછે અને જીંદગીને નિંદાપાત્ર કરેછે છતાં તે કેટલીએક જ્ઞાતિઓમાં વધારેનેવધારે જડ ઘાલતો જાયછે એવું જોઇ તેના અટકાવમાટે આ પુસ્તક પ્રગટ કરવામાં આવ્યુંછે. જે દરેક કન્યાના માવતરે વાંચી પોતાની ફરજ ધ્યાનપર લેવી જોઇએ. યથાર્થ કન્યાદાનથી કેવું ઉત્તમ ફળ મળેછે અને કન્યાનો વિક્રય કરવાથી કેટલી બધી હાનિ અને કેટલું બધું પાપ છે એ મુખ્ય બાબતને અંગે બીજી પણ તેને લગતી કેટલીક ઉપયોગી બાબતો આ પુસ્તકમાં દર્શાવીછે. ઠેકાણે ઠેકાણે પ્રતિષ્ઠિત ગણાતા સંસ્કૃતગ્રંથોમાંથી પ્રમાણભૂત શ્લોકો આપેલા છે તેમજ ગુજરાતી કવિતાઓ અને અસરકારક દૃષ્ટાંતો આપી પુસ્તક નાનું છતાં લોકોપયોગી બનાવવા યત્ન કરવામાં આવેલો છે.

---

**ચરિત્રચંદ્રિકા (ભાગ ૧ લો)**—કદ રોયલ બારપેજી સત્તર ફારમ. પૂંઠું પાકું, ગિલ્ટેડ. કિંમત રૂ. ૨-૮-૦ અઢી. કર્તા રા. રા. કેશવજી વિશ્વનાથ ત્રિવેદી.

આર્યાવર્ત્તમાં થઇ ગયેલ મહાપુરૂષોનાં લગભગ સવાસો નાનાં મોટાં ઉપદેશક ચરિત્રો આ પુસ્તકમાં સમાવવામાં આવ્યાંછે. તીવ્રબુદ્ધિવાળી એક નાચી નામની સ્ત્રીનું ચરિત્ર પણ છે. આવી રીતે સંખ્યાબંધ અસાધારણ મનુષ્યની હકીકત સંગ્રહ કરી દાખલો લેવા વાસ્તે ગુર્જરપ્રજાના હાથમાં મૂકવામાં આવેલ છે. ધર્મ, નીતિ, ભક્તિ, તપ, શૌર્ય, વિદ્યાભ્યાસ વગેરે ગ્રાહ્ય ગુણોનો ઉત્કર્ષ તથા અધર્મ, અનીતિ, નાસ્તિકપણું, વિષયલાલસા, બાયલાપણું તથા વિદ્યાવિહીનપણું વગેરે અગ્રાહ્ય ગુણોનો અપકર્ષ અંતઃકરણમાં પ્રવેશ કરે તોજ ઉત્તમ મનુષ્યત્વ પામી શકાયછે અને તેટલામાટે અવતારી, ભક્તિમાન, તપસ્વી, વ્યવહારવેત્તા, શૂરવીર અને વિદ્વાન મહાપુરૂષોનાં ચરિત્રો આપણે વખતોવખત વાંચવાં જોઇએ તેની સાથે ક્ષુદ્ર, નાસ્તિક, બાયલા અને મૂર્ખ માણસની જીંદગી કેવા સંજોગોમાં પસાર થાયછે તે પણ ધ્યાનબહાર રાખવું જોઇએ નહિ. કારણ કે તે જાણવાથી પણ તેવી જીંદગી આપણી ન થાય તેને માટે સાવચેત રહેવાનો ઉપદેશ મળેછે. આમાં કોઇ કોઇ તેવા પુરૂષને પણ લીધાછે અને તે વાજબી કર્યુંછે. કોઇ ખાડામાં પડેલા માણસને સડકઉપર ચડવા વાસ્તે મન

ઉપર સડકપર ચડવાનું સુખ અને ખાડામાં પડી રહેવાનું દુઃખ એ બન્ને વિષય ધ્યાનપર આપવા જરૂરના છે. તેમજ ઉચ્ચવર્ત્તન મેળવવામાં તે મેળવવાની લાલસા થાય એટલા માટે તેવાં વર્ત્તનવાળાના દાખલા તથા માઠા પરિણામવાળા અધમ વર્ત્તનપર તિરસ્કાર ઉપજાવવા માટે તેવાં વર્ત્તનવાળાના પણ દાખલા આપવા જોઇએ અને તેમ થાય ત્યારેજ સાધારણબુદ્ધિના માણસપર તેની સચોટ અસર થાયછે.

આ પુસ્તકમાં આવેલા શ્રીરામ, શ્રીકૃષ્ણ વગેરે અવતારી પુરૂષો. નારદ, વસિષ્ઠ, અગસ્ત્ય, વાલ્મીકિ વગેરે મહામુનિઓ. પાણિનિ, પતંજલિ વગેરે સમર્થ વિદ્વાનો. પુરૂરવા, અંબરીષ વગેરે મહાન ભૂપો. શંકર, વલ્લભ વગેરે ધર્મપ્રવર્ત્તકો. હરિશ્ચંદ્ર, નળ વગેરે સત્યવાદી રાજાઓ તથા જરથોસ્ત, મુસા વગેરે આર્યાવર્ત્તબહારના ધર્મપ્રવર્ત્તકોનાં ચરિત્રો ઉપદેશ આપનાર તથા કેટલાએક ચમત્કારિક દાખલા દલીલોથી અસરકારક છે. આ ગ્રંથ ભુજના મહારાજા શ્રી ખેંગારજી સવાઇ બહાદૂરને અર્પણ કરવામાં આવેલ છે.

---

**સતીમંડળ (ભાગ ૧ લો)**—કદ રોયલ બારપેજી આડત્રીશ ફારમ. પૂંઠું પાકું, ગિલ્ટેડ. કિંમત રૂા. ૨–૮–૦ અઢી. કર્ત્તા રા. રા. કેશવજી વિશ્વનાથ ત્રિવેદી.

સીતા, દમયંતી, સાવિત્રી, તારામતી, અહલ્યા, સુકન્યા, સુલોચના વગેરે છોંતેર સતી સ્ત્રીઓનાં ઉપદેશક આખ્યાનો આ પુસ્તકની અંદર સમાવવામાં આવ્યાંછે. મીરાંસરખી ભક્તિવાળી તથા દુર્ગાવતીસરખી શૂરી સ્ત્રીઓનાં ચરિત્રો ખરેખર મનોવેધક છે. કેવળ ઘરસંસારની ખરાબીમાંજ ખુંચી રહેનારી અને તેથીજ ઘરસંસારનો શુદ્ધ આનંદ નહિ લઇ શકનારી હાલના જમાનામાં જોવામાં આવતી ઘણીખરી સ્ત્રીઓએ આ પુસ્તક નિત્યપાઠ કરવા જોગ છે. કેમકે તેથી ખરૂં સ્ત્રીત્વ એ શું ચીજ છે અને તેની કેવી અને કેટલી મહત્તાછે એ તેણીઓના ધ્યાનમાં આવે તેમ છે. પુરૂષોએ પણ વાંચી વાકેફ થવું જોઇએ કે કેવા કેવા અલૌકિક અને અસાધારણ ગુણો ધરાવનારી સ્ત્રીઓ આપણા કે પારકા દેશમાં થઇ ગઇછે. તેણીઓએ પોતાના ઘરસંસારને તેમજ સમગ્રસંસારને કેવો દીપાવ્યો હતો. તે ઉપરથી પોતાની પુત્રી વગેરેને કેવા ધ્યાનથી સુશિક્ષણ આપવું જોઇએ વગેરે ઉપદેશ અને ધડો આ પુસ્તકઉપરથી લઇ શકાય તેવું છે.

સતીઓનાં ચરિત્રો પછી સ્ત્રીસદ્વર્તન, બાળરક્ષણ, બાળશિક્ષણ, આયુષ વધારવાનો ઉપાય, માબાપનો બાળકપ્રત્યે ધર્મ અને ઘરવ્યવસ્થા વગેરે ઉપયોગી વિષયો કે જે સ્ત્રીઓએ જાણવા જરૂરના છે તેનું સારૂં વિવેચન આપેલું છે. બાળકોની સ્થિતિ સુધરવી અગર બગડવી, ઘરનાં તમામ માણસોની તબીયત સચવાવી અગર લથડી જવી વગેરે બાબત સ્ત્રીઓના કબજામાંજ રહેલી ગણી શકાયછે. કારણ કે ખોરાકની ચીજો, ઘરની સ્વચ્છતા અને પાણી વગેરે જે જીવનનાં મુખ્યતત્વો ગણાયછે તે સાચવવાના કામપર ઇશ્વરે સ્ત્રીવર્ગનેજ નિર્માણ કરેલ છે.

સ્ત્રીઓને ઉપયોગી ગુજરાતી ગરબીઓ રસીલી અને બોધદાયક છે તથા છેવટ પ્રાચીન–અર્વાચીન સ્ત્રીઓમાં જે તફાવત બતાવવામાં આવ્યોછે તેપર દરેક સ્ત્રીપુરૂષે લક્ષ આપવા જેવું છે. આ પુસ્તક ભુજના મહારાવશ્રીના પ્રાઇવેટ સેક્રેટરી રા. રા. છોટાલાલ સેવકરામને અર્પણ કરવામાં આવ્યુંછે.

## શ્રીકૃષ્ણચરિત્ર.

**કદ ડેમી આઠપેજી સાઠ ફારમ, કિંમત રૂપિયા બે.**

ઇશ્વરાવતાર શ્રીકૃષ્ણના ચરિત્રનું નિરૂપણ કરનાર આ પુસ્તકમાં આવેલી કંસના પૂર્વજન્મની હકીકત, શ્રીકૃષ્ણજન્મ, પૂતનાવધ ; શકટાસુર, વત્સાસુર, બકાસુર, અઘાસુર, ધેનુકાસુર વગેરેનો નાશ, કાલિય નાગનું દમન, પ્રલંબાસુરનો નાશ, અગ્નિપાન, ગોવર્ધન યજન, કદંબક્રીડા, ધનુર્ભંગ, કુવલયાપીડનું મરણ, કંસનો ધ્વંસ, જરાસંધ અને કાળયવનના ઉગ્ર ઉદ્યોગો, રૂક્મિણીનું હરણ, સત્યભામાની પ્રાપ્તિ, સ્વયંવરો, નરકાસુરનો નાશ, પારિજાત [illegible] ભનો વધ, પ્રભાવતીનું પાણિગ્રહણ, ભાનુમતી વિવાહ, નિકુંભને [illegible] નંદ, જરાસંધ અને શિશુપાળનો નાશ તથા પાંડવોની સ[illegible] રસ આપનારી અને બોધદાયક બાબતો વાંચનારને એક[illegible] [illegible]ા કરી મૂકેછે.



## શાહ મોતીલાલ મનસુખરામ.

એમનો જન્મ ઇસ્વી. ૧૮૫૭ના એપ્રીલમાસમાં અમદાવાદજીલ્લાના વિશલપુર ગામમાં થયોછે. તેમની બાલ્યાવસ્થામાં ત્યાં કોઇ ગામઠી નિશાળ પણ નહિ હોવાથી તેમણે પોતાના પિતાપાસે શરૂવાતનું કંઇ જ્ઞાન મેળવી થોડા વખત પછી ત્યાંથી અર્ધાગાઉઉપર આવેલા કાસંદરા ગામની નિશાળમાં ભણવાનું ચાલુ કર્યું, પણ તેવી રીતે હમેશ દૂર જવાઆવવાની અગવડને લીધે થોડાજ વખતમાં એ ગોઠવણ રદ કરી ખાનગી અભ્યાસ કરવા માંડયો અને ૧૮૭૬ માં અમદાવાદ ટ્રેનિંગ કોલેજની પ્રવેશક પરીક્ષામાં પાસ થયા. થોડાજ વખતમાં મોટી રેલ આવવાથી તેમની મોટી મિલકત નાશ પામી તેથી પોતાના ગુજરાનમાટે જૈનશાસ્ત્રોની કોપીઓ ઉતારવાનો ધંધો ચલાવવો પડયો. આ ધંધો ચલાવતાં તેમણે કવિતા કરવાનું જ્ઞાન મેળવ્યું અને તે પછી ક્રમે ક્રમે વિદ્યાનો શોખ વધતો જતાં સારા સંસ્કારને લીધે તેમણે સ્વતંત્ર પુસ્તકો રચી બહાર પાડ્યાં. એમનાં પુસ્તકો પ્રસાદ ગુણવાળાં છે. નીચે આપેલાં ત્રણ પુસ્તકો સિવાય તેમણે શરૂવાતમાં એક નવું ઓખાહરણ રચી બહાર પાડયું હતું. ૧૮૯૯ ના માર્ચથી એમણે " જૈનહિતેચ્છુ " નામના માસિકની શરૂવાત કરી.

---

**પ્રાણીહિંસા અને પ્રાણીખોરાક નિષેધક**—કદ ડેમી બારપેજી બાર ફારમ. પૂંઠું કાચું, છીંટની પટ્ટીવાળું. કિંમત સાત આના. કર્તા શાહ મોતીલાલ મનસુખરામ.

પ્રાણીવર્ગ વર્ણન, હિંસાનિષેધ વર્ણન, પ્રાણીખોરાક અથવા માંસભક્ષણનિષેધ વર્ણન તથા હિંસા અને માંસભક્ષણ નહિ કરવા વિષે હિંદુ, મુસલમાન, પારસી અને ખ્રીસ્તી ધર્મશાસ્ત્રોનાં પ્રમાણો તથા ડાકટરો અને કવિઓના

સતીઓનાં ચરિત્રો પછી સ્ત્રીસદ્વર્ત્તન, બાળરક્ષણ, બાળશિક્ષણ, આયુષ વધારવાનો ઉપાય, માબાપનો બાળકપ્રત્યે ધર્મ અને ઘરવ્યવસ્થા વગેરે ઉપયોગી વિષયો કે જે સ્ત્રીઓએ જાણવા જરૂરના છે તેનું સારૂં વિવેચન આપેલું છે. બાળકોની સ્થિતિ સુધરવી અગર બગડવી, ઘરનાં તમામ માણસોની તબીયત સચવાવી અગર લથડી જવી વગેરે બાબત સ્ત્રીઓના કબજામાંજ રહેલી ગણી શકાયછે. કારણ કે ખોરાકની ચીજો, ઘરની સ્વચ્છતા અને પાણી વગેરે જે જીવનનાં મુખ્યતત્વો ગણાયછે તે સાચવવાના કામપર ઇશ્વરે સ્ત્રીવર્ગનેજ નિર્માણ કરેલ છે.

સ્ત્રીઓને ઉપયોગી ગુજરાતી ગરબીઓ રસીલી અને બોધદાયક છે તથા છેવટ પ્રાચીન-અર્વાચીન સ્ત્રીઓમાં જે તફાવત બતાવવામાં આવ્યોછે તેપર દરેક સ્ત્રીપુરૂષે લક્ષ આપવા જેવું છે. આ પુસ્તક ભુજના મહારાવશ્રીના પ્રાઇવેટ સેક્રેટરી રા. રા. છોટાલાલ સેવકરામને અર્પણ કરવામાં આવ્યુંછે.

---

## શ્રીકૃષ્ણચરિત્ર.

**કદ ડેમી આઠપેજી સાઠ ફારમ, કિંમત રૂપિયા બે.**

ઇશ્વરાવતાર શ્રીકૃષ્ણના ચરિત્રનું નિરૂપણ કરનાર આ પુસ્તકમાં આવેલી કંસના પૂર્વજન્મની હકીકત, શ્રીકૃષ્ણજન્મ, પૂતનાવધ; શકટાસુર, વત્સાસુર, બકાસુર, અઘાસુર, ધેનુકાસુર વગેરેનો નાશ, કાલિય નાગનું દમન, પ્રલંબાસુરનો નાશ, અગ્નિપાન, ગોવર્ધન યજન, કદંબક્રીડા, ધનુર્ભંગ, કુવલયાપીડનું મરણ, કંસનો ધ્વંસ, જરાસંધ અને કાળયવનના ઉગ્ર ઉદ્યોગો, રૂક્મિણીનું હરણ, સત્યભામાની પ્રાપ્તિ, સ્વયંવરો, નરકાસુરનો નાશ, પારિજાત હરણ, વજ્રનાભનો વધ, પ્રભાવતીનું પાણિગ્રહણ, ભાનુમતી વિવાહ, નિકુંભનો નાશ, વાસુદેવ અને નંદ, જરાસંધ અને શિશુપાળનો નાશ તથા પાંડવોની સહાયતા વગેરે અપૂર્વ રસ આપનારી અને બોધદાયક બાબતો વાંચનારને એકાગ્રવૃત્તિમાં વિરામ પામતો કરી મૂકેછે.



## શાહ મોતીલાલ મનસુખરામ.

એમનો જન્મ ઇસ્વી. ૧૮૫૭ના એપ્રીલમાસમાં અમદાવાદજીલ્લાના વિશલપુર ગામમાં થયોછે. તેમની બાલ્યાવસ્થામાં ત્યાં કોઇ ગામઠી નિશાળ પણ નહિ હોવાથી તેમણે પોતાના પિતાપાસે શરૂવાતનું કંઇ જ્ઞાન મેળવી થોડા વખત પછી ત્યાંથી અર્ધાગાઉઉપર આવેલા કાસંદરા ગામની નિશાળમાં ભણવાનું ચાલુ કર્યું, પણ તેવી રીતે હમેશ દૂર જવાઆવવાની અગવડને લીધે થોડાજ વખતમાં એ ગોઠવણ રદ કરી ખાનગી અભ્યાસ કરવા માંડયો અને ૧૮૭૬ માં અમદાવાદ ટ્રેનિંગ કોલેજની પ્રવેશક પરીક્ષામાં પાસ થયા. થોડાજ વખતમાં મોટી રેલ આવવાથી તેમની મોટી મિલકત નાશ પામી તેથી પોતાના ગુજરાનમાટે જૈનશાસ્ત્રોની કોપીઓ ઉતારવાનો ધંધો ચલાવવો પડયો. આ ધંધો ચલાવતાં તેમણે કવિતા કરવાનું જ્ઞાન મેળવ્યું અને તે પછી ક્રમે ક્રમે વિદ્યાનો શોખ વધતો જતાં સારા સંસ્કારને લીધે તેમણે સ્વતંત્ર પુસ્તકો રચી બહાર પાડ્યાં. એમનાં પુસ્તકો પ્રસાદ ગુણવાળાં છે. નીચે આપેલાં ત્રણ પુસ્તકો સિવાય તેમણે શરૂવાતમાં એક નવું ઓખાહરણ રચી બહાર પાડયું હતું. ૧૮૯૯ ના માર્ચથી એમણે " જૈનહિતેચ્છુ " નામના માસિકની શરૂવાત કરી.

---

**પ્રાણીહિંસા અને પ્રાણીખોરાક નિષેધક**—કદ ડેમી બારપેજી બાર ફારમ. પૂંઠું કાચું, છીંટની પટ્ટીવાળું. કિંમત સાત આના. કર્ત્તા શાહ મોતીલાલ મનસુખરામ.

પ્રાણીવર્ગ વર્ણન, હિંસાનિષેધ વર્ણન, પ્રાણીખોરાક અથવા માંસભક્ષણનિષેધ વર્ણન તથા હિંસા અને માંસભક્ષણ નહિ કરવા વિષે હિંદુ, મુસલમાન, પારસી અને ખ્રીસ્તી ધર્મશાસ્ત્રોનાં પ્રમાણો તથા ડાકટરો અને કવિઓના

અભિપ્રાય; આ પ્રમાણે આ ગ્રંથમાં ચાર પ્રકરણો પાડવામાં આવ્યાંછે. પ્રાણીવર્ગનું વર્ણન કરી તેમાં પ્રાણીની હિંસા કરવી એ માણસાઇ નથી એમ બીજા પ્રકરણમાં સિદ્ધ કર્યુંછે. જે જે બહાનાં આગળ ધરીને હિંસા કરવામાં આવેછે તે કેટલાંબધાં તકલાદી છે તથા માણસાઇખવાસથી કેટલાંબધાં વેગળાં છે તે તેમાં બતાવવામાં આવ્યુંછે. ત્રીજા પ્રકરણમાં માંસભક્ષણ કેટલુંબધું નુકસાનકારક તથા માંસના ખોરાક કરતાં વનસ્પતીનો ખોરાક કેવો ફાયદાકારક છે તે જણાવી છેવટના પ્રકરણમાં મહાભારત, ભાગવત, મનુસ્મૃતિ, ભગવદ્‌ગીતા, વિષ્ણુપુરાણ, પરાશરસ્મૃતિ, સૂયગડાંગસૂત્ર, ઉત્તરાધ્યયનસૂત્ર, આઇનઅકબરી, કુરાન, શાહનામું, ઇજસ્ને, જરથોસ્તનામું, બાઇબલ, હુસીયા વગેરે પ્રમાણભૂત ગણાતા ધર્મગ્રંથોના તથા પ્રખ્યાત વિદ્વાનો અને કવિઓના હિંસા તથા માંસભક્ષણ નહિ કરવા વિષેના મતો ટાંકી બતાવ્યાછે, જે બહુ મનન કરવાજોગ છે.

---

**શબ્દાર્થ કોશ**—કદ રોયલ બારપેજી નવ ફારમ. પૂંઠું કાચું, છીંટની પટ્ટીવાળું. મૂળ કિંમત બાર આના. ઘટાડેલી કિંમત છ આના. કર્તા શાહ મોતીલાલ મનસુખરામ.

"નર્મકોશ" અને "ગુજરાતી શબ્દસંગ્રહ" માં નહિ આવેલા ૧૪૦૦ ચૌદસો શબ્દોનો સંગ્રહ આ પુસ્તકમાં કરવામાં આવ્યોછે. દરેક શબ્દનું વ્યાકરણ તથા તેની સમજ સારી રીતે અને છૂટથી આપવામાં આવેલ છે. કેટલેક ઠેકાણે તે તે શબ્દનો ઉપયોગ કેવી રીતે થયેલો છે તે બતાવવા અને તેમ કરી તે અર્થની મજબૂતી કરવા ભાષામાં ચાલતી કહેવતો પણ દાખલ કરીછે. એમાંના ઘણાખરા શબ્દો ગુજરાતના તમામ ભાગમાં નહિ પણ ખાસકરીને અમુક અમુક ભાગમાં વપરાશમાં આવેછે. ભાષાનું મહત્ત્વ જાળવી રાખવામાટે એવો પ્રયાસ અગત્યનો છે.

---

**સદુપદેશમાળા**—કદ ડેમી બારપેજી સત્તર ફારમ. પૂંઠું કાચું, છીંટની પટ્ટીવાળું. મૂળ કિંમત બાર આના. ઘટાડેલી કિંમત છ આના. કર્તા શાહ મોતીલાલ મનસુખરામ.

આ પુસ્તકમાં સત્યનો જય, સત્સંગ કુસંગનાં ફળ, સંપ કુસંપનાં ફળ, ક્રોધનું ચંડાળપણું, અભિમાનીના હાલ, સત્ય અને અસત્યનો પ્રભાવ, લોભ અને કપટનાં કરતુકો, વ્યભિચારમાં વિપત્તિ અને શીલમાં સુખ, ચોરીમાં ચપટ, ભલાનું ભલું અને ભૂંડાનું ભૂંડું, ફુલણજીની ફજેતી, કરકસર, ઉપજ કરતાં ખપત વધવાથી આવતી ખોટ તથા જમપુરીમાં લઇ જવાનું ભાતું ધર્માચરણ. એ પ્રમાણે અતિ અગત્યની ચૌદ બાબતોપર દૃષ્ટાંતરૂપે ચૌદ વાર્તાઓ સમાવવામાં આવીછે. આ વાર્તાઓ સાદી ઢપછપની હોવા છતાં સચોટ મુદ્દાઓવાળી અને ખરેખર અસરકારક છે. લોકોમાં નીતિ ફેલાવવાનો ઉદ્દેશ વધારે ફત્તેહમંદીસાથે તરત પાર પડે એવી જાતની આ પુસ્તકની રચના છે.

---



## ઝવેરી દુર્લભજી ત્રિભુવનદાસ.

એમનો જન્મ પોરબંદરમાં સંવત ૧૯૩૫ માં થયોછે. નાનપણથીજ સભા વગેરેનો તેમનામાં શોખ પ્રગટી નિકળેલો છે. તેમણે પોતાની પંદર વર્ષની વયે પોતાને ઘેર સુબોધપ્રકાશ ડીબેઇટીંગ સોસાઇટી સ્થાપી તેમાં આવતા મેમ્બરોની સાથે ભાષણની તાલીમ લેવા માંડી હતી. પોતે જ્યારે અંગ્રેજી સાતમા ધોરણમાં આવ્યા ત્યારે તે સભા બંધ કરી સ્કૂલમાં માસ્તરો અને વિદ્યાર્થીઓની સભામાં સેક્રેટરી થયા હતા. પોતાની સોળ વર્ષની ઉમ્મરથી અવકાશવિલાસ વગેરે પત્રોમાં પોતાનાં લખાણો આપવાં તેમણે શરૂ કર્યાં.

નીચે જણાવેલાં પુસ્તકો સિવાય જૈનના આચારંગસૂત્રનું ભાષાંતર તેમણે કરી રાખ્યુંછે તથા જીવનસાર્થક નામનો મોટો ગ્રંથ લખવો પણ શરૂ કર્યોછે.

મુંબઇસમાચાર, કાઠિયાવાડટાઇમ્સ, સયાજીવિજય, વાર્ત્તાવારિધિ, આર્યધર્મપ્રકાશ, ઔદીચ્યહિતેચ્છુ, મકરંદ, વૈદ્યકલ્પતરૂ, વિચારચંદ્રોદય તથા બુદ્ધિપ્રકાશમાં એમના લેખો આવેલા છે. તે ઉપરાંત તેઓ "રાજપત્રિકા" ના સબએડિટર નિમાયેલ છે.

---

**આર્યબંધુઓ! જાગૃત થાઓ**—કદ રોયલ ચારપેજી. કિંમત કંઇ પણ લખવામાં આવી નથી. કર્ત્તા ઝવેરી દુર્લભજી ત્રિભુવનદાસ.

આ નિબંધમાં બાળલગ્નના હાનિકારકપણાવિષે બોધદાયક શૈલીથી આર્યોને જાગૃત કરવા જોસવાળો છતાં ભાષાવિવેકની હદ નહિ ઓળંગી ગયેલો યોગ્યવિચાર દર્શાવવામાં આવેલો છે. લખાણ વાંચીને મનન કરવા લાયક છે.

---

**અર્વાચીન આર્યો અને તેમના આચારવિચાર**—કદ રોયલ બારપેજી છ ફારમ. કિંમત આઠ આના. કર્ત્તા ઝવેરી દુર્લભજી ત્રિભુવનદાસ.

આ નિબંધમાં હાલના બ્રાહ્મણો કેવી અવદશા ભોગવેછે? રાજાપ્રજા-વચ્ચે શી રીતિ ચાલેછે? સત્યનું કેવું સત્યાનાશ વળી ગયુંછે? વ્યભિચારનો વધારો કેટલોબધો થઇ પડયોછે? વ્યભિચારમાં ધર્મસંબંધી, વ્યવહારસંબંધી તથા શરીરસંબંધી કેટલુંબધું નુકસાન સમાયેલું છે? ધર્મપરથી આસ્થા કેટલે દરજ્જે ઉઠી ગઇછે? પાયમાલીમાં પટકી પૂરા કરનાર કુસંગનું બળ કેટલુંબધું વધી પડયુંછે? બીજાને થતાં દુઃખ અને નુકસાનતરફ કેવી બેદરકારી દેખાડ-વામાં આવેછે? કુસંપે ઘરેઘર પોતાની કેવી જડ ઘાલીછે? અજિતેંદ્રિયપણું કેવું આક્રમણ કરી ગયેલછે? બાળલગ્ને કેવો કેર વર્ત્તાવ્યોછે? સ્ત્રીધર્મ કેવો સંતાવા લાગ્યોછે? કેળવણીની કેટલીબધી જરૂરછે અને ચાલતી કેળવણીનો કેવો ઉપયોગ કરવામાં આવેછે? તથા આળસથી કેવી અધમ દશા આવેછે? આ બધી બાબતોપર ટૂંકામાં સારી ખુબીથી લખેલું છે. ભાષા સરલ અને સંસ્કારવાળી છે. છેવટના ભાગમાં ભણતર તે શું અને ભણીને શું કરવું? તથા શિક્ષકોનું કર્ત્તવ્ય એ બે વિષય શાસ્ત્રી શંકરલાલ માહેશ્વરના પુસ્તકમાંથી ટાંકેલા છે. લીધેલી બાબતની પુષ્ટિમાં સ્થળે સ્થળે કવિ નર્મદાશંકર વગેરેની ગુજરાતી કવિતાઓ તથા સંસ્કૃત શ્લોકો અને ઇંગ્રેજી આધારવાકયો બોધદાયક અને રસપ્રદ છે. બાબત દરેક માણસને અવશ્ય વાંચવાયોગ્ય છે. આ નિબંધ "રાજપત્રિકા" પેપરના પ્રયોજક રા. રા. ગણપતરામ ઉત્તમરામ ભટ્ટને અ-ર્પણ કરેલછે.

---

**મધનું એક બિંદુ ( પ્રથમ ખંડ )**—કદ રોયલ બત્રીશપેજી પાંચ ફારમ. કિંમત બે આના. કર્ત્તા ઝવેરી દુર્લભજી ત્રિભુવનદાસ.

વૈરાગ્યરત્નાકર નામના જૈનગ્રંથમાં પ્રભવા નામના ચોરને સંસારની અસ્થિરતા બતાવવા આ મધના બિંદુનો દાખલો આપેલો છે. એમાં એક મુ-સાફર હાથીની બીકથી નાસેછે. હાથી પાછળ દોડેછે. મુસાફર નાસતાં નાસતાં એક વૃક્ષપર ચડી જવાની ધારણાથી તેની નીચે જાયછે ત્યાં અચાનક તે પા-સેના કુવામાં પડી જાયછે. દૈવયોગે તેની અંદર લટકી રહેલી એક ડાળીથી તે નીચે પડતો બચી જાયછે. હાથી તે ડાળીને હચમચાવેછે તથા એક કાળો અને બીજો ધોળો ઉંદર તેના મૂળને ખાધા કરેછે. બીજી તરફથી તે કુવાના ચારે ખૂણામાંથી ચાર સર્પો તે મુસાફરને કરડવા નજીક આવતા જાયછે. કુ-

વાને તળીયે એક મોટો અજગર ડાચું ફાડી પડેલો છે. અને તે ડાળીમાં એક મધપોડું હતું તેપરથી માંખીયો ઉડી ઉડી તેને શરીરે ચટકા ભરતી હતી. તો પણ તે મુસાફર પેલા પોડામાંથી મધનું એક એક ટીપું પોતાના મોંઢામાં પડવાથી તેમાં એટલોબધો લુબ્ધ થઇ ગયો કે બધા ભયોને તેણે બાજુએ મૂકી દીધા. થોડીવારમાં ધોળા ઘોડાપર બેઠેલો એક મુસાફર ત્યાં આવી ચડયો. તેને જોઇ હાથી નાસી ગયો. તેણે આ મુસાફરને બહાર કાઢવા પોતાપાસેની દોરીથી તે ડાળી ખેંચવા માંડી પણ મુસાફર પેલા મધબિંદુમાં એટલોબધો લુબ્ધ થઇ ગયો હતો કે તે પેલા મદદગારને જરા જરા થોભવાનું કહી રોકી રાખવા લાગ્યો. તેટલામાં પેલા ઉંદરોએ તે ડાળીનું મૂળ કાપી નાખતાં તે મુસાફર નીચે અજગરના મોંમાં ત્રુટી પડયો.

મુસાફર તે જીવ. કૂવો તે દુનિયા. હાથી તે કાળ. આધારની ડાળી તે આવરદા. ધોળોકાળો ઉંદર તે દિવસ અને રાત. સર્પો તે કામક્રોધ વગેરે તથા અજગર તે નરક. અને ધોળો ઘોડો તે ધર્મ અને સ્વાર તે સદ્ગુરૂ. મધબિંદુ તે વિષયરસ. જુવો મધબિંદુથી કેવી દશા થાયછે ?

પીઠિકાતરીકે ઉપરનો દાખલો આપી આજકાલ જુવાનીયાઓમાં વધી પડેલા પરસ્ત્રીસંગ તથા અતિ સ્ત્રીસંગસંબંધે ઉપદેશાત્મક લખવામાં આવેલું છે. કામ કેવો નકામ છે તેવિષે શાસ્ત્રીજી શંકરલાલ માહેશ્વરના પુસ્તકમાંનું કેટલુંક લખાણ ટાંકવામાં આવેલું છે. સ્વસ્ત્રીનું સેવન કરવામાં પણ નિયમિતપણું રાખવામાટે ઘણું સારૂં વિવેચન આપવામાં આવેલું છે. જેમાં વૈદકસંબંધી પણ આધાર લેવામાં આવ્યોછે. પરસ્ત્રીસેવન કરવામાં પૈસા, શરીર અને આબરૂને પણ નુકસાન પહોંચેછે તે બાબત છેવટમાં એક ખરો બનેલો દાખલો આપવામાં આવ્યોછે.

એકંદર પુસ્તક બહુજ ઉપયોગી છે. ભાષા સરસ છે. તેમાંની કવિ નર્મશંકર વગેરેની કવિતાઓ પણ રસિક છે. ઘણાએક ઉપયોગી શ્લોકો મૂકવામાં આવ્યાછે જે અવશ્ય મુખપાઠ કરવાજોગ છે.

આ પુસ્તક પવિત્રપુરૂષો અને સતીસ્ત્રીઓને અર્પણ કરવામાં આવ્યુંછે.



## ભટ્ટ ચતુર્ભુજ માણકેશ્વર.

એમનો જન્મ સંવત ૧૯૨૯ માં ઇડર તાબે બડોલી ગામમાં થયેલ છે. એમના પિતા માણકેશ્વરભટ્ટમાં કંઇ કંઇ કાવ્ય કરવાની શક્તિ હોવાથી તે વારસારૂપે મળવાને લીધે અને કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઇના લાંબી મુદતના પરિચયને લીધે તેઓ કેટલેક દરજ્જે શીઘ્ર કવિતા પણ કરી શકેછે.

પોતાની ૧૭ વરસની ઉમ્મરે એમણે શૂરવીર રામસિંહ નામનું પુસ્તક લખ્યું; તે જોઇ કવીશ્વર દલપતરામે એમના ભવિષ્યમાટે સારૂં મત ઉચ્ચાર્યું હતું.

આ પુસ્તકો સિવાય બીજાં કેટલાંએક પુસ્તકોમાં તેમની કવિતાઓ આવેલી છે. એમની રીતભાત સરલ અને સાદી છે.

---

**પદ્મકુમારી (પ્રથમ ભાગ)**—કદ ડેમી બારપેજી અઢાર ફારમ. પૂંઠું પાકું, છીંટની પટ્ટીવાળું. કિંમત બાર આના. કર્ત્તા ભટ્ટ ચતુર્ભુજ માણકેશ્વર.

કન્યાવિક્રય કરી લક્ષાધિપતિ થઇ પડવાની લાલચ રાખનારા રાક્ષસો કેવા નીચ વિચારો ધરાવનારા હોયછે, પરિણામમાં કેવા પસ્તાવામાં પડેછે, કેવી સ્થિતિએ પહોંચેછે તથા પોતાના સંતાનનાં કેવાં સંકટોના કારણરૂપ બનેછે? વિદ્યાની સાથે વૈર રાખનારા અને સદ્ગુણોને સંકટરૂપ સમજનારા, મહામૂઢ તથા હીનવિચારોરૂપ કાદવમાંજ રચીપચી રહેલા કુલીનકીડાઓ કેવાં કેવાં કૂરકર્મો કરેછે? એક સુશિક્ષિત ઉછરતા જુવાનનું અને સુશિક્ષિત ઉછરતી કુમારિકાનું વર્ત્તન કેવું હોયછે? નિમકહલાલ નોકરની પ્રમાણિકતા અને નોકરી છોડ્યાપછી પણ મૂળ માલેકના નામપર તેમજ તેનાં કુટુંબીઓપર મ-

મતા કેવી હોયછે? સન્મિત્રો કેવા હોયછે? ડુબાવનારા દોસ્તો કેવા હોયછે? શાહાણી સાહેલીઓ કેવી હોય છે? લોકોના જાનમાલની પાયમાલી કરનાર બારવટીયાઓ શૂર, વીર અને ધીર છતાં કેવાં પાપો, કેવી નિંદા, કેવા ધિક્કાર અને કેવાં પરિણામનું પાત્ર બનેછે! દુનિયામાં ચાલતા પશુવ્યવહારને પરસ્પરનો પ્રેમ એવું નામ આપવામાં કેવડી મોટી ભૂલ થાયછે? વિદ્યામૂલક પવિત્ર પ્રેમનું સ્વરૂપ કેવું હોયછે? વગેરે વગેરે અતિઉત્તમ વિષયોની માહિતી આ નાટકરૂપ લેખમાંથી અસરકારક રીતે મળેછે.

પદ્મકુમારી નામની એક સુશિક્ષિત કન્યાને તેના લોભી અને મૂર્ખ અબોધશંકર નામના કાકાએ જીવરામ નામના કુલીન ગણાતા એક નીચ અને ભ્રષ્ટ પુરૂષ સાથે પરણાવવાનો પ્રપંચ રચ્યો, પણ પદ્મકુમારીના અંતઃકરણે પોતાનાજ યોગ્ય એ સુશિક્ષિત ભાનુશંકર નામના સદ્‌ગુણસંપન્ન સત્પુરૂષસાથે પવિત્રપ્રેમ જોડી દીધેલો હોવાથી જીવરામપર તેને રૂચિ થઇજ નહિ. પ્રપંચી જીવરામે પદ્મકુમારીનું હરણ કર્યું. જંગલમાં જીવરામ વગેરેને ઝાડ સાથે બાંધી મદનસિંહ નામના પવિત્ર દેખાતા એક ક્ષત્રિય બારવટીયાએ પદ્મકુમારીને પોતાના કબજામાં લઇ તેને વશ્ય કરવાની પેરવી કરી. પદ્મકુમારીની દૃઢતાથી તે ક્રૂરકર્મ કરનાર તેને જીવથી મારવા તૈયાર થયેલ તેટલામાં પદ્મકુમારીના પિતાનો સન્મિત્ર શિવાનંદ બ્રહ્મચારી ત્યાં આવ્યો. એ પ્રથમથી એ બારવટીયાસાથે કંઇ સત્કાર્યના હેતુથીજ મળી જઇ તેનો વિશ્વાસુ થયેલ હોવાથી મદનસિંહે તેના ભરોંસાપર પદ્મકુમારીને મૂકી. મદનસિંહ બહાર જતાં તે એ કુમારિકાને લઇ ત્યાંથી ચાલી નિકળ્યો. રસ્તામાં કેટલીક વેદાંતસંબંધી ચર્ચા ચાલતી હતી તેટલામાં ભાનુશંકર કે જે પદ્મકુમારીની શોધમાટેજ નિકળી પડયો હતો તેના બારવટીયાના હાથથી મરણ પામવાના સમાચાર મળ્યા. અમૃતસરોવરમાં વિષનો ઝરો એકાએક પ્રગટી નિકળ્યો. શિવાનંદ બ્રહ્મચારીએ તેને શાંતરસથી ભરેલો બોધ આપવા માંડયો. આમ અધૂરે આ પ્રથમ ભાગની બે અંકની સાથે સમાપ્તિ થાયછે.

લેખ પરિપક્વ અને સંસ્કૃતના સંપૂર્ણ સંસ્કારવાળોછે. એમાં આપેલા વિચારો શિથિલતાવગરના છે, કવિતાઓ સંસ્કૃતકવિતાઓની પેઠે ક્યાંક ક્યાંક ઉત્તમ ચમત્કાર દર્શાવેછે.

---

**શૂરવીર રામસિંહ**—કદ રેયલ સોળપેજી સોળ ફારમ, પૂંઠું કાચું, છીંટની પટ્ટીવાળું. કિંમત રૂા. ૦-૧૨-૦ બાર આના. કર્ત્તા ભટ્ટ ચતુર્ભુજ માણકેશ્વર.

સ્વદેશાભિમાનને ઉત્તેજિત કરવામાટે રચાયેલી આ કલ્પિત વાર્ત્તા છે. અણજીતપુરના રાજા કિશોરસિંહે મોજમજામાં આળસુ અને બેદરકાર બની એક વિશ્વાસ નહિ રાખવાજોગ હલકા માણસના બોલવાપરથી પોતાના ખરા મિત્ર રામસિંહને કઠણ વચનો સંભળાવતાં તે ત્યાંથી નિકળી ગયો. પાછળથી રાજ્યમાં અંધેર ચાલ્યું અને શત્રુઓએ તે શહેર જીતી લઇ કિશોરસિંહને કેદ કર્યો. એ ખબર રામસિંહને પડતાં તેણે જીવને જોખમે પણ કિશોરસિંહને છોડાવ્યો અને પછી મોટું લશ્કર ભેગું કરી પોતાના પરાક્રમથી તેને પાછો અણજીતપુરનો રાજા બનાવ્યો. આમાં ઘણાંખરાં ઉત્તમપાત્રોની સ્વદેશને માટે જે લાગણી દર્શાવવામાં આવીછે તે સ્તુતિપાત્ર છે. લખાણની શૈલી સારા સંસ્કારવાળી તેમ ગુજરાતી કવિતાઓ પણ સારા ભાવવાળી અને ઝડઝમકવાળી છે. રાજાની પ્રજાપ્રત્યે પ્રીતિ તથા પ્રજાની રાજાપ્રત્યે પ્રીતિ શું કામ કરેછે તે આ પુસ્તક વાંચવાથી જોવામાં આવેછે. એમાં ચિત્રકાવ્યના કેટલાએક સારા નમુનાઓ આપવામાં આવ્યાછે.

---



## રા. રા. લક્ષ્મણસિંહ વરવાજી યાદવ.

એમનો જન્મ સંવત ૧૯૨૫ માં ઇડરમાં થયોછે. એમણે ઇડરમહારાજાના આશ્રયથી રાજકોટમાં ઇંગ્રેજી અભ્યાસ કર્યો. તે પછી કેટલેક વખતે ચિત્તવૃત્તિપર જૂદા જૂદા અંકુરો આવી છેવટ પુસ્તકો લખવાનો અંકુર સજ્જડ ચોટયો અને તેથી તેમણે થોડાજ વખતમાં ઇચ્છનકુમારી નામે એક પુસ્તક લખ્યું. જે કંઇ કારણથી છપાયાવગરજ પડી રહ્યું. ત્યાર બાદ નીચે બતાવેલું સૃષ્ટિસૌંદર્ય પુસ્તક તૈયાર કર્યું. એ પુસ્તક સિવાય એમના તરફથી "મદનચંદ્ર નવનીતકળા" એ નામનું એક બીજું પુસ્તક પણ તૈયાર થયેલું છે.

---

**સૃષ્ટિસૌંદર્ય**—કદ રોયલ બારપેજી સત્તર ફારમ. પૂંઠું કાચું, છીંટની પટ્ટીવાળું. કિંમત રૂપિયો એક. કર્ત્તા રા. રા. લક્ષ્મણસિંહ વરવાજી યાદવ.

એના પ્રથમ દર્શનમાં કુમુદસુંદરીને તે ધન્યવાદ, આશ્વાસન કે ઠપકો? એ બાબતપર લખવામાં આવ્યુંછે એટલે કે સરસ્વતીચંદ્રમાંના કુમુદસુંદરીના કંઇ કંઇ સંબંધવાળા જૂદાં જૂદાં પ્રકરણના એકવીશ ફકરાઓપર અવલોકન કરતાં તેમાંથી દેખાતી તેની તે તે મનોવૃત્તિ ધન્યવાદને પાત્ર જણાઇ ત્યાં ધન્યવાદ આપી, આશ્વાસનને પાત્ર જણાઇ ત્યાં આશ્વાસન આપી તથા આર્યનીતિપરની સચોટ પ્રીતિ નિભાવતાં ઠપકાને પાત્ર દેખાઇ ત્યાં ઠપકો આપી પોતાના અભિપ્રાયનું પ્રકટન કર્યુંછે.

બીજા દર્શનમાં કાદંબરીમાંના બાર ફકરાઓપર હૃદયમાં ધન્યવાદ વગેરેના ઉઠેલા ઉર્મિઓ બતાવેલા છે.

ત્રીજા દર્શનમાં ખરા પ્રેમનો ચિતાર આપતાં દાખલાતરીકે પરસ્પરના સદ્‌ગુણોથી સ્નેહસંબદ્ધ થયેલ જોડું અવિવાહિત દશામાં છૂટું પડતાં પાછ-

જથી તે કન્યાના માબાપ રીવાજપ્રમાણે તેનાં બીજે લગ્ન કરી દેછે. ધર્મ અને નીતિની મૂર્તિરૂપ તે સુંદરી જેની સાથે પરણી તેને પરમેશ્વરરૂપ ગણવા લાગી. એક પળ પણ ભ્રષ્ટવિચારના વમળમાં ન પડી, પરંતુ પૂર્વપરિચિત પરાકાષ્ઠાનો પ્રેમ યાદ આવતાં મનની ઉભરાઇ જતી વૃત્તિને શાંત કરવા અશક્ત નિવડી. છૂટા પડેલા પ્રેમીની પણ એજ દશા થઇ. છેવટ એક સ્થળે તેઓ પરસ્પર નેત્રથી અને વાણીથી મળતાં, છૂટા પડવાની પહેલ કરનાર પુરૂષ અપાર પશ્ચાત્તાપ પામી પ્રેમનો ભોગ બની તેજ વખત હૃદય ફાટી પડતાં મરણ પામ્યો. આ અસરકારક પ્રેમના સહન ન થઇ શકે એવા વેગે તે સુંદરીની પણ એજ સ્થાને એજ દશા કરી. આ સુબદ્ધ અને અસરકારક વર્ણનવાળા વિષયને સ્નેહથી વિભિન્ન થયેલાં હૃદય એવું નામ આપેલુંછે.

છેવટમાં પરચુરણ વિષયો લેવામાં આવ્યાછે. જેવા કે ૧ **પ્રાસ્તાવિકમાં** ઇશ્વરનું સ્વરૂપ તથા તે સંબંધે ન્યાય, મીમાંસા, સાંખ્ય, યોગ, વૈશેષિક અને વેદાંત એ શાસ્ત્રોના મુખ્ય સિદ્ધાંતરૂપ ટૂંકાં વાક્યો, ૨ માનવના ભિન્ન ભિન્ન પ્રકારના અભિલાષમાં, એક ક્ષુદ્ર અંતઃકરણ કેવી કેવી ઉમેદો બાંધેછે તે બતાવતાં ઉત્તમ અંતઃકરણે કેવી ઉમેદોને અવકાશ આપવાનોછે તે પણ લીધેલ છે. ૩ બ્રાહ્મણ અને ક્ષત્રિય વચ્ચેના સંવાદમાં, ક્ષત્રિયની, તે સાથે બ્રાહ્મણની અને બીજાઓની પણ નિર્માલ્ય દશાનું દર્શન કરાવ્યુંછે. ૪ નેપોલીયનનું મહાવાક્ય "અશક્ય કાંઇ નથી" એમાં પુરૂષાર્થપ્રશંસા કરેલી છે. ૫ ઐક્ય, એ આ ગ્રંથકર્ત્તાએ ઇડરની આર્યધર્મનીતિસભામાં આપેલું ભાષણ છે, એમાંની બાબત તેના નામપરથીજ ધ્યાનમાં આવે તેવી છે. ૬ આર્યબેરીસ્ટર, પુરાણીબાવા અને આપ્ત એમાં મૂર્ત્તિસંબંધે આસ્તિક, નાસ્તિક અને તત્વજ્ઞોના મતો ટૂંકમાં દર્શાવેલ છે. ૭ શ્રીરામને બે બોલ, એમાં સંસારના મુસાફરને શિખામણ આપીછે કે દુનિયાના બાહ્ય આડંબરમાં અંજાઇ જા નહિ. ૮ ભક્તિ, એમાં ભક્તિનું સ્વરૂપ તથા તેનો યોગમાં સમાવેશ થાયછે એમ જણાવેલ છે. ૯ પ્રાણાયામ, એમાં તેથી થતા સાંસારિક અને પારમાર્થિક લાભો બતાવેલા છે અને તેના પ્રકાર સંબંધી શાસ્ત્રોનાં પ્રમાણો આપેલ છે. ૧૦ મી. કાઉસેની ઇચ્છા (ઇંગ્રેજી). ૧૧ પોપનો એકાંતવાસ (ઇંગ્રેજી). ૧૨ પાશ્ચિમાત્યદેશસ્થ સ્નેહીપ્રતિ આપ્ત કથન (ઇંગ્રેજી). એઓમાં તેમના નામપરથી સ્ફુરિત થતી બાબતોજ આપેલીછે. ૧૩ વેદપ્રતિપાદિતસનાતનધર્મરહસ્ય, એમાં અહિંસા, સત્ય, વિવેક તથા ચોરી અને વ્યભિચારનો ત્યાગ વગેરે સામાન્ય નીતિ બતાવેલી છે. ૧૪ પ્રારબ્ધ અને

કર્મ, એમાં એમના સંબંધમાંજ ટૂંક ઇસારા છે. ૧૫ અદ્વૈતસિદ્ધાંત, એમાં વેદાંતસિદ્ધાંતમાં આગળ વધવામાટે ઉપયોગી થઇ પડે તેવાં તેની પરિભાષાને બતાવતાં ૩૯૧ ટૂંકાંટૂંકાં વાક્યો આપેલાંછે. ૧૬ સપ્તભૂમિકા, એમાં જીવન્મુક્તિ મેળવવામાં એક પછી એક આવતી શુભેચ્છા, વિચાર વગેરે સપ્તભૂમિકાઓનાં નામ તથા સ્વરૂપ દર્શાવેલછે તથા ૧૭ કર્તવ્ય, એમાં ખરા કર્તવ્યપર ધ્યાન ખેંચવામાં આવેલું છે.

એકંદર જોતાં સાધારણ કેળવણી પામેલા કરતાં વિદ્યાભ્યાસમાં આગળ વધી કંઇ વિશેષ યોગ્યતા મેળવનારને આ ગ્રંથની ભાષા તથા તેમાંના વિચારોપર રૂચિ થઇ આનંદ આવે તેવું છે. લખાણની શૈલી તથા વિચારોની ગોઠવણ શિખાઉ નહિ પણ ચાલતા પ્રવાહવાળી છે.

---



## શેઠ પેસ્તનજી ફરામજી કામા.

એમનો જન્મ ઇસ્વી ૧૮૧૫ માં થયો હતો અને ૧૮૯૭ માં મુંબઇમાં તેઓ બેહેસ્તનશીન થયા. તેઓ કામા ખાનદાનના એક સુજ્ઞ અને ગુણગ્રાહી પુરૂષ હતા. આજથી આશરે ત્રીશ વર્ષઉપર મરહુમ શ્રીવિષ્ણુબાવા બ્રહ્મચારી મુંબઇમાં વેદોક્ત ધર્મની મહત્તા બતાવવાનો મોહોટો પ્રયાસ કરતાં વખતોવખત બ્યાકબેપર ભાષણો આપતા ત્યારે મરહુમ શેઠ પેસ્તનજી વારંવાર તેનો લાભ લેતા. રહેતે રહેતે તેમનાપર તેમની શ્રદ્ધા એટલી બધી બેઠી કે તેવણે શ્રીવિષ્ણુબાવાપાસે શ્રીમદ્ભગવદ્ગીતાનું અધ્યયન કરવા માંડ્યું. એમનું મન વેદાંતદર્શનપર વિશેષ વિશેષ લાગતું ગયું અને શ્રીવિષ્ણુબાવા સમાધિસ્થ થયાપછી પણ શેઠ પેસ્તનજીના મગજપર તેમના ઉપદેશના સંસ્કાર છેવટસુધી એવાને એવા મજબૂત રહ્યા હતા. ૧૮૯૫ માં તેમણે શ્રીવિષ્ણુબાવા બ્રહ્મચારીવાળી ભગવદ્ગીતા છપાવી બહાર પાડી અને તે પછી થોડેજ વખતે દાસબોધ પુસ્તક પણ બહાર પાડ્યું. એ બન્ને ઉપયોગી પુસ્તકો બહાર પાડવાના તેમના પ્રયત્નને મરહુમ શ્રી ઝવેરીલાલ જેવા અને સાક્ષર મનસુખરામભાઇ જેવાએ બહુ આનંદપૂર્વક અભિનંદન આપ્યુંછે.

આગલા વખતમાં તેમનો મોટા પાયાપર વેપાર ચાલતો હતો. તેઓ જાતે સરલ અને શાંત સ્વભાવના, એકમાર્ગી, દયાળુ દિલના અને ઉદાર હતા.

---

**શ્રીમદ્ભગવદ્ગીતા ભાષાંતર**—કદ ડેમી આઠપેજી ૮૫ પચ્યાશી ફારમ. પૂંઠું પાકું. સળંગ છીંટનું. ગિલ્ટેડ. કિંમત રૂપિયા ૪–૦–૦ ચાર. કર્તા સ્વર્ગવાસી શ્રીવિષ્ણુબાવા બ્રહ્મચારી. પ્રસિદ્ધ કર્તા શેઠ પેસ્તનજી ફરામજી કામા.

ચારે પુરૂષાર્થોના તત્વનું વિવેચન કરનારી શ્રીમદ્ભગવદ્ગીતા પ્રાચીન આર્યોના તત્વજ્ઞાનની વિજયપતાકા છે. સંસ્કૃતમાં તેનાપર અનેક વ્યાખ્યાનો લખાયેલાં છે. બીજી ભાષાઓમાં પણ તેનાં અનેક ભાષાંતરો થયાંછે તોપણ તેમાં એટલું બધું ગાંભીર્ય રહેલું છે, કે વિદ્વાન પુરૂષો તેમાં જેમ જેમ ઉંડા ઉતરેછે તેમ તેમ કાંઇને કાંઇ નવું નવું તત્વ મેળવી શકેછે. આપણી ગુજરાતી ભાષામાંજ સંભાવિત સહૃદયોના હાથથીજ તેનાં એક કરતાં વધારે વ્યાખ્યાનો બહાર પડી ચૂક્યાંછે.

આ વ્યાખ્યાનની શૈલી દરેક માણસ સારી રીતે સમજી શકે તેવા પાયાપર ભાષ્યની રીતે લીધેલી છે. કેવળ શબ્દશઃ ભાષાંતર આપવાને બદલે કર્મયોગ વગેરે કઠણ સ્થળોમાં પૂરતી છૂટથી વિવેચન આપેલું છે. શંકાઓ ઉઠાવી તેમાં સમાધાન દાખલ કરેલાં છે અને આમાં બીજરૂપે રહેલા શાસ્ત્રીય સિદ્ધાંતો તે તે શાસ્ત્રના સાહાય્યથી સારી રીતે છણેલા છે.

શ્રીભગવદ્ગીતાના અઢાર અધ્યાય છે અને તેમાં મુખ્યત્વે નીચે પ્રમાણે બાબતો છે.

૧ વિષાદયોગમાં—કુરૂક્ષેત્રમાં યુદ્ધની તૈયારી તથા બન્ને બાજુમાં ઘણાખરા પોતાના સંબંધીઓનેજ જોઇ અર્જુનના મનપર થયેલી અસર બતાવેલી છે.

૨ સાંખ્યયોગમાં—શ્રીકૃષ્ણે તેની બતાવેલી ભૂલ, વિનાશી અવિનાશીનો ભેદ, દેહીનું અવધ્યપણું, યુદ્ધ નહિ કરવાથી થનારૂં નુકસાન, કર્મ કરવામાં નિશ્ચયાત્મક બુદ્ધિની જરૂર, સ્થિતપ્રજ્ઞનું લક્ષણ, નબળાં મનવાળાઓની પડતી તથા શાંતિ મેળવવાનો પ્રકાર જણાવેલ છે.

૩ કર્મયોગમાં—કર્મવિષે અર્જુનને ઉઠેલી શંકા, શ્રીકૃષ્ણ ભગવાને તેનું સમાધાન કરતાં જણાવેલ કર્મનાં ગ્રહણ તથા ત્યાગવિષેની વ્યવસ્થા, કર્મની મહત્તા, સ્વધર્મનું પાલન, કામ તથા ક્રોધનાં પ્રબળ દુષ્કર્મો અને તેઓને હણવાની જરૂર એ પ્રમાણે બાબતો આપેલી છે.

૪ જ્ઞાનવિજ્ઞાનયોગમાં—ધર્મની ગ્લાનિ અને અધર્મના અભ્યુત્થાન સમયે ઇશ્વરાવતારનું થવું, કર્મ, અકર્મ અને વિકર્મથી વાકેફ થવાની અગત્ય, યજ્ઞપ્રકાર, જ્ઞાનયજ્ઞ તથા અજ્ઞાની, અશ્રદ્ધાળુ અને સંશયાત્માનો નાશ સમજાવેલ છે.

૫ સંન્યાસયોગમાં—નિત્યસંન્યાસીનાં લક્ષણ, સાંખ્ય અને યોગની એકતા, કર્મફળમાં અનાસક્તિ, દ્વંદ્વધર્મોનો નિરાસ, દુઃખનાં કારણો તથા ખરો સુખી કોણ તે દર્શાવેલ છે.

૬ અભ્યાસયોગમાં—યોગારૂઢ થવામાં કર્મની જરૂર, યોગારૂઢનાં લક્ષણ, યોગસાધનનો પ્રકાર, મનને વશ કરવાનો ક્રમ, યોગભ્રષ્ટની ભવિષ્યગતિ તથા યોગીની અધિકતા વર્ણવેલ છે.

૭ અપરોક્ષાનુભવયોગમાં—અષ્ટધા પ્રકૃતિ, ઇશ્વરનું વ્યાપકપણું, માયાને તરવાનો ઉપાય, ઇશ્વરને નહિ પામનારા પુરૂષોનાં લક્ષણ, ઇશ્વરની ભક્તિ કરનારા ચાર પ્રકારના પુરૂષો તથા તેઓનું તારતમ્ય તથા ઇશ્વરમાં ભાવ રાખનારાઓની ગતિ સમજાવેલ છે.

૮ અક્ષરબ્રહ્મયોગમાં—અધિભૂત, અધિદૈવ અને અધિયજ્ઞની ઓળખાણ, જેવી મતિ તેવી ગતિ, પરમગતિ અને પરમધામનું લક્ષણ અને યોગીઓની તે તે ધામમાંથી થતી આવૃત્તિ અથવા અનાવૃત્તિનો હેતુભૂત કાળ એ સંબંધી વર્ણન આપેલ છે.

૯ રાજવિદ્યા રાજગુહ્યયોગમાં—જગત્ અને ઇશ્વરનો સંબંધ, રજોગુણી અને તમોગુણી પ્રકૃતિવાળા લોકો કેવા દુઃખી થાયછે તથા સત્વગુણી મહાત્માઓ ઇશ્વરને કેવા ભાવથી ભજેછે? તે તથા ભક્તિ કરનારની ઉત્તમતા એ બાબતોવિષે લખવામાં આવ્યુંછે.

૧૦ વિભૂતિયોગમાં—મનુષ્યોએ સેવવા યોગ્ય તે તે પદાર્થોમાં રહેલા ઇશ્વરાંશોનું વર્ણન આપેલું છે.

૧૧ વિશ્વરૂપદર્શનયોગમાં—ઇશ્વરનું વિરાટ્ સ્વરૂપ બતાવેલું છે. જેને જોઇ અર્જુન આશ્ચર્ય પામી પોતે પૂર્વકાળમાં શ્રીકૃષ્ણ ભગવાનતરફ સાંસારિક બુદ્ધિથી વર્ત્તેલ તેની ક્ષમા માગેછે.

૧૨ ભક્તિયોગમાં—કર્મફળના સંન્યાસપૂર્વક ઇશ્વરમાં મન અર્પણ કરનારાઓની સદ્ગતિ તથા અભ્યાસ, જ્ઞાન, ધ્યાન અને કર્મફળનો ત્યાગ એઓનું ઉત્તરોત્તર વિશિષ્ટપણું બતાવેલું છે. ઇશ્વરને કોણ પ્રિય છે તે પણ જણાવેલું છે.

૧૩ ક્ષેત્રક્ષેત્રજ્ઞયોગમાં—ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞની ઓળખાણ તથા તે સંબંધી વિવેચન આપી જ્ઞાન અને જ્ઞેય તથા પુરૂપ અને પ્રકૃતિનું અનાદિપણું સમજાવેલ છે.

૧૪ ગુણત્રયવિભાગયોગમાં—પ્રકૃતિમાંથી સત્વગુણ, રજોગુણ અને તમોગુણની ઉત્પત્તિ, તે ગુણોનાં લક્ષણ તથા કાર્ય, તે તે ગુણવાળા પુરૂષોની સ્થિતિ અને ગતિ તથા એ ત્રણ ગુણોનું અતિક્રમણ કરનાર ગુણાતીત પુરૂષનાં લક્ષણ બતાવેલ છે.

૧૫ પુરૂષોત્તમયોગમાં—ક્ષર તથા અક્ષર પુરૂષ સંબંધે વર્ણન આપેલ છે.

૧૬ દૈવાસુરસંપદ્વિભાગયોગમાં—દૈવી સંપત્તિ તથા આસુરી સંપત્તિના ગુણો વર્ણવેલા છે તથા તેઓની ગતિ કેવી થાયછે તે બતાવેલ છે. તેમજ કામ, ક્રોધ અને લોભ એ નરકના દ્વારરૂપ છે માટે ત્યાજ્ય છે અને શાસ્ત્રવિધિને પ્રમાણ ગણાવી એજ પરમ સુખનું મૂળછે એવી સમજ આપેલી છે.

૧૭ શ્રદ્ધાત્રયવિભાગયોગમાં—શ્રદ્ધાના સાત્વિક, રાજસ તથા તામસ એવા ત્રણ ભેદને લીધે આહાર, યજ્ઞ, તપ અને દાનના ત્રણ ત્રણ એટલે ઉત્તમ, અનુત્તમ અને કનિષ્ઠ ભેદ વર્ણવેલા છે.

૧૮ મોક્ષસંન્યાસયોગમાં—ત્યાગના ત્રણ પ્રકાર, અધિષ્ઠાન, કર્તા, કરણ, વિવિધ ચેષ્ટાઓ અને દૈવ એઓની સર્વ કર્મોની સિદ્ધિમાં કારણરૂપતા તથા તેઓના ગુણને લઇને ત્રણ ત્રણ પ્રકાર, ચતુર્વર્ણનાં વિહિતકર્મ, સ્વધર્મની શ્રેયસ્કરતા તથા છેવટ મુખ્યત્વે સર્વના સારરૂપ ઇશ્વરશરણની અવશ્યગ્રાહ્યતા આપી એ જ્ઞાન પ્રકરણની સમાપ્તિ કરવામાં આવેછે.

અર્પણપત્રિકા ભાવનગરના મરહુમ મહારાજા શ્રી તખ્તસિંહજીને આપેલી છે જેમાં એ નામદારનો સુંદર ફોટો પણ આપેલો છે.

પુસ્તકની શરૂવાતમાંજ શ્રી **વિષ્ણુબાવાનો** ફોટો આપવામાં આવ્યોછે તથા તેપછી એ મહાત્માનું જન્મચરિત્ર આપેલું છે જેનો ટૂંકસાર નીચે મુજબછે.

એ મહાત્માનો જન્મ સંવત ૧૮૮૧ માં થાણાજીલ્લે શિરવલ્લી ગામમાં કોકણસ્થ ચિત્પાવન બ્રાહ્મણ જ્ઞાતિમાં થયો હતો. તેમનું મૂળનામ વિષ્ણુપંત ભીખાજીપંત ગોખલે એ પ્રમાણે હતું. નાનપણમાંજ પિતાજી ગુજરી જતાં કેટલાંક વર્ષોસુધી સરકારી નોકરી વગેરેમાં વખત ગાળ્યો. ઉમ્મર થતાં લગ્નની વાત નિકળી ત્યારે તેમણે વૈરાગ્યના અંકુરોથી સાફ ના પાડી અને ભગવદ્ગીતાનું શ્રવણ તથા મનન કરવા માંડ્યું. બાવીશ વર્ષની અવસ્થાએ ઘરબાર છોડી લંગોટી પહેરી ચાલી નિકળ્યા અને સપ્તશૃંગ પર્વતપર તથા તેની આસપાસનાં જંગલોમાં કેટલાંક વર્ષ નિવાસ કર્યો. જેમાં તેમને દત્તસંપ્રદાયી દ્વાદશકળાના જ્ઞાનની પ્રાપ્તિ થઇ. કેટલાંક વર્ષોપછી નાશિક આવ્યા ત્યાં પંચવટીમાં કેટલોક

વખત રહ્યા અને તે પછી પંઢરપુરમાં ગયા. ત્યાં **ભાવાર્થસિંધુ** નામે ઓવી-બદ્ધ મરાઠી ગ્રંથ તૈયાર કર્યો. અહીં લોકો તેને બ્રહ્મચારીબાવા અથવા વિષ્ણુ-બાવા બ્રહ્મચારી એ નામથી ઓળખવા લાગ્યા. સંવત ૧૯૧૨ માં દ્વારકા યા-ત્રાએ જવાસારૂ તેઓ મુંબઇ આવ્યા અને ત્યાં વેદધર્મસંબંધે મોટી ચર્ચા જા-ગેલી હોવાથી તેના પ્રતિપાદનસારૂ એ વખતે ત્યાંજ થોભી ગયા અને વૈદિકધ-ર્મની સત્યતા સિદ્ધ કરવા લાગ્યા. પાંચવર્ષ પછી એટલે સંવત ૧૯૧૭ માં તેઓ મદ્રાસ ગયા. ત્યાંથી કાશી ગયા અને ત્યાંના પાદરીઓ જોડે વાદવિવાદ કરીને ધર્મસંબંધે પોતે બાઇબલ પણ જાણેલું હોવાથી તેઓના મનનું વાજબી સમા-ધાન કર્યું. સંવત ૧૯૨૧ માં પાછા મુંબઇમાં આવ્યા અને ત્યાં બ્યાકબેપર ધ-ર્મસંબંધી ઉપદેશ ઘણી છૂટથી કરતા. તેમનું વાક્ચાતુર્ય અને શાસ્ત્રબળ એવું જબરૂં હતું કે પ્રપંચીવક્તાઓ તેમની સામે ટકીજ શકતા નહિ. પ્રસિદ્ધ ડાક્ટર વિલ્સન, રેવરંડ મી૦ મંગર સરખા પણ તેમના બુદ્ધિબળમાટે હેરત થતા. સંવત ૧૯૨૭ માં ૪૬ વર્ષની ઉમ્મરે મુંબઇ વિઠ્ઠલવાડીના દેવળ સામે પોતાના આશ્રમમાં તેઓ અદીઠ ગુમડાના વ્યાધિને લીધે સમાધિસ્થ થયા. એ પવિત્ર પુરૂષે પોતાનું આયુષ ઇશ્વરભક્તિમાં અને ધર્મોપદેશ કરવામાંજ પૂરૂં કર્યું.

ઉપરના ગ્રંથ સિવાય વેદોક્તધર્મપ્રકાશ, સહજ સ્થિતિવિષે નિબંધ, ચતુઃશ્લોકી ભાગવત, બોધસાગર રહસ્ય તથા સેતુબંધની ટીકા વગેરે નાના મોટા ઘણા ગ્રંથો કોઇ મરાઠીમાં, કોઇ હિંદુસ્તાનીમાં અને કોઇ ગુજરાતીમાં તેમણે રચ્યાછે.

---

**દાસબોધ (શ્રી રામદાસસ્વામી કૃત)**—કદ ડેમી આડપેજી એકો-તેર ફારમ. પૂઠું પાકું, સળંગ છીંટનું. ગિલ્ટેડ. કિંમત ૩—૦—૦ ત્રણ. પ્રસિ-દ્ધકર્તા શેઠ પેસ્તનજી ફરામજી કામા.

મૂળ મરાઠી ભાષામાંથી ભાષાંતરરૂપે પ્રસિદ્ધ થયેલા આ ગુજરાતી ગ્રં-થનાં મુખ્ય વીશ પ્રકરણો છે. જે દરેકને દશક એવું નામ આપવામાં આવ્યુંછે. કારણ કે તેમાં દશ દશ અવાંતર પ્રકરણો છે. તે અવાંતર પ્રકરણને સમાસ એવું નામ આપેલ છે. આ ગ્રંથ ઉપનિષદ્, શ્રુતિઓ તથા શિવગીતા, રામગીતા, ગુરૂગીતા, ગર્ભગીતા, ઉત્તરગીતા, અવધૂતગીતા, ભગવદ્ગીતા, બ્રહ્મગીતા, હં-સગીતા, પાંડવગીતા, ગણેશગીતા અને યમગીતા તેમજ શ્રીમદ્ભાગવતના આ-

ધારથી રચવામાં આવ્યોછે. એમાં ભક્તિનો, ઇંદ્રિયદમનનો તથા આત્મસ્થિતિનો નિશ્ચય કહેલો છે. એનાં વીશ દશકોમાં નીચે પ્રમાણે ઘણી બાબતો સમાવવામાં આવીછે.

પહેલા દશકમાં—ગ્રંથારંભ નિરૂપણ, ગણપતિ, શારદા, સદ્‌ગુરૂ, સંત શ્રોતાઓ, પરમાર્થ અને નરદેહની સ્તુતિ તથા કવીશ્વરો અને સભાનું વર્ણન છે.

બીજા દશકમાં—મૂર્ખ, ઉત્તમ, કુવિદ્યા, વિરક્ત અને પઢિતમૂર્ખનાં લક્ષણો તથા ભક્તિ, સત્વ, રજ, તમ અને સદ્વિદ્યાનું નિરૂપણ છે.

ત્રીજા દશકમાં—જન્મ લેતાં દુઃખો, બાળપણ, પહેલો વિવાહ, ફરી લગ્નથી પડતાં દુઃખો, સંસાર ભ્રમણનાં સંકટો, ત્રીજોવિવાહ–તંગી–વૃદ્ધાવસ્થા, આધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિક તાપ, મૃત્યુ સર્વને લાગેલુંજ છે તે તથા જન્મનું સાર્થક અને જન્મનાં દુઃખોનું વિવેચન છે.

ચોથા દશકમાં—નવધાભક્તિ અને ઉત્પત્તિ, સ્થિતિ તથા મુક્તિ વર્ણવીછે.

પાંચમા દશકમાં—સદ્‌ગુરૂ, શિષ્ય, ઉપદેશ, બદ્ધ, મુમુક્ષુ, સાધક અને સિદ્ધનાં લક્ષણો તથા સદ્‌ગુરૂની સેવાવિના મોક્ષનો અભાવ, આત્મજ્ઞાન અને તેનો ઉપદેશ આપેલ છે.

છઠ્ઠા દશકમાં—દેવ તથા સત્યદેવની ઓળખાણ, તે કેમ મળે? માયાની ઉત્પત્તિ તથા તેનું મંડાણ, તેનું તેમજ બ્રહ્મનું નિરૂપણ, જ્ઞાન થયા પછી સગુણભક્તિ, દૃશ્ય ખોટું છે તો કેમ ભાસેછે? ગુરૂદેવને શોધવાનો વિચાર અને અનુભવ કહી ન શકાય તેવિષે વિવેચન છે.

સાતમા દશકમાં—માયાનો શોધ, બ્રહ્મનું નિરૂપણ, ચૌદ માયિકબ્રહ્મની ઓળખ, બ્રહ્મનું સ્વરૂપ, દ્વૈત તથા અદ્વૈત કલ્પના, બ્રહ્મજ્ઞાનીને અચેતન પડવાની જરૂર નથી, બ્રહ્મજ્ઞાનનું સાધન કરવું કે નહિ? શ્રવણ કરવાથી થતા લાભ, શ્રવણ કેવું કરવું? તથા સદ્‌ગુરૂની સેવા કરવી તે બાબતો આપેલ છે.

આઠમા દશકમાં—મુખ્ય દેવોનો શોધ, માયાસંબંધી તકરાર, નિર્ગુણરૂપમાં માયા કેમ થઇ? બ્રહ્મમાં મૂળ માયા શી રીતે થઇ? પાંચભૂતોની સૃષ્ટિ, બુદ્ધિમાનને સત્સમાગમથી મોક્ષ, મોક્ષનાં લક્ષણો, પરમાત્માને ઓળખી પોતાનો જાણો, સાધુનાં લક્ષણો તથા લોકોનો જૂદો જૂદો અનુભવ એ બાબતો લીધેલી છે.

નવમા દશકમાં—પરબ્રહ્મનાં લક્ષણો, આત્મજ્ઞાન, જ્ઞાનીને જન્મ મરણ નથી, જાણપણથી સમર્થપણું, પિંડબ્રહ્માંડનું જ્ઞાન, પાંચભૂત તથા ત્રણગુણ,

કલ્પના મટાડવી, બદ્ધને પુનર્જન્મ, પરબ્રહ્મમાં બ્રહ્માંડ શી રીતે? તથા આત્મ-સ્થિતિનું નિરૂપણ એ બાબતો વર્ણવેલી છે.

દશમા દશકમાં—સર્વનું અંતઃકરણ એક છે, ઉત્પત્તિવિષે સંશય, પાંચ-ભૂત તથા ત્રણ ગુણની ઉત્પત્તિ, મનુષ્યાદિની ઉત્પત્તિ શી રીતે? પાંચ પ્રકારના પ્રલય, બ્રહ્મનાં લક્ષણો, સાધુઓ કરામત કરતા નથી, અનુભવનું નિરૂપણ, માયા તથા ઇશ્વર જગતરૂપ શી રીતે? તથા ચર અચર સ્વરૂપનું નિરૂપણ, એ વિષયો આપેલા છે.

અગિયારમા દશકમાં—સિદ્ધાંતનિરૂપણ, જગતમાં ચાર પ્રકારના દેવ, સંસાર સંબંધી શિખામણ, બ્રહ્મજ્ઞાનનો વિવેક, રાજકાર્યની શિખામણ, મહંતનાં લક્ષણ, જ્ઞાનરૂપી ચંચળ નદી, અંતરાત્માનો વિચાર, જ્ઞાનનો ઉપદેશ તથા નિસ્પૃહ રહેવાવિષે લખેલ છે.

બારમા દશકમાં—વિમળ લક્ષણનું નિરૂપણ, જગતનો અનુભવ, દેવ તથા ભક્તનું સ્વરૂપ, વિવેક વૈરાગ્ય બન્ને જોઇએ, આત્મ નિવેદનની સમજ, જગતની રીતિ સ્થિતિ, વિષયો ત્યાગવા, કાળનું નિરૂપણ, પ્રયત્ન કરવો તથા ઉત્તમ પુરૂષની રીતિવિષે લખવામાં આવ્યુંછે.

તેરમા દશકમાં—આત્માનો અને અનાત્માનો વિવેક, સાર અસારનો વિચાર, સૃષ્ટિની ઉત્પત્તિ, પ્રલયનું વર્ણન, સૃષ્ટિસંબંધી વાત, આત્મજ્ઞાનનો લઘુબોધ, અનુભવનો વિચાર, કર્ત્તા દેવ કોણ? શરીરના યોગે આત્માને સુખ દુઃખ તથા વિચારનું નિરૂપણ એ વિષયો આપ્યાછે.

ચૌદમા દશકમાં—નિસ્પૃહનાં લક્ષણો, ભિક્ષા કેવી અને કેમ માગવી? કવિતાનાં લક્ષણો, કીર્તનનાં લક્ષણો, હરિકથા શી રીતે કરવી? ચતુરાઇનાં લક્ષણો, કળિયુગના ધર્મ, નિરાકારનું અખંડ ધ્યાન, શાશ્વત પરબ્રહ્મનું નિરૂપણ, તથા માયા મિથ્યા છે તે સંબંધી લખવામાં આવ્યુંછે.

પંદરમા દશકમાં—ચતુરનાં લક્ષણો, નિસ્પૃહનાં લક્ષણો, અંતરાત્મા જ્ઞાનવાન્ છે તેનું અજ્ઞાન છોડવું, પરબ્રહ્મનું નિરૂપણ, ચંચળનાં લક્ષણો, ચતુરાઇનાં વિશેષ લક્ષણો, અધ ઉર્ધ્વનાં લક્ષણો, સૂક્ષ્મ પ્રાણીઓનું નિરૂપણ, પ્રાણીઓની ઉત્પત્તિ તથા સિદ્ધાંતનું નિરૂપણ એ પ્રમાણે વિષયો લીધેલા છે.

સોળમા દશકમાં—વાલ્મીકિ, સૂર્ય, પૃથ્વી, પાણી, અગ્નિ અને વાયુની સ્તુતિ, મોટાં ભૂતોનું નિરૂપણ, ઉપાસનાનું નિરૂપણ તથા ત્રણ ગુણો અને પાંચ ભૂતોવિષે લખેલ છે.

સત્તરમા દશકમાં—શરીરમાંના દેવ પરાણે સેવા કરાવેછે તેવિષે, શિવશક્તિનું નિરૂપણ, આત્મજ્ઞાનનું શ્રવણ, સંશયો ટાળવાવિષે, અજપાજપનું નિરૂપણ, દેહ તથા આત્માનું નિરૂપણ, જગતની રૂઢિ, પંચીકરણ તથા ચાર દેહ, ચાર દેહનું નિરૂપણ, અને સિદ્ધ તથા મૂર્ખનું નિરૂપણ લખેલ છે.

અઢારમા દશકમાં—દેવોનો મહિમા, જ્ઞાનીનો સમાગમ, સદ્વર્તન, નરદેહની દુર્લભતા, શિખામણથી સમાધાન, ઉત્તમ પુરૂષનાં લક્ષણ, જગતનો સ્વભાવ, અંતરમાંના દેવ, નિદ્રાની સ્થિતિ તથા શ્રવણનું નિરૂપણ આપેલ છે.

ઓગણીશમા દશકમાં—લખવાની રીતિ, ગ્રંથો વાંચી વિચાર કરવાવિષે, હલકાં લક્ષણો મૂકી દેવાવિષે, સજ્જનનાં લક્ષણો, માનવશરીર શુભ કામમાટે છે તેવિષે, ડહાપણથી વિચારીને ચાલવાવિષે, પ્રયત્ન કરી સુજ્ઞ થવાવિષે, ઉપાધિ ટાળી શાંતિથી રહેવાવિષે, રાજ્યની નીતિ રીતિ તથા વિવેક વિચારથી વર્ત્તવાવિષે લખેલ છે.

વીશમા દશકમાં—પૂર્ણ તથા અપૂર્ણ વિચાર, સૃષ્ટિનાં ત્રણ પ્રકારનાં લક્ષણો, સૂક્ષ્મ વિચાર, શિવશક્તિનું નિરૂપણ, જગતમાં ચાર પદાર્થો હોવાવિષે, આત્માનું નિરૂપણ, શુદ્ધ પરબ્રહ્મનું દર્શન, શરીરરૂપી ક્ષેત્ર, સૂક્ષ્મ નિરૂપણ તથા પરબ્રહ્મવિષે વિશેષ વિચાર એટલી બાબતો લીધેલી છે.

છેવટમાં મનને ઉપદેશ તથા રામસ્તુતિ છે.

આ પુસ્તક વડોદરાના શ્રીમંત મહારાજા શયાજીરાવ ગાયકવાડને અર્પણ કરેલું છે. સાથે તેમનું સુશોભિત ચિત્ર પણ આપવામાં આવ્યુંછે.

શરૂવાતમાંજ આ ગ્રંથના મૂળ કર્ત્તા સમર્થ શ્રી રામદાસસ્વામીની છબી આપવામાં આવીછે અને તેમનું જન્મવૃત્તાંત પણ આપેલ છે જેનો ટૂંકસાર નીચે મુજબ છે.

શાકે ૧૫૩૦ માં ગોદાવરીને ઉત્તર કિનારે જાંબગામમાં સૂર્યાજીપંતથી રાણુબાઇને પેટે સમર્થ શ્રી રામદાસસ્વામીનો જન્મ થયો, તેમનું મૂળ નામ નારાયણ હતું. નારાયણ સાત વર્ષની ઉમ્મરે પહોંચતાં સૂર્યાજીપંત સ્વર્ગવાસી [illegible]. જેથી તે પોતાની માતા રાણુબાઇ અને વડિલભાઇ ગંગાધરની સાથે ર[illegible] લાગ્યા. નાનપણથીજ પોતાના લગ્નની વાત નિકળતાં તેમને ગુસ્સો ઉપ[illegible]તો. એમની માતૃભક્તિ અપૂર્વ હતી તેથી માતાએ તેને કહ્યું કે મારૂં વચન તને માન્ય હોય તો લગ્નની વાતમાં ગુસ્સો ન કરતાં અંતરપટ ધરતાં સુધી પણ કંઇ બોલીશ નહિ. માતાનું વચન નારાયણે માથે ચડાવ્યું. લગ્ન ગોઠવાયાં.

વર કન્યા વચ્ચે અંતરપટ ધરવામાં આવ્યો અને તે વખતે બ્રાહ્મણો ભણવા લાગ્યા જેમાં સાવધાન એવો શબ્દ આવતાં તે એકદમ ઉઠીને નાસી ગયા. લોકો પાછળ દોડ્યા પણ નિષ્ફળ. ત્યાંથી નાશિક–પંચવટીમાં રામચંદ્રજીનાં દર્શન કરી ટાંકળી ગામ નજીક એક ગુફામાં જઇ રહ્યા. ત્યાં રામભક્તિમાં બાર વર્ષ ગાળી પોતાની ચોવીશ વર્ષની અવસ્થાએ યાત્રાએ નિકળ્યા. કાશી, અયોધ્યા, ગોકુળ, મથુરા, વૃંદાવન, દ્વારકાં, પ્રભાસ, શ્રીનગર, કેદાર, બદ્રિનારાયણ, જગન્નાથજી, રામેશ્વર, આદિરંગ, મધ્યરંગ, ભદ્રસેન, ગોકર્ણ, મહાબળેશ્વર, શ્રીવ્યંકટેશ્વર, કર્મીરક્ષેત્ર, શ્રી પરશુરામક્ષેત્ર અને છેવટ ત્ર્યંબકેશ્વર થઇ પંચવટીમાં આવ્યા. થોડા વખત પછી પોતાનાં માતુશ્રીને મળવા ગયા. ત્યાંથી છૂટા પડતાં માતાને બહુ દિલગીર થતાં જોઇ તેમને ભાગવતમાંનું કપિલદેવહૂતિનું આખ્યાન સંભળાવી જ્ઞાન આપી શાંત કર્યાં અને પોતે પાછા ચાલી નિકળ્યા.

આ પછી કેટલેક વખતે તેમનો મોટો પ્રભાવ સાંભળી મહારાજા શિવાજી ભક્તિપૂર્વક તેમની પાસે આવ્યા અને તેમના શિષ્ય થયા. આ વખતે શિવાજીની બાવીશ વર્ષની ઉમ્મર હતી. તેઓ દર ગુરૂવારે સ્વામીનું દર્શન કરતા. તેમણે પૂર્ણ ભક્તિભાવથી સ્વામિજીને ઘણાં ગામો અર્પણ કર્યાં હતાં. સ્વામીજીના મઠો પણ ઠેકાણે ઠેકાણે સ્થપાયા અને તેમાં સેંકડો શિષ્યો દાખલ થયા.

શાકે ૧૫૭૩ માં એટલે સ્વામીની ૪૩ વર્ષની ઉમ્મરે તેમનાં માતુશ્રી રાણુબાઇ સ્વર્ગવાસી થયાં. શાકે ૧૫૮૦ માં તેઓ શિષ્યમંડળીસહિત એક ગામથી બીજે ગામ જતા હતા ત્યાં વચમાં શિષ્યોએ કોઇ ખેતરમાંથી બાજરાનાં ડુંડાં લઇ તેનો પોંખ પાડ્યો અને બધા ખાવા લાગ્યા. તેટલામાં તે ખેતરના પટેલે આવી જોરથી સ્વામીજીના વાંસામાં સોટીઓ લગાવી. સ્વામી કંઇ બોલ્યા નહિ પણ શિષ્યો તે પટેલને પકડી મારવા લાગ્યા. સ્વામીએ તેને છોડાવ્યો. તેજ દિવસ શિવાજી તેમને મળ્યા અને પોતાના હાથથી સ્વામીજીને સ્નાન કરાવતાં તેમના વાંસામાં સોટાના લિસોટા જોઇ તેને આશ્ચર્ય થયું. શિષ્યોથી વાકેફ થઇ એકદમ તે પટેલને પકડી મગાવ્યો અને ભારે શિક્ષા કરવાની તૈયારી હતી તેટલામાં સ્વામીએ શિવાજીને અટકાવી પટેલને બેહાલને બદલે નિહાલ કર્યો.

કોઇ વખતે સદાશિવશાસ્ત્રીદેવ દિવસના પણ હાથમાં દીવો રાખી તથા જનોઇએ ચાકુ લટકાવી પંડિતોને જીતતા જીતતા, શિવાજી રાયગઢમાં હતા ત્યાં આવ્યા. જો કોઇ પંડિત તેને જીતી લે તો તે વખતે પેલો દીવો ઠારી નાખવો

અને પેલા ચાકુથી પોતાની જીભ કાપી નાખવી એ તેમની પ્રતિજ્ઞા હતી. તેમણે સ્વામીસાથે વિવાદ કરવાની ઇચ્છા જણાવી. સ્વામીએ એક અતિશૂદ્રના મોઢાથીજ તેને હરાવતાં તે સ્વામીના શિષ્ય થયા. સ્વામીએ તેમને જીભ કાપતાં અટકાવી પોતાના આશ્રયતળે રાખ્યા અને તેનું વાસુદેવ ગોસાંઇ એવું નામ પાડયું.

એમનામાં વિદ્વત્તા અપૂર્વ હતી, ભક્તિ અલૌકિક હતી અને ચમત્કારો પણ લોકોત્તર હતા. તેમણે ઠેકાણે ઠેકાણે મઠો બાંધ્યા અને તેની સુવ્યવસ્થા કરી. શાકે ૧૬૦૨ માં મહારાજા શિવાજીનો સ્વર્ગવાસ થતાં તેમણે બહાર ફરવું મૂકી દીધું. અને ૧૬૦૩ માં તેમણે પણ દેહ છોડયો.

સમર્થ શ્રીરામદાસ સ્વામીનું નામ આજ પણ લોકોમાં પૂર્ણ ભાવથી ગવાયછે. આ ગ્રંથનું નામ દાસબોધ છે તેનો અર્થ એવો થાય છે કે રામદાસ સ્વામીએ કરેલો બોધ. આ ગ્રંથ સિવાય મરાઠીમાં એમણે તૈયાર કરેલા સમાસ આત્મારામ વગેરે બીજા પણ ઘણા ગ્રંથો છે.

---



## રા. રા. દીનશા માણેકજી સુતરીયા.

એમનો જન્મ ઇ. સ. ૧૮૬૨ માં નવસારીમાં થયોછે. ગરીબી હોવાને લીધે અભ્યાસમાં ઘણીએક અડચણો આવવા છતાં પણ ૧૮૮૦ માં તેમણે મેટ્રીકની પરીક્ષા પસાર કરી સ્થિતિને અનુસરી નોકરી મેળવવાની અગત્ય પડતાં થોડો વખત શિક્ષકતરીકે નોકરી કરવા પછી તેઓ મુંબઇ પબ્લીક વર્કસ ડીપાર્ટમેન્ટમાં ૧૮૮૪ માં રૂપિયા ત્રીશના પગારથી જોડાયા. એ ખાતામાં એકાઉન્ટ્સ્ખાંચની બધી પરીક્ષાઓ તેમણે એક પછી એક પસાર કરતાં એકાઉન્ટન્ટ સેકન્ડ ગ્રેડની પદવી તેઓ હાલ ભોગવેછે.

---

**કુળવંતી** અથવા **અજ્ઞાનવિલાપ**—કદ રોયલ સોળપેજી સાત ફારમ. કિંમત આઠ આના. કર્તા રા. રા. દીનશા માણેકજી સુતરીયા.

નિર્વિદ્યાનગરીના અભયસેન રાજાની કુંવરી કુળવંતી પોતે વિદ્યાપર પ્રીતિ ધરાવનારી હોવા છતાં તેનાં માબાપ તરફની અડચણને લીધે પ્રસિદ્ધ રીતે વિદ્યા ન મેળવી શકી એટલુંજ નહિ પણ ઓછામાં પૂરૂં કોઇ મૂર્ખ પતિ સાથે તેને પરણાવી દેવાની તક પણ પાસે આવી તેથી તે નાસીને પોતાના મામાના શહેરમાં ગઇ. જ્યાં પહોંચતાં તેનાપર વિપત્તિનો વરસાદજ વરસ્યો. આખર ઇશ્વરકૃપાથી વિદ્યાવિલાસી રાજકુમાર વિદ્યાવંત જેને તે પ્રથમથીજ ચાહતી હતી તે એક મોટા પરાક્રમના પ્રભાવથી મોટી કીર્તિનું પાત્ર થયો તેજ તે વખતે તેને મળી ગયો અને તેની સાથે જોડાઇ તે સુખી થઇ. આમાં રાજા અભણસેન અને રાણી માનબાનું અજ્ઞાન તથા તેવા અજ્ઞાનથી તેઓને આખરમાં કરવો પડેલો વિલાપ તથા કુળવંતીની વિદ્યા અને ગુણપર પ્રીતિ તથા તેમાં આખર તેને મળેલી ફત્તેહ આ ખાસ ધ્યાનપર લેવા જોગ છે.

કવિતાઓ એક પારસી કવિની હોવા છતાં શુદ્ધ ગુજરાતી જાણનાર કોઇ સારા હિંદુકવિની કવિતાની પણ હરીફાઇ કરે તેવી છે જે ખરેખર આનંદની વાત છે. આખું પુસ્તક પદ્યાત્મક છે. તેમાં માત્રામેળ તથા અક્ષરમેળ બન્ને જાતના છંદોનો બહુ સારી રીતે ઉપયોગ કરવામાં આવ્યોછે. ગુર્જર સાક્ષરોએ આ પુસ્તકમાટે સારા અભિપ્રાયો આપ્યાછે, જે તેની શરૂવાતમાંજ ટાંકવામાં આવ્યાછે.



# બાઇ ભીખાઇજી ભીમજીભાઇ પાલમકોટ.

એમણે મુંબઇ જરથોસ્તી કન્યાશાળામાં પોતાની ગુજરાતી કેળવણી શરૂ કરી. આશરે દશ વર્ષની ઉમ્મરે સાતમું ધોરણ પૂરૂં કર્યું હતું અને તે પછી ધી એલેક્ઝાન્ડ્રા ઇંગ્લીશ ઇન્સ્ટીટયુશનમાં ઇંગ્રેજી કેળવણી લઇ સન ૧૮૯૨ માં મેટ્રીક્યુલેશનની પરીક્ષા પસાર કરી. ત્યાં સૂધીમાં તેમણે નીચે પ્રમાણે ઇનામો મેળવ્યાંછે.

સન ૧૮૮૬ માં મિસિસ મોતીબાઇ કાપડિયાનું નિબંધસંબંધી ઇનામ રૂા. ૪૦ ચાળીસ તથા મિસિસ ભીમજી બાટલીબોઇ મ્યુઝિક પ્રાઇઝ રૂપિયા ૨૦ વીશ. ૧૮૮૭ માં ધી એન્યુઅલ એકઝામીનેશન પ્રાઇઝ અને મિસિસ ભીમજી બાટલીબોઇ મ્યુઝિક પ્રાઇઝ રૂપિયાં ૨૦ વીશ. ૧૮૮૮ માં એપ્લીકેશન પ્રાઇઝ, નિટિંગ (ગુંથવાનું) પ્રાઇઝ અને મિસિસ ભીમજી બાટલીબોઇ મ્યુઝિક પ્રાઇઝ રૂપિયા ૨૦ વીશ. ૧૮૮૯ માં એપ્લીકેશન પ્રાઇઝ તથા ધી જૉન જૉરડીન સ્કૉલરશીપ સામાન્યજ્ઞાન માટે રૂપિયા ૪૦ ચાળીસ. ૧૮૯૦ માં ફેનસી નીડલવર્ક પ્રાઇઝ તથા મ્યુઝિક પ્રાઇઝ અને ૧૮૯૧ માં મી૦ એચ. જે. રૂસ્તમજી સીંગીંગ (ગાવામાં) પ્રાઇઝ રૂપિયા ૩૦ ત્રીશ.

નીચે બતાવેલા ગ્રંથો સિવાય માસિકમજાહ, સ્ત્રીબોધ, સ્ત્રીમિત્ર, ફુરસદ વગેરે પત્રોમાં એમનાં પુષ્કળ લખાણો આવેલાં છે જે લોકોની સારી રીતે પસંદગી પામેલાં છે. તેમાંના ઉછાંછળી એલીસ, અજલનો ફરેસ્તો, પીરોજાનો પસ્તાવો, ઉમદા મગજના ઉંડા વિચારો, મિસિસ ઇલીઝાબેથ ફ્રાઇનો હેવાલ, એક નમુનેદાર માતા કેવી હોય! ભલી ભાર્યાઓવિષે ભાગ્યવાન ભરથારોના વિચારો અને કરકસર વગેરે નિબંધો ઘણાજ સરસ છે. સ્ત્રીનો ખરો શણગાર શો? માતા તરફનો પ્યાર તથા ધીરજ અને ખંત વગેરે નિબંધો લખીને તેમણે હરીફાઇમાં ખાસ ઇનામો મેળવેલાં છે.

થોડા વખત પહેલાં એ લેખક બાઇએ લંડનની ટ્રીનીટી કોલેજ ઓફ મ્યુઝિકની સંગીતની થીઓરેટીકલ અને પ્રેકટીકલ એ પ્રમાણે બે પરીક્ષાઓ ઘણી ફતેહમંદીસાથ પસાર કરીછે. તે વખતે લંડનની કોલેજે ખાસ એ પરીક્ષા લેવાસારૂ ત્યાંથી એક પ્રોફેસરને મુંબઇખાતે મોકલ્યો હતો.

એમનાં લખાણ માસિકમજાહ વગેરે વાંચનારને કેટલાંબધાં પસંદ પડેલાં છે તે એ માસિકની અંદર અવારનવાર તેમનાં પુસ્તકો સંબંધે થયેલી પ્રશંસાપરથી ધ્યાનમાં આવે તેમ છે. એઓ જાતે નિરભિમાની, ઉદ્યોગી અને અતિ સરલ સ્વભાવનાં છે, તેમજ પારસી બાઇઓમાં ગ્રંથ લખનાર તરીકે ઉંચું સ્થાન ધરાવેછે.

---

**સહનશીલ સુંદરી**—કદ ડેમી આઠપેજી નેવું ફારમ. પૂંઠું પાકું ગિલ્ટેડ. કિંમત રૂપિયા બે. ક૦ બાઇ ભીખાઇજી લીમજીભાઇ પાલમકોટ.

ઇંગ્રેજ ઘરસંસારને લગતી આ વાર્તા એકસો પંદર પ્રકરણમાં સમાયેલી છે. એ વાર્તાની નાયિકા જેને ગુજરાતીમાં " સહનશીલસુંદરી " એવું ગુણદર્શક નામ આપવામાં આવ્યુંછે તે શ્રીમંત માબાપને ઘેર અવતરી કુંવારી અવસ્થામાં ગરીબાઇ અને ભલાઇથી ભરેલા સદ્‌ગુણોને પોતાના અંતઃકરણમાં ઉછેરી કુટુંબમાં અતિ પ્રેમપાત્ર થયેલી છતાં તેના વાલીની મૂર્ખાઇથી એક પ્રપંચીના પંજામાં સપડાઇ આપત્તિની ટોચપર પહોંચી, જ્યાંથી એક બાહોશ અને ભલા આદમીએ તેને સલામત રીતે જાળવી ઉતારીને શાંત સંસારમાં સ્થાપિત કરી, આવી રીતે પ્રથમ સુખ, પછી દુઃખ અને પાછું સુખ એવી ત્રણ દશાનો અનુભવ કરનારી એક સુશીલ નારીનું વૃત્તાંત પ્રકાશમાં લાવવા માટે તેના લેખકને પોતાના જાત અનુભવ ઉપરાંત બીજાના અનુભવોની પણ જરૂર પડવાથી જીવસટોસટના મામલામાં પડીને પણ તેણે તે અગત્યની બાબતો મેળવી આ પુસ્તકને સીધી સંકલનામાં ગોઠવ્યુંછે. તેનાં એકસો પંદર પ્રકરણો મુખ્ય મુખ્ય વિષય વિભાગ બતાવનારા સાત ખંડોમાં સમાયેલ છે. એ સાત ખંડોની અંદર વાર્તાનો સાર નીચે મુજબ આવી જાયછે.

ખંડ ૧ લો—( પ્રકરણ ૧ થી ૨૩ સુધી ) પ્રોફેસર પેસ્કા નામના એક ઇટાલીયનમેનની સ્નેહભરેલી પ્રેરણાથી વૉલ્ટરહાર્ટરાઇટ નામનો સાધારણ સ્થિતિનો એક ચંચળ ચિત્રકાર લંડન પાસેના કમ્બરલેન્ડ ગામડામાં આવેલ લિ-

મરિજ હાઉસ નામના એક પ્રખ્યાત મેહેલમાં આ ગ્રંથની નાયિકા મિસ ફર્લી-
સાથે તેના ચિત્ર શિક્ષકતરીકે જોડાયછે. જેમાં માનસિક ગુણોના એકસરખા
વલણથી તેઓ એકબીજાપર પ્રેમની લાગણીવાળાં બનેછે પણ મિસ ફર્લીનું
સગપણ તેનાં વડિલોએ અગાઉથી સર પર્સીવલગ્લાઇડ નામના એક પો..
મરાવની સાથે ગોઠવી દીધેલ હોવાથી અને કુટુંબનાં બીજા
ઇડને તેના ખરા રૂપમાં નહિ જાણતાં હોવાથી વખત આવે
તેનાથી છૂટા પડેછે. મિસ ફર્લીની સહનશીલતા અહીંથી દેખ
શરૂવાત કરેછે. તેની સાથે તેની મોહોટી બેહેન મિસ હાલકંબનો
નપરનો પ્રેમ અને તેણીનું એક ઘડાયેલા પુરૂષના જેવું ધીટપણું
થીજ દેખાવા લાગેછે.

ખંડ ૨ જો—( પ્રકરણ ૨૪ થી ૨૯ સુધી ) લિમરિજ હાઉસના વ
મી. વીનસેંટ ગિલ્મોરે પોતાના હાથથી લખેલું આ વાર્તાના સંબંધનું વૃત્ત
પ્રકરણ ૨૪ થી ૨૯ સુધી ચાલેછે જેમાં સર પર્સીવલગ્લાઇડ અને મિસ ફર્લીનાં
લગ્નનો દસ્તાવેજ તેના હાથથી થાયછે. આ દસ્તાવેજ થતી વખતે વારસા સં-
બંધી બીજી કટલીએક મિલકતોની સાથે વીશહજાર પૌંડની એક રકમ કે જે
મિસ ફર્લીને પોતાના પિતા મી. ફીલીપ ફર્લી તરફથી વસીયતનામાની રૂએ
મળી હતી તેની વ્યવસ્થા આ વકીલે એવી કરવા ધારી કે મિસ ફર્લીને જીવતાં
સૂધી તે રકમની આવક મળે, મિસ ફર્લી પછી સર પર્સીવલને પણ તે મૂળ ર-
કમની આવક મળે અને તે મૂળ રકમ મિસ ફર્લીનાં છોકરાંને મળે. છોકરાં ન
હોય તો મિસ ફર્લીએ તે મૂળ રકમ જેને આપવા ધારી હોય તેને સર પર્સીવ-
લના મરણ પછી મળે. આ વ્યવસ્થામાં વાંધો ઉઠાવી મિસ ફર્લીના મરણ પછી
સર પર્સીવલનેજ તે મૂળ રકમ મળે એમ લખવાનો સર પર્સીવલના વકીલ
તરફથી આગ્રહ થયો અને અંતે લિમરિજ હાઉસના માલેક મી. ફ્રેડરીક ફર્લીની
મૂર્ખાઇથી તે આગ્રહ સફળ થયો અને તેમજ લખાયું. મી. ગિલ્મોરે તેમને
ચેતાવ્યા અને છેવટ આટલે સૂધી પણ કહ્યું કે " મિસ ફર્લીનેમાટે તેના વાલીત-
રીકે જે ગોઠવણ કરવાની તમે મને ફરજ પાડોછો તેવી ગોઠવણને આધારે હું
મારી કોઇ પણ દીકરીને કોઇ પણ જીવતા પુરૂષસાથે પરણાવું નહિ." પણ તે
સઘળું ખોટી મોટાઇ અને પોકળ પતરાજી પાસે વ્યર્થ ગયું અને લગ્ન માટેનો
દસ્તાવેજ થયો.

ખંડ ૩ જો—(પ્રકરણ ૩૦ થી ૩૫ સૂધી) મી. ગિલ્મોરના દસ્તાવેજપરથી ચોખ્ખો સ્વાર્થી જણાયેલો સર પર્સિવલ ગ્લાઇડ મિસ ફર્લીસાથે પરણવાને યોગ્ય નથી એમ મિસ હાલકંબ સમજેછે અને તેણે મિસ ફર્લી તેનીસાથે ન જોડાય તેવો યત્ન પણ કર્યો પરંતુ અનેક મુશ્કેલી અને દુઃખોની વચ્ચે મિસ ફર્લી તે લેડી ગ્લાઇડ બની અને લિમરિજ હાઉસથી છૂટી પડી.

આ ત્રણ ખંડો પૂરા થતાં પહેલો ભાગ સમાપ્ત થાયછે.

ખંડ ૪ થો—(પ્રકરણ ૩૬ થી ૬૦ સૂધી) એક મુસાફરી કરી સર પર્સિવલ ગ્લાઇડ અને લેડી ગ્લાઇડ એ બન્ને પોતાના બ્લેકવૉટરપાર્કમાં પાછાં ફરેછે. અહીં મિસ હાલકમ્બ પોતાની બેહેનપાસે આવીને રહેછે અને સર પાર્સિવલના દુર્ગુણો ધીમે ધીમે પ્રકાશમાં આવતા જાયછે. કાઉન્ટ ફોસ્કો કે જે લેડી ગ્લાઇડનો ફુવો થતો હતો તે સર પર્સિવલનો માનીતો કારભારી અહીં કર્ત્તા હર્ત્તા હતો. એ ખરેખર ઉપર અમૃતથી અને અંદર ઝેરથી ભરેલા ઘડાસરખો પ્રપંચી પુરૂષ હતો. મિસ હાલકમ્બ સરખી હિંમતવાન અને બાહોશ સ્ત્રીને તેણે પોતાના કાવાદાવાઓથી ઘણી ઘણી ફતેહ કરતાં અટકાવી દીધી હતી. સર પર્સિવલની જીંદગી બાતલ થઇ જાય એવો એક છુપો ભેદ જાહેર થતો અટકાવવા તથા લેડી ગ્લાઇડની માલેકીના વીશહજાર પૌંડ સર પાર્સિવલને મળવા ઉપરાંત બીજા દશહજાર પૌંડ પોતાને મળે એટલામાટે આ પ્રપંચી પુરૂષે ગોઠવણ કરી અને મી. ફ્રેડરીક ફર્લીનીપાસે પહોંચી તેને પણ તેજ ભમાવી આવ્યો. આ પ્રકરણનો સઘળો ઇતિહાસ મિસ હાલકમ્બની નોંધ પોથી અને મી. ફ્રેડરીક ફર્લીતરફથી લખાયલા ખુલાસાપરથીજ ગોઠવાયેલો છે.

ખંડ ૫ મો—(પ્રકરણ ૬૧ થી ૬૭ સૂધી) એલાઇઝા માઇકલસન નામની બ્લેકવૉટરપાર્કની રખેવાળણે આ વાર્ત્તાને લગતો પોતાતરફનો હેવાલ આપ્યોછે જેમાં સર પાર્સિવલના મકાનમાંથી લેડી ગ્લાઇડને મિસ હાલકમ્બથી છૂટી પાડી લંડન મોકલવામાં આવી તે તથા મિસ હાલકમ્બની માંદગીનું અને છેવટમાં સર પાર્સિવલ તે મકાન છોડી ગયો અને મિસ હાલકમ્બ પણ તે મકાન છોડી પોતાના કાકાને ત્યાં ગઇ તે વર્ણન છે.

ખંડ ૬ ઠ્ઠો—(પ્રકરણ ૬૮ થી ૭૩ સૂધી) કાઉન્ટ ફોસ્કોની દાસી હેસ્ટર પિનહૉર્નનો ખુલાસો, ડાકટર આલફ્રેડ ગુડરિકે લીધેલી નોંધ, તે નોંધની સાથે જેનગુલ્ડ નામની સ્ત્રીની સાક્ષી તથા કબરપરનો લેખ એટલાં પ્રમાણોથી નક્કી થયેલ લેડી ગ્લાઇડના મરણને, આ ગ્રંથની શરૂવાતમાં દેખાવ આપી ગયેલ

મી. વૉલ્ટર હાર્ટરાઇટ નામનો ચંચળ ચિત્રકાર–મિસ ફર્લીની પ્રથમાવસ્થાનું પ્રીતિપાત્ર–તેણે અમેરિકાથી ઇંગ્લંડમાં આવીને નિશ્ચયપૂર્વક જૂઠું જાણ્યું.

ખંડ ૭ મો—( પ્રકરણ ૭૪ થી ૧૧૫ સુધી ) લેડી ગ્લાઇડના મરણને પોતે જૂઠું જાણ્યા પછી પ્રયાસપૂર્વક તે વાતને સિદ્ધ કરી આપનાર મી. હાર્ટરાઇટ સર પર્સિવલ ગ્લાઇડની જીંદગીને બાતલ કરી નાખે તેવો છુપો ભેદ શોધી કહાડેછે જેમાં પોતે ઘણીએક મુશ્કેલીઓ વેઠેછે. પોતાનું પાપ છુપાવવા જતાં સર પર્સિવલ પોતાની મેળેજ કાળના મોઢામાં પડી ઠાર થાયછે. લેડી ગ્લાઇડ તે મિસિસ હાર્ટરાઇટ બની સુખી થાયછે. કાઉન્ટ ફૅાસ્કો કે જેણે પોતાના બુદ્ધિબળથી મોટી ઉથલપાથલ કરી નાખી હતી તે પણ અંતે મી. હાર્ટરાઇટના કબજામાં આવેછે. લંડન છોડી તેને નિકળી જવું પડેછે અને છેવટ પેરીસના એક મકાનપાસે ઇટલીની છુપી ટોળીના એ જાસુસ ( કાઉન્ટ ફૅાસ્કો ) ને બેવફા થવાના અપરાધમાટે એજ ટોળીનો કોઇ મળતીઓ ઠાર કરેછે. આ તરફ મિસિસ હાર્ટરાઇટ એક પુત્રને–લિમરિજ હાઉસના વારસને–જન્મ આપેછે. આવી રીતે પ્રપંચી જનો પરિણામમાં પાયમાલ થાયછે અને નિરપરાધ જનો છેવટ નિવૃત્તિ મેળવેછે; જેની સાથે આ ગ્રંથની સમાપ્તિ થાયછે.

મૂળ ઇંગ્રેજી ઉપરથી ગુજરાતી ભાષામાં લખાયેલું આ દળદાર પુસ્તક મન અને નયન એ બન્નેને સંતોષ આપવાની સાથે વાર્ત્તાવિલાસીઓનાં ભવનને શોભાવે તેવું છે.

---

**નિર્દય નણંદ**—કદ ડેમી આઠપેજી આડત્રીશ ફારમ. પૂંઠું પાકું, ગિલ્ટેડ. કિંમત રૂપિયો ૧॥ દોઢ. ક૦ બાઇ ભીખાઇજી લીમજીભાઇ પાલમકોટ.

બીજાનું બગાડીને પણ પોતાનો સ્વાર્થ સાધવો, સામા માણસનું નિરપરાધપણું અને તેની ભલાઇપર પાટુ મારી તેનું ભૂંડું કરવું, હાથમાં લીધેલા એક નીચ કામને પોતાની જીંદગીનું જરૂરી કામ ગણી તેને પાર પાડવા માટે નીચમાં નીચ અને ભયંકરમાં ભયંકર પ્રયત્નો પણ કામે લગાડવાં, આટલું છતાં પણ જે સ્વાર્થમાટે મહાપ્રપંચ રચવામાં આવતો હોય તે સ્વાર્થ સધા[illegible]
શ્કેલ જણાતાં અગર બિલકુલ નહિજ સધાય એમ ખાત્રી
દુરાગ્રહ ન છોડવો આ સઘળાં એક મહા નીચ રાક્ષસી પાપી

છે. આવાં માણસોનો આવો પ્રપંચ, સોમલ નામના એક ભયંકર ઝેર સરખો છે. એ ઝેર જેમ દેખાવમાં સારૂં અને ખાતી વખતે મીઠું હોયછે પણ પરિણામમાં રીબાવી રીબાવીને પ્રાણ કાઢી લેછે તેમ બીજાનું ભૂંડું કરવાનો પ્રપંચ પણ શરૂવાતમાં ફત્તેહમંદ અને આનંદદાયક તેવાં લોકો જુવેછે પણ પરિણામમાં તેઓ તેજ પ્રપંચના પ્રભાવથી પાયમાલ થઇ બૂરા હાલહવાલ પામી પોતાનાં પ્રાણ છોડેછે.

આવીજ જાતની એક ફ્રેંચ ઓરત મારસ્યોનેસ ડ બુઇએ લગભગ ૨૫૦ વર્ષ પહેલાં ફ્રાન્સના બુરબોને નામના પ્રાંતમાં ત્યાંના હાકેમ કાઉન્ટ સેંટ જેરાજે તેણીનો ભાઇ થતો હતો તેનાજ સંબંધમાં એવો મહાપ્રપંચ રચ્યો હતો; તે એવી રીતે કે કાઉન્ટને ત્યાં ખરેખર એક પુત્રનો જન્મ થયા છતાં સુવાવડી ઓરતને ગાફલ બનાવી તે પુત્રને તેનાથી દૂર કર્યો અને કાઉન્ટેસને કંઇ પણ સંતતિ થઇજ નથી પરંતુ તેણીને ખાલી ધ્રેસ્છા થઇછે અને તેથી તેવી જાતનું કંઇ દરદ છતાં તે પોતાને બચ્ચાંની માતા થયેલી માનેછે એવું ઠરાવી તેણીએ પોતાના ભાઇને છેતર્યો. ભોળો કાઉન્ટ કપટી બેહેનના દમામદાર બોલવાને સત્ય માની બેઠો પણ કાઉન્ટેસ ઇંગ્રેજી તોખમની હોવાથી કાંઇ છેતરાઇ જાય તેવી ન હતી. તેણી બધો પ્રપંચ સમજી અને પોતાના ધણીને સમજાવવાની ઘણી મહેનત લેવા લાગી, કેટલેક દરજ્જે અને કેટલીક વખત તેના મનને તેણીએ પોતાની ખંતભરેલી શોધ વગેરેથી પોતાની તરફેણમાં લીધું પરંતુ મારસ્યોનેસ સરખી નિર્દય નણંદના કાવાદાવા આગળ તેણી ઘણો વખત સૂધી ટકી શકી નહિ, એટલુંજ નહિ પણ તેણે દુઃખો વેઠવામાં પણ બાકી રાખી નહિ. એ ભલી ઓરત ધર્મગુરૂના ઉપદેશથી પોતાના મનમાં દુઃખનો ઉભરો આવતાં પણ તેને દાબી રાખી સઘળું ધીરજથી સહન કરતી હતી અને ધર્મગુરૂ જે દર વખતે તેને, પરિણામે ધર્મ અને સત્યની ફત્તેહવિષે ખાત્રી આપતા તેપર આધાર રાખતી હતી તેની સાથે પોતાના દીકરાને ફરી મેળવી શકવાની આશાના જે કાંઇ સંજોગ ઉભા થતા તેને યુક્તિ અને બુદ્ધિપૂર્વક એક સારા આકારમાં ગુંથતી જતી હતી. જો કે પાપનું વાદળ જોસબંધ ચડી મોટા આકારમાં ફેલાઇ શરૂવાતમાં તો આખી દુનિયાને ઢાંકી દેછે તો પણ તે દેખાવ ઝાઝીવાર સૂધી ટકી શકતો નથી. સાચનો સુરજ ધીમે ધીમે પોતાનો પ્રકાશ આપવા માંડેછે અને તે વાદળને હતું નહતું કરી દેછે. આ વાર્તામાં પણ મારસ્યોનેસને મદદ કરનારો વર્ગ ધીમે ધીમે કાઉન્ટેસતરફ વલણ ધરાવનાર થઇ તેને મદદગાર બ-

નતો જાયછે. જેમ જેમ મારસ્યોનેસ ચેતતી જાયછે તેમ તેમ તેણી વધારે વધારે પ્રપંચ કરેછે અને પોતાના ભાઇપર વધારે વધારે દાબ રાખતી જાયછે પરંતુ તેનીજ દીકરી તેનાથી વિરૂદ્ધ બનેછે અને પોતાની મામીના એટલે કાઉન્ટેસના પક્ષમાં ભળેછે. છેવટ કાઉન્ટેસના ભાઇ જનરલ સેંટ જ્યોર્જ અને તેના મિત્રની કાબેલીયતથી મારસ્યોનેસના પાપનો ઘડો ભરાઇ રહેછે. તે ઝેર ખાઇ મરેછે. તેનીજ દીકરી પોલીન કાઉન્ટના ફરી મળી આવેલા બેટા સાથે જોડાય છે અને કાઉન્ટેસ વાંઝણી મટી એક, વીશ વર્ષના બેટાની માતા બનેછે. "પરિણામે ધર્મનો જય અને પાપનો ક્ષય" એ કહેવત સાચી પડેછે.

નિમકહલાલ નોકર પોતાના ધણીનું ભલું કરવા જતાં પોતાના પ્રાણની પણ દરકાર કરતા નથી, પૂર્વના કોઇ રૂડા સંસ્કારો હોય તો માબાપસુધાં ખરાબ હોય તો પણ બાળક રૂડાંજ નિવડેછે, અમુક બાબત સત્ય છે એમ જાણ્યા પછી પણ જો તેને ખોરંબે નાખવામાં આવે તો તે પોતાના ખરા પ્રકાશમાં આવતી અટકી જાયછે તથા જો ખંતથી તેની પાછળ પડવામાં આવે તો તે પોતાના ખરા રૂપમાં પ્રકાશી નિકળેછે વગેરે ઘણી જાતના ઉપદેશો આ પુસ્તકમાંથી બોલ્યો, પોલીન, જનરલ સેન્ટ જ્યોર્જ વગેરે માણસોની વર્ત્તણુકપરથી મળી આવેછે.

કાઉન્ટેસના દુઃખ માટે દયા, મારસ્યોનેસના છેવટ સૂધીના કઠણપણામાટે ધિક્કાર તથા જનરલ સેન્ટ જ્યોર્જની ચાલાકી માટે સાબાશીના પોકારો છૂટે તેવું છે. આ સિવાય પણ મુખ્ય ભાગ બજાવનારાં બીજાં ઘણાં પાત્રો આ વાર્ત્તામાં આવેછે. લુટારૂઓની ટોળી વગેરેનાં ત્રાસદાયક સ્થળો પણ કાઉન્ટના વારસને જાહેર લાવવામાં મદદકર્તા થઇ પડે તેવો ભાગ બજાવેછે.

આ વાર્ત્તા ખરેખર બનેલ જણાવવામાં આવેછે. આશરે પચ્ચાસેક વર્ષ પહેલાં તે ઇંગ્રેજીમાં પ્રસિદ્ધ થઇ અને તેમાંથી હમણાં ગુજરાતી ભાષામાં પ્રગટ થઇછે. વાર્ત્તા મૂળ રસીલી હોવાની સાથે તેના ગુજરાતી લખાણની છપછપ પણ રસીલી અને સારા બાંધાવાળી છે. કુલ પચ્ચાવન પ્રકરણોમાં આ વાત સમાવવામાં આવીછે. દરેક પ્રકરણને મથાળે અંદરની બાબતના સારને લગતી એક એક કવિતા મૂકવામાં આવીછે. ગ્રંથ, લખનારે પોતાના મરહુમ પિતાજીને અર્પણ કરેલો છે.

---

**ઇનસાફની આરસી**—કદ ડેમી આઠપેજી ચોવીશ ફારમ. પૂંઠું પાકું, ગિલ્ટેડ. કિંમત રૂપિયો દોઢ. ક૦ બાઇ ભીખાઇજી લીમજીભાઇ પાલમકોટ.

પિતાતરફ પુત્રીનો અપૂર્વ પ્રેમ બતાવનારી આ વાર્ત્તા ઇંગ્રેજીના ભાષાંતરરૂપ છે, જેમાં ગુજરાતી લખનારે કેટલીએક છૂટ પણ લીધીછે. એ છૂટ તેની અસલ ખૂબીને દાબી દેનારી નહિ નિવડતાં વિશેષ ખૂબાવટ આપનારી નિવડી છે એમ કહ્યાવગર ચાલે તેમ નથી.

મી. ચેટવીન્ડ સરખા ભલા ગૃહસ્થને જુગાર અને સટ્ટાની બુરી ટેવને લીધે અત્યંત ગરીબ અવસ્થામાં ડૂબવું પડેછે, ઘરમાંની ચીજો વેચી ગુજરાન ચલાવવાનો વખત ચાલેછે તેટલામાં દૈવયોગે એક લોટરીની તેણે ખરીદેલી ટીકેટપર પાંચ લાખ ફ્રાંક આવેછે પરંતુ તે ટીકેટ તો તેની પાસની એક હાથીદાંતની ઇસ્કોત્રી કે જે પોતાની ગરીબી હાલતને લીધે ગિરવી મૂકવી પડી હતી તેના ચોરખાનામાં રહી ગયેલ હતી. આ ઇસ્કોત્રી ગિરવી મૂકયાને લગભગ ચૌદ માસ નિકળી જવાથી જેને ત્યાં તે ગિરવી હતી તે માણસે વધારે નફો આવતાં તે વેંચી નાખી. અને તે ખરીદનારે કાઉન્ટ પોહિટોનૉફ નામના ઉમરાવને આપી. તે ઉમરાવે એ ઇસ્કોત્રીના ચોરખાનામાંથી સદરહુ ટીકેટ કાઢી લીધી. મી. ચેટવીન્ડ ઇસ્કોત્રીની તપાસ કરતો કરતો તેને ત્યાં આવ્યો. કાઉન્ટ મિસ ચેટવીન્ડ ( ઇસાબેલ ) તરફથી અગાઉ તેના હાથની માગણી કરવા જતાં અપમાન પામેલો હતો તેથી તેણે મી. ચેટવીન્ડને ફસાવીને પણ ઇસાબેલને પોતાની કરી લેવાનો આ સારો વખત જોયો અને તેથી તે ઇસ્કોત્રી ડાક્ટર કોસ્કેવીચ જે કાઉન્ટનો સહવાસી હતો તેના મારફત મેડમ સિલબરકોફ નામની એક અજાણી ઓરતને ત્યાં પહોંચેછે. મી. ચેટવીન્ડ તેને મળી તે ઇસ્કોત્રી લાવેછે પણ તેમાં પેલી ટીકેટ ન મળતાં તે નિરાશ થાયછે. મી. ચેટવીન્ડની મુલાકાત પછી તરતમાંજ મેડમ સિલબરકોફનું ખુન થાયછે. કાઉન્ટ મી. ચેટવીન્ડને આવી દબાવેછે. તે નિર્દોષ છે પરંતુ સંજોગો એવા ઉભા થયા કે નિઃસંશય તેજ ખુની ઠરે. આથી પોતાના પિતાનો બચાવ કરવા તેની પુત્રી ઇસાબેલ પોતાના ખરા વહાલા મી. ડેનીસનના પ્યારને બાજુ મૂકી તેની [illegible]ી થવાનું માંડી વાળી પોતાના પિતાની મરજીવિરૂદ્ધ પણ પોતે કાઉન્ટને પોતાનો હાથ આપેછે. ડાક્ટર કોસ્કેવીચ કે જેની જબાનીપર મી. ચેટવીન્ડને ખુનીતરીકે જાહેરમાં આવવાનો આધાર હતો તેને કાઉન્ટ પોતાની સત્તામાં લેછે અને તેથી તેની જબાની એવી પડેછે કે જેથી ખુનીનો પત્તો ન મળતાં તે

કેસ ખોરંભે પડેછે. મી. ચેટવીન્ડનું નસીબ દૈવયોગે અચાનક ખુલી જાયછે અને તે બેરોનેટ બની ઇંગ્લંડમાં જઇ રહેછે પણ પાછળથી ઇસ્કોત્રીની શોધ વખતે તેના સંબંધમાં લખાયેલી એક ચીઠી કમનસીબે અજાયબ જેવી રીતે છૂપી પોલીસના એક અમલદારના હાથમાં આવેછે અને તેપરથી તે બેરોનેટ તેમજ ડાક્ટર કોસ્કેવીચ પાછા પકડાયછે. ઇનસાફ થતાં બેરોનેટ ગુન્હેગાર સાબીત થાયછે અને તેને સજા સંભળાવવાની તૈયારી થાયછે તેટલામાં તેની દીકરી ઇસાબેલ અચાનક ત્યાં આવી પોતાના ધણી મરહુમ કાઉન્ટ પોહીટોનૉફ ( ખરી રીતે મી. વ્લાડિમાર ) તરફનો સત્તાવાર થયેલો દસ્તાવેજ અદાલતમાં રજુ કરેછે જેથી ખરો ખુની તો તે કહેવાતો કાઉન્ટજ સાબીત થાયછે અને બેરોનેટ પોતાની પુત્રીના આ પ્રમાણે ખરે ટાંકણે આવી પહોંચવાથી છૂટી જાયછે. ઇસાબેલ પોતે કાઉન્ટસરખા ખુનીની ઓરત છે એમ જાણવા છતાં કેવી રીતે વર્ત્તી એ બહુ અસરકારક છે. કહેવાતા કાઉન્ટના મરણ પછી ઇસાબેલ પોતાના પ્યારા મી. ડેનીસનનેજ પાછી મળેછે.

આખી વાર્ત્તાના સારરૂપે મી. ચેટવીન્ડના કુટુંબનું સુશીલપણું આપણને અત્યંત સંતોષ આપેછે. નિરપરાધ મી. ચેટવીન્ડ છૂટી જાયછે, ખુની કાઉન્ટ દરદમાં મરણ પામેછે અને તે સર્વેનું ખરૂં મૂળ લુચ્ચો કોસ્કેવીચ તો ભૂંડે હાલે મરેછે એ સઘળું જોતાં માણસના ઇનસાફ કરતાં ઇશ્વરનો ઇનસાફ અતિ બળવાનછે એમ આપણને માન્યા વગર ચાલતું નથી.

આ વાર્ત્તા છત્રીશ પ્રકરણોમાં સમાવેલી છે જે દરેક પ્રકરણને મથાળે તે તે પ્રકરણનો સાર સૂચવનારી એકેક બેત મૂકવામાં આવીછે. આ પુસ્તક, લખનારે પોતાનાં માતાજીને અર્પણ કરેલ છે.

---

**વિષારિવનિતા અથવા દગાખોર દોસ્ત**—કદ ડેમી આઠપેજી લગભગ ૭૫ ફારમ. પૂંઠું પાકું, ગિલ્ટેડ. કિંમત રૂપિયા અઢી. ક૦ બાઇ ભીખાઇજી ભીમજીભાઇ પાલમકોટ.

આ વાર્ત્તાપુસ્તક મિસ મારી કૉરેલીકૃત "વૅનડેતા!" નામે વાર્ત્તાપરથી ગુજરાતીમાં ગુંથવામાં આવ્યુંછે. એમાં ફાબીઓ રોમાની નામનો એક ઇટાલીઅન ગૃહસ્થ પોતાની સ્ત્રી નિના તથા પોતાના મિત્ર ગિવડોના પોતાતરફના પ્રેમને માટે મગરૂર હતો. એક વખત બપોરના તે પોતાના મહેલથી દૂર નિ-

ફળી જતાં ગરમીની અસરને લીધે તેને કોલેરા[1] લાગુ પડયો. પાસેનીજ એક હોટેલમાં તે મરણ પામ્યો. એક પાદરીએ રીતસર તેના શબને પેટીમાં મૂકી કબરસ્તાનની અંદર રોમાની કુટુંબને રાખવાના ઘુમટમાં તે પેટી મૂકાવી. આ વખતે નેપલ્સમાં ભયંકર કોલરા ચાલતો હોવાથી લોકો બહુજ ગભરાટમાં હતાં. અને તેથી ફાબીઓ રોમાની ભયંકર બેભાન દશામાં હોવા છતાં તેને મરી ગયેલો જાણી કબરસ્તાનમાં મૂકવામાં આવ્યો. તેની સ્ત્રી અને તેનો મિત્ર કે જેઓ તેના જીવતાંજ પરસ્પર અનીતિમાન જીંદગી ગુજારતાં થયાં હતાં તેઓને આ નડતર વચમાંથી નિકળી જતાં બહુ આનંદ થયો. ફાબીઓ ભાન આવતાં રાતના મહામુશકેલીથી તે પેટીમાંથી નિકળી બીજે દિવસ રાતના પોતાના બગીચામાં આવ્યો જ્યાં પોતે સ્વપ્નમાં પણ ન ધારેલો દેખાવ જોયો. મોટા ધિક્કારસાથ તે બન્નેને જબરી શિક્ષા દેવાનું નક્કી કરી તે ત્યાંથી ચાલી નિકળ્યો. કેટલેક વખતે વેષ બદલ કરી ચેઝેર ઓલિવા એવું નામ ધારણ કરી ત્યાં આવ્યો અને પોતાની સ્ત્રી કે જેણી એક ખરેખર બેવફા નિવડી ચૂકેલી હતી તેને ધનની લાલચથી પોતાનાપર પ્યાર રાખતી કરી. એક સરસ હિકમત વાપરીને વચમાં આવેલા દગાખોર દોસ્તને પિસ્તોલબાજીથી પસ્તાવાસાથ પેલી દુનિયાતરફ વિદાય કર્યો અને થોડા વખત પછી તે કુલટાને પણ તેનાં દુષ્કર્મોનું ફળ ચખાડવા દોલતથી લલચાવી જે કબરસ્તાનમાં પોતે જીવતાં દટાયો હતો ત્યાં લઇ ગયો. ત્યાં તેનાપર ધિક્કારનો વરસાદ વરસાવી તેના કૃત્યના ફળતરીકે કુદરતી રીતે તેનાપર પડેલા એક મોટા પથ્થરથી તેણીનું મોત નજરે જોઇ ઇટલી છોડી અમેરિકાતરફ જઇને ફાબીઓ રોમાનીએ પોતાની જીંદગી ગાળી. આમાંથી એક નીચ નારીથી તેમજ નીચ મિત્રથી સાવચેત રહેવા વગેરેના બીજા કેટલાએક યોગ્ય ઉપદેશો મેળવી શકાયછે.

એ વાર્તા ૧૨૬ પ્રકરણમાં સમાવેલી છે. તે માનવંત મરહુમ જડજ મી. માણેકજી ખરશેદજી શરાફને અર્પણ કરવામાં આવેલ છે.

---

૧ ભયંકર કોલેરાના વખતમાં દરેક માણસે પોતાની અને પોતાના કુટુંબની સલામતીને માટે આતંકનિગ્રહ ઔષધાલયમાં તૈયાર થતી **કોલેરાપીલ્સ** મગાવી રાખવામાં બીલકુલ ગાફલ રહેવું નહિ.



## રા. રા. જહાંગીરજી નશરવાનજી પાલીસવાળા.

એમનો જન્મ મુંબઇમાં ઇ. સ. ૧૮૭૪ માં થયોછે. તેઓ પ્રવેશક પરીક્ષા પસાર કરી શેઠ બેહેરામજી જીજીભાઇની સ્કૂલમાં એક સાધારણ શિક્ષકતરીકે જોડાયા, ત્યાં વધી ઉંચાં ધોરણોના શિક્ષક થયા. એમને જૂદી જૂદી ભાષાના અભ્યાસપર ઘણો પ્રેમ હોવાથી ચાલતી ગુજરાતી તથા અંગ્રેજી ઉપરાંત સંસ્કૃત, ફ્રેંચ વગેરે ભાષાઓમાં પણ એમણે સારો પરિશ્રમ કર્યોછે. ગુજરાતી ભાષાસંબંધી ચર્ચાઓ એમના તરફથી મુંબઇના રાસ્ત ગોફ્તાર વગેરે પત્રોમાં ૧૮૯૭ માં થયેલીછે. સ્વર્ગવાસી કવીશ્વર દલપતરામભાઇ તથા ઑાન મી. ઝવેરીલાલ ઉમીયાશંકર વગેરે વિદ્વાનોની સાથે તેઓએ ભાષાસંબંધેજ કેટલીએકવાર ચર્ચા ચલાવીછે.

નીચે બતાવેલાં પુસ્તકો સિવાય તેમણે બાળમિત્ર, ગુજરાતી સાતમીના પાઠોનું વિવરણ વગેરે પુસ્તકો બનાવ્યાંછે. નળાખ્યાન તૈયાર કરવામાં પોતાની સાથે માણેકશાહ બેહેરામજી સંજાણાને પણ તેમણે લીધાછે.

---

**શાળોપયોગી વ્યાકરણ**—કદ રોયલ સોળપેજી સવાત્રણ ફારમ. કિંમત ત્રણ આના. કર્ત્તા રા. રા. જહાંગીરજી નશરવાનજી પાલીસવાળા.

એ ગુજરાતી ત્રીજા તથા ચોથા અને અંગ્રેજી ત્રણ ધોરણો માટે તૈયાર કરવામાં આવ્યુંછે. પહેલા પ્રકરણમાં અક્ષરવિચાર, બીજા પ્રકરણમાં શબ્દવિચાર, ત્રીજા પ્રકરણમાં ક્રિયાપદ, ચોથા પ્રકરણમાં સમાસ અને પાંચમા પ્રકરણમાં અનુસ્વારવિચાર આપેલ છે. છેવટમાં એ વ્યાકરણસંબંધે પ્રસિદ્ધ પત્રો તથા પ્રસિદ્ધ પુરૂષોના અભિપ્રાય આપવામાં આવ્યાછે.

---

**નળાખ્યાન**—કદ રોયલ સોળપેજી અઢી ફારમ. કિંમત આના ૭. કર્ત્તા રા. રા. જહાંગીરજી નશરવાનજી પાલીસવાળા.

જૂદી જૂદી છપાયેલી પ્રતો મેળવી અંગ્રેજી-ગુજરાતી ત્રીજા ધોરણમાં ઉપયોગી થઇ પડે તેવી રીતે સુધારી અર્થ, ઉત્સર્ગ, ધાતુ, સંધિ તથા સમાસની સમજણ સાથે આ પુસ્તક પ્રકટ કરવામાં આવ્યુંછે. શરૂવાતમાં ટૂંકામાં પ્રેમાનંદ કવિનું જીવન ચરિત્ર, મહાભારતનો ટૂંક સાર અને નળાખ્યાનનો ટૂંક સાર આપી અને ત્યારબાદ હંસ દમયંતી પાસે આવેલછે ત્યાં સૂધીનો નળાખ્યાનનો ભાગ છાપેલોછે. તે પછી કઠણ શબ્દોનો કોષ આપવામાં આવ્યોછે.

---



## રા. રા. નીલકંઠ જીવતરામ.

એમનો જન્મ સંવત ૧૯૧૨ માં ધ્રડર ગામમાં થયોછે. તેઓ જ્ઞાતે ઔદીચ બ્રાહ્મણ છે. એમણે ગુજરાતી અભ્યાસ ઉપરાંત હિંદી અને સંસ્કૃતનું પણ સારૂં જ્ઞાન મેળવ્યુંછે. એમની ગુજરાતી કવિતાઓ લોકપ્રિય થઇ પડીછે. તે કવિતાઓનો કેટલોએક ભાગ બુદ્ધિપ્રકાશ, સુબોધપ્રકાશ, ઉદીચ્યહિતેચ્છુ, સ્વદેશબંધવ તથા સ્વદેશ હિતાર્થ વગેરે પત્રોમાં આવેલ છે. વઢવાણ વગેરે સ્થળોમાં મળતા ઉદીચ્યબ્રહ્મસમાજમાં તેમણે ઘણીવાર ભાગ લીધેલોછે અને તેમાં પોતાની ઉપદેશક કવિતાઓ વાંચી સંભળાવીછે. એ સિવાય પ્રસંગે પ્રસંગે કચ્છનાં ભુજ માંડવી વગેરે શહેરો તેમજ અમદાવાદ, જુનાગઢ, જામનગર, લીંબડી, સિદ્ધપુર, ધારાપુરી, દીવ વગેરે શહેરોમાં રાજાઓ, કવિઓ અને કેળવાયેલા અધિકારી વર્ગના સમાગમમાં તેઓ આવેલા છે. તેઓ નિરભિમાની અને સ્વધર્મશ્રદ્ધાવાળા પુરૂષ છે. નીચે બતાવેલા ગ્રંથ સિવાય તેમણે "નીલકંઠ કવિતા" એ નામનું એક બીજું પુસ્તક પણ રચેલું છે.

---

**કાવ્યકમલાકર**—કદ રોયલ બારપેજી સત્તર ફારમ. પૂંઠું કાચું, છીંટની પટ્ટીવાળું. કિંમત રૂા. ૧-૪-૦. કર્ત્તા રા. રા. નીલકંઠ જીવતરામ.

એમાં શરૂવાતમાંજ મનહરમાલા એ નામથી એકસો આઠ મનહરછંદો આપ્યાછે. જેમાં મંગળાચરણ, સત્ય, અસત્ય, ધર્મ, ધન, નીતિ, અધિકાર, સુધારો, વિદ્યા વગેરે પરચુરણ બાબતો લેવામાં આવીછે. તે પછી દૃષ્ટાંતબહોતેરી એ નામથી એકોતેર ગીતિઓ તથા અનુષ્ટુપ્ છંદ આપેલ છે. તેમાં પણ એવીજ રીતના જાણવા સમજવાલાયક પરચુરણ વિષયો લેવામાં આવ્યાછે. ત્યારબાદ મુસાફરીમાં જોયેલી જાણવાલાયક જગ્યાઓનાં વર્ણન, દેશોદયના સાધનભૂત દેશાટન, સ્ત્રીકેળવણી વગેરેનું વિવેચન, અન્યોક્તિ, સમસ્યાપૂર્ત્તિ,

ભક્તિ, જ્ઞાન અને ઉપદેશ વગેરે ઉપયોગી વિષયોની કવિતાઓ આપી છેવટ હિંદીભાષાની કવિતાઓ આપવામાં આવીછે જેમાં શૃંગાર, વીર, કરૂણા વગેરે રસવર્ણન અને નીતિસંબંધી વિવેચન તથા જીવન્મુક્તગીતા કે જે સંસ્કૃતના આધારથી ટૂંકામાં લખેલ છે તે દાખલ કરેલ છે.

માત્રામેળ અને અક્ષરમેળ છંદોમાં કવિતાઓ રસ તથા અલંકારવાળી અને પ્રસાદગુણને ધરાવનારી છે. સૌરાષ્ટ્રદર્શનની લાવણી વગેરે કેટલીએક કવિતાઓ ખાસ અસરકારક થઇ પડે તેવી છે.

પ્રસ્તાવનામાં કવિમહત્ત્વવર્ણન સારૂં આપ્યુંછે, તેમાં ભક્તિ જ્ઞાન સંબંધીની કવિતાઓ માટે એક આવા અભિપ્રાયની યોગ્ય ચેતવણી આપવામાં આવીછે કે આ પુસ્તકમાં જે ઉચ્ચકક્ષાના વિચારો આપેલા છે તે વિવેક, વૈરાગ્યાદિક ષટ્સંપત્તિથી અધિકૃત થયેલ અંતઃકરણવાળાઓને માટેજ છે. પણ જેઓ તેવા ઉચ્ચવિચારોના અધિકારી નથી તેઓ જો વગરવિચારે अहंब्रह्मास्मि એમ બોલવા મંડી જશે અને અંતઃકરણશુદ્ધિનાં સાધનોને છોડી દેશે તો "અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ" થશે. આ ચેતવણી બહુજ ઉપયોગીછે. દરેક સારા લેખકને તેમજ ઉપદેશકર્ત્તાને પણ તે ધ્યાનમાં રાખવા યોગ્ય છે.



## રા. રા. વિદ્યાશંકર કરૂણાશંકર વકીલ.

એમનો જન્મ સંવત ૧૯૧૪ માં પાટણ તાલુકાના સંખારી ગામમાં થયોછે. એમણે સુરતમાં ગુજરાતી અભ્યાસ કરી ઈંગ્રેજી ત્રણ ધોરણનો અભ્યાસ કર્યો. તેટલામાં સંસારી કારણથી એમને સ્કૂલ છોડવી પડી. લેખ લખવાનો મૂળથીજ શોખ હોવાને લીધે થોડા વખતમાં સુરત મંગળકાર્ય પ્રેસમાં સબએડીટરતરીકે જોડાઇ બે વર્ષસૂધી "ભોમીયો" એ નામનું પત્ર તેમણે ચલાવ્યું હતું. સંવત ૧૯૩૩ માં એમને પાટણમાં આવવું પડયું અને ત્યાં રહી તેમણે કેટલાંક વર્ષોસૂધી કેટલાંક વર્ત્તમાનપત્રોના રીપોર્ટરનું કામ બજાવ્યું હતું. હજી પણ કેટલાંક વર્ત્તમાનપત્રોસાથે તેમનો સંબંધ છે અને તેમાં તેઓ ખબરપત્રીતરીકે અને વાર્ત્તાલેખકતરીકે ભાગ લેછે. હાલમાં તેઓ પાટણમાં વકીલતરીકેનો ધંધો પણ ચલાવેછે.

નીચે જણાવેલાં પુસ્તકો સિવાય એમના તરફથી "દરિયાની દોલત અને મનની મોજ" એ વાર્ત્તા વડોદરાના વર્ત્તમાનપત્રમાં છપાઇ પૂરી થયેથી પુસ્તકના આકારમાં છપાવી બહાર પાડવાનો તેમનો ઇરાદો છે.

---

**પરગજુ પારસીઓ**—કદ રેયલ સોળપેજી દશ ફારમ. પૂઠું કાચું, છીંટની પટ્ટીવાળું. કિંમત ટપાલખર્ચસહિત આઠ આના.

એમાં નિઃસીમ ઉદારતાવાળા મી. પેસ્તનજી પાલનજી નામના અતિ ઉંચી વૃત્તિવાળા મહાપુરૂષનો પ્રભાવ વર્ણવવામાં આવ્યોછે. દુઃખી માણસોને દેખી દિલ પીગળી જતાં તેને મદદ આપવી અને તે પણ છાની રીતે, એટલુંજ નહિ પણ મોટા મોટા ધનવાનોનું પણ કાળજું ઠેકાણે ન રહે એવી મોટી રકમ અંતે ઉપકારના બદલામાં પાછી મળતી હોય તેને કબુલ ન કરવી આ બધી

ભક્તિ, જ્ઞાન અને ઉપદેશ વગેરે ઉપયોગી વિષયોની કવિતાઓ આપી છેવટ હિંદીભાષાની કવિતાઓ આપવામાં આવીછે જેમાં શૃંગાર, વીર, કરૂણા વગેરે રસવર્ણન અને નીતિસંબંધી વિવેચન તથા જીવન્મુક્તગીતા કે જે સંસ્કૃતના આધારથી ટૂંકામાં લખેલ છે તે દાખલ કરેલ છે.

માત્રામેળ અને અક્ષરમેળ છંદોમાં કવિતાઓ રસ તથા અલંકારવાળી અને પ્રસાદગુણને ધરાવનારી છે. સૌરાષ્ટ્રદર્શનની લાવણી વગેરે કેટલીએક કવિતાઓ ખાસ અસરકારક થઇ પડે તેવી છે.

પ્રસ્તાવનામાં કવિમહત્ત્વવર્ણન સારૂં આપ્યુંછે, તેમાં ભક્તિ જ્ઞાન સંબંધીની કવિતાઓ માટે એક આવા અભિપ્રાયની યોગ્ય ચેતવણી આપવામાં આવીછે કે આ પુસ્તકમાં જે ઉચ્ચકક્ષાના વિચારો આપેલા છે તે વિવેક, વૈરાગ્યાદિક ષટ્સંપત્તિથી અધિકૃત થયેલ અંતઃકરણવાળાઓને માટેજ છે. પણ જેઓ તેવા ઉચ્ચવિચારોના અધિકારી નથી તેઓ જો વગરવિચારે अहंब्रह्मास्मि એમ બોલવા મંડી જશે અને અંતઃકરણશુદ્ધિનાં સાધનોને છોડી દેશે તો "અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ" થશે. આ ચેતવણી બહુજ ઉપયોગીછે. દરેક સારા લેખકને તેમજ ઉપદેશકર્ત્તાને પણ તે ધ્યાનમાં રાખવા યોગ્ય છે.

---



## રા. રા. વિદ્યાશંકર કરૂણાશંકર વકીલ.

એમનો જન્મ સંવત ૧૯૧૪ માં પાટણ તાલુકાના સંખારી ગામમાં થયોછે. એમણે સુરતમાં ગુજરાતી અભ્યાસ કરી ઈંગ્રેજી ત્રણ ધોરણનો અભ્યાસ કર્યો તેટલામાં સંસારી કારણથી એમને સ્કૂલ છોડવી પડી. લેખ લખવાનો મૂળથીજ શોખ હોવાને લીધે થોડાં વખતમાં સુરત મંગળકાર્ય પ્રેસમાં સબએડીતરતરીકે જોડાઇ બે વર્ષસૂધી "ભોમીયો" એ નામનું પત્ર તેમણે ચલાવ્યું હતું. સંવત ૧૯૩૩ માં એમને પાટણમાં આવવું પડયું અને ત્યાં રહી તેમણે કેટલાંક વર્ષોસૂધી કેટલાંક વર્તમાનપત્રોના રીપોર્ટરનું કામ બજાવ્યું હતું. હજી પણ કેટલાંક વર્તમાનપત્રોસાથે તેમનો સંબંધ છે અને તેમાં તેઓ ખબરપત્રીતરીકે અને વાર્તાલેખકતરીકે ભાગ લેછે. હાલમાં તેઓ પાટણમાં વકીલતરીકેનો ધંધો પણ ચલાવેછે.

નીચે જણાવેલાં પુસ્તકો સિવાય એમના તરફથી "દરિયાની દોલત અને મનની મોજ" એ વાર્તા વડોદરાના વર્તમાનપત્રમાં છપાઇ પૂરી થયેથી પુસ્તકના આકારમાં છપાવી બહાર પાડવાનો તેમનો ઇરાદો છે.

---

**પરગજુ પારસીઓ**—કદ રોયલ સોળપેજી દશ ફારમ. પૂઠું કાચું, છીંટની પટ્ટીવાળું. કિંમત ટપાલખર્ચસહિત આઠ આના.

એમાં નિઃસીમ ઉદારતાવાળા મી. પેસ્તનજી પાલનજી નામના અતિ ઉંચી વૃત્તિવાળા મહાપુરૂષનો પ્રભાવ વર્ણવવામાં આવ્યોછે. દુઃખી માણસોને દેખી દિલ પીગળી જતાં તેને મદદ આપવી અને તે પણ છાની રીતે, એટલુંજ નહિ પણ મોટા મોટા ધનવાનોનું પણ કાળજું ઠેકાણે ન રહે એવી મોટી રકમ અંતે ઉપકારના બદલામાં પાછી મળતી હોય તેને કબુલ ન કરવી આ બધી

બાબત શું સાધારણ છે? ખરેખર તે એક માનુષી નહિ પણ દૈવી ગુણ છે. એ શેઠે એક અતિ કંગાળ હાલતના સદ્‌ગુણી છોકરાને ઉદયની ટોચપર પહોં-ચાડયો અને તેમાં તેમની સ્ત્રીનો પણ ખરા અંતઃકરણનો પ્રેમ કે જે હોવું બીજે ઠેકાણે અતિ કઠણજ થઇ પડે એ બાબતને ઘણી રસભરી ઢબમાં ગોઠવી છે.

એ વાર્ત્તા વાંચવાથી સંપત્તિ નહિ છતાં પણ મન મોટું હોય તો તે પો-તાના કડપને કેવી રીતે જાળવી રાખેછે, આબરૂનું રક્ષણ કેવી રીતે કરેછે તથા ઇશ્વર તેને કેવી રીતે સહાય થાયછે, ખરી કેળવણી વગરના ઘરસંસારમાં અને ખરી કેળવણીવાળા ઘરસંસારમાં કેટલો બધો ફેર છે, નીચવૃત્તિના નોકરો કે પુત્રો પણ પોતાના શેઠનું કે પિતાનું કેવું હીણું કહેવરાવેછે, જેવી વૃત્તિ તેવી સ્થિતિ એ નિયમપ્રમાણે એક ઉંચી અને પરોપકારી વૃત્તિવાળાં કુટુંબમાં બધાં માણસો કેવી સારી પ્રકૃતિનાં હોયછે તથા વિચારવગરની બીજાની નકલ કર-વાના કેવા ભવાડા થાયછે વગેરે અસરકારક બોધો આપણા મગજપર ઠસેછે.

એ વાર્ત્તા ૧૮ પ્રકરણોની અંદર સમાવવામાં આવીછે. આ પુસ્તક વડોદરા પ્રાંતના સુબા ખાસેરાવ ભગવંતરાવ જાદવને અર્પણ કરવામાં આવ્યું છે. જેમનો સુંદર ફોટો પુસ્તકના મુખપૃષ્ટપર આપેલ છે.

---

**નેકલેસની નવલકથા**–કદ રોયલ બત્રીશપેજી ૭ ફારમ. પૂઠું કાચું, છીંટની પટ્ટીવાળું. કિંમત પોસ્ટેજસહિત આઠ આના.

હમેશાં મોટાં માણસોને ઠગવામાં તથા દુનિયામાં પોતે ઠગબાજે તથા ધરફાડુઓમાં સર્વોપરિ કહેવાય તેમાં મોટું માન સમજનાર લીઝર નામના એક ચાલાક ફાંટાબાજ ઉઠાઉગીરે લંડનમાંથી પોતાની જાહેર જીંદગી શરૂ કરી. જોન્સ નામના એક માબાપવગરના પણ ભલા અને ભાગ્યશાળી છોક-રાને પેરીસના રહીસ તેના શ્રીમંત મિત્ર લૉર્ડ સ્વીટ્ઝે પાંચસો પૌંડની કિંમ-તની એક નેકલેસ આપેલી તે નેકલેસ સદરહુ જોન્સને ખોટી મિત્રતાથી ચાપ-લુસ લીઝરે લીધી અને ત્યાંથી નાસીને પેરીસમાં આવ્યો. લૉર્ડ સ્વીટ્ઝને એ-જાણતરીકે તે નેકલેસ બતાવી જોન્સે જોવા મગાવી છે એમ કહી અરધાલાખ પૌંડની બાંહ્યે નેકલેસ તેની પાસેથી તેણે કઢાવી. લંડનમાં નેકલેસની ચોરીના પોકારથી ત્યાંથી મી. ક્રોફ્ટ નામનો પોલીસ અમલદાર તેની તપાસમાટે નિકળી

પેરીસમાં આવ્યો, ત્યાં આ બુમ પડી. લીઝર પકડાયો નહિ. થોડા રોજ પછી મી. ફીટીનાં કપડાં તેના પોતાના રૂમમાંથી ચોરાયાં, તેજ દિવસ મોટી બેંક-માંથી પાંચ લાખ પૌંડની નોટો ગઇ અને પછી તરતમાંજ રાજાની તિજો-રીમાંથી એક કરોડનું ખાતર પડયું. આ સઘળું સાહુકારી વેષમાં મી. સૂટર એ નામથી પેરીસમાંજ રહેનાર લીઝરે કર્યું. તેની ધારણા પોતાનું બળ અજ-માવવાનીજ હતી. ચોરેલ માલમાંથી તેણે એક પણ પાઇ ન ખાતાં બધું અ-કબંધ રાખ્યું હતું. લોકોમાં મોટો ખળભળાટ થઇ રહ્યો અને પોલીસ વીલાં મોઢાં લઇ ફરવા લાગી. પોલીસ કમીશનર ખરેખરો સદ્‌ગુણી હતો. તે કોઇ નિરપરાધીને ફસાવવા સ્વપ્નમાં પણ ધારતો નહિ. પણ પોતાની ચાલાકીથી પેરીસની પોલીસખાતેજ નોકરી મેળવવા આવેલો મી. ફીટી કાવતરાંબાજ હતો. પોતાના જેવા બીજા અમલદારોને પોતાની સાથે લઇ તેણે કાવતરૂં ગો-ઠવી રોબર્ટ નામના નિરપરાધીને ફસાવ્યો. તે વખતના કાયદાપ્રમાણે આવા મોટા ગુન્હામાટે તેને ફાંસીની શિક્ષા થઇ. પોલીસના વડા મો. જુમીએ રા-જાને પ્રથમથીજ ચેતવ્યું હતું કે આ બધું તરકટ છે, માટે હું આ જગોપર રહીશ નહિ. તો પણ તે વખતે તેપર પૂરતું લક્ષ ન અપાયું. તો પણ એટલું થયું કે ખરો ગુન્હેગાર જાહેર થાય તો તેને માફી બક્ષવી, એવું જાહેરનામું બહાર પડયું. રોબર્ટને ફાંસી દેવાની તૈયારી થઇ. થોડીજ વાર હતી તેટલામાં લીઝર ઉર્ફે સૂટર સાહેબ હાજર થયા. તેણે ગુન્હાનો એકરાર હિમ્મતથી કર્યો. રોબર્ટને છોડી મૂકવામાં આવ્યો, લીઝરને ઇનામ આપવામાં આવ્યું અને પ્ર-માણિક પોલીસ કમિશનર મો. જુમીની આબરૂ વધી. પ્રપંચીઓને સજાએ પહોંચાડવામાં આવ્યા.

આ પ્રમાણે પંદર પ્રકરણમાં પૂરી થતી આ વાર્તાનો મુખ્ય નાયક લીઝ-રજ છે. જે બુદ્ધિમાન, ભણેલો અને તેની સાથે દયા, ઉદારતા વગેરે ગુણોવાળો પણ હતો પરંતુ તેનામાં આવે ઉંધે રસ્તે શક્તિ અજમાવવાની ઘેલછા ભરાઇ હતી. તો પણ છેવટ તેના હાથથી સારૂં કાર્ય થયું તે એમ સૂચવેછે કે અં-તઃકરણપર બેઠેલા થોડા પણ સદ્‌ગુણના સંસ્કાર મનુષ્યના હાથથી કોઇ પણ વખત ઉત્તમ કામ કરાવી તેને સારી પંક્તિએ પહોંચાડેછે.

આ વાર્તાની હેતુભૂત નેકલેસના માલેક મી. જોન્સ તથા લૉર્ડ સ્વીટ્‌ઝનો આ વાર્તા સંબંધે જાણવાજેવો ભાગ નથી. તેમનો સંબંધતું તો માત્ર તેમ ..

બાબત શું સાધારણ છે? ખરેખર તે એક માનુષી નહિ પણ દૈવી ગુણ છે. એ શેઠે એક અતિ કંગાળ હાલતના સદ્‌ગુણી છોકરાને ઉદયની ટોચપર પહોંચાડયો અને તેમાં તેમની સ્ત્રીનો પણ ખરા અંતઃકરણનો પ્રેમ કે જે હોવું બીજે ઠેકાણે અતિ કઠણજ થઇ પડે એ બાબતને ઘણી રસભરી ઢબમાં ગોઠવી છે.

એ વાર્ત્તા વાંચવાથી સંપત્તિ નહિ છતાં પણ મન મોટું હોય તો તે પોતાના કડપને કેવી રીતે જાળવી રાખેછે, આબરૂનું રક્ષણ કેવી રીતે કરેછે તથા ઇશ્વર તેને કેવી રીતે સહાય થાયછે, ખરી કેળવણી વગરના ઘરસંસારમાં અને ખરી કેળવણીવાળા ઘરસંસારમાં કેટલો બધો ફેર છે, નીચવૃત્તિના નોકરો કે પુત્રો પણ પોતાના શેઠનું કે પિતાનું કેવું હીણું કહેવરાવેછે, જેવી વૃત્તિ તેવી સ્થિતિ એ નિયમપ્રમાણે એક ઉંચી અને પરોપકારી વૃત્તિવાળાં કુટુંબમાં બધાં માણસો કેવી સારી પ્રકૃતિનાં હોયછે તથા વિચારવગરની બીજાની નકલ કરવાના કેવા ભવાડા થાયછે વગેરે અસરકારક બોધો આપણા મગજપર ઠસેછે.

એ વાર્ત્તા ૧૮ પ્રકરણોની અંદર સમાવવામાં આવીછે. આ પુસ્તક વડોદરા પ્રાંતના સુબા ખાસેરાવ ભગવંતરાવ જાદવને અર્પણ કરવામાં આવ્યું છે. જેમનો સુંદર ફોટો પુસ્તકના મુખપૃષ્ટપર આપેલ છે.

---

**નેકલેસની નવલકથા**–કદ રોયલ બત્રીશપેજી ૭ ફારમ. પૂઠું કાચું, છીંટની પટ્ટીવાળું. કિંમત પોસ્ટેજસહિત આઠ આના.

હમેશાં મોટાં માણસોને ઠગવામાં તથા દુનિયામાં પોતે ઠગબાજો તથા ધરફાડુઓમાં સર્વોપરિ કહેવાય તેમાં મોટું માન સમજનાર લીઝર નામના એક ચાલાક ફાંટાબાજ ઉઠાઉગીરે લંડનમાંથી પોતાની જાહેર જીંદગી શરૂ કરી. જોન્સ નામના એક માબાપવગરના પણ ભલા અને ભાગ્યશાળી છોકરાને પેરીસના રહીસ તેના શ્રીમંત મિત્ર લૉર્ડ સ્વીટ્ઝે પાંચસો પૌંડની કિંમતની એક નેકલેસ આપેલી તે નેકલેસ સદરહુ જોન્સને ખોટી મિત્રતાથી થાપ દઇ લીઝરે લીધી અને ત્યાંથી નાસીને પેરીસમાં આવ્યો. લૉર્ડ સ્વીટ્ઝને એંધાણતરીકે તે નેકલેસ બતાવી જોન્સે જોવા મગાવી છે એમ કહી અરધાલાખ પૌંડની બારે નેકલેસ તેની પાસેથી તેણે કઢાવી. લંડનમાં નેકલેસની ચોરીના પોકારથી ત્યાંથી મી. ક્રીટી નામનો પોલીસ અમલદાર તેની તપાસમાટે નિકળી,

પેરીસમાં આવ્યો, ત્યાં આ બુમ પડી. લીઝર પકડાયો નહિ. થોડા રોજ પછી મી. ફીટીનાં કપડાં તેના પોતાના રૂમમાંથી ચોરાયાં, તેજ દિવસ મોટી બેંક-માંથી પાંચ લાખ પૌંડની નોટો ગઇ અને પછી તરતમાંજ રાજાની તિજો-રીમાંથી એક કરોડનું ખાતર પડ્યું. આ સઘળું સાહુકારી વેષમાં મી. સૂટર એ નામથી પેરીસમાંજ રહેનાર લીઝરે કર્યું. તેની ધારણા પોતાનું બળ અજ-માવવાનીજ હતી. ચોરેલ માલમાંથી તેણે એક પણ પાઇ ન ખાતાં બધું અ-કબંધ રાખ્યું હતું. લોકોમાં મોટો ખળભળાટ થઇ રહ્યો અને પોલીસ વીલાં મોઢાં લઇ ફરવા લાગી. પોલીસ કમીશનર ખરેખરો સદ્‌ગુણી હતો. તે કોઇ નિરપરાધીને ફસાવવા સ્વપ્નમાં પણ ધારતો નહિ. પણ પોતાની ચાલાકીથી પેરીસની પોલીસખાતેજ નોકરી મેળવવા આવેલો મી. ફીટી કાવતરાંબાજ હતો. પોતાના જેવા બીજા અમલદારોને પોતાની સાથે લઇ તેણે કાવતરૂં ગો-ઠવી રોબર્ટ નામના નિરપરાધીને ફસાવ્યો. તે વખતના કાયદાપ્રમાણે આવા મોટા ગુન્હામાટે તેને ફાંસીની શિક્ષા થઇ. પોલીસના વડા મો. જુમીએ રા-જાને પ્રથમથીજ ચેતવ્યું હતું કે આ બધું તરકટ છે, માટે હું આ જગોપર રહીશ નહિ. તો પણ તે વખતે તેપર પૂરતું લક્ષ ન અપાયું. તો પણ એટલું થયું કે ખરો ગુન્હેગાર જાહેર થાય તો તેને માફી બક્ષવી, એવું જાહેરનામું બહાર પડ્યું. રોબર્ટને ફાંસી દેવાની તૈયારી થઇ. થોડીજ વાર હતી તેટલામાં લીઝર ઉર્ફે સૂટર સાહેબ હાજર થયા. તેણે ગુન્હાનો એકરાર હિમ્મતથી કર્યો. રોબર્ટને છોડી મૂકવામાં આવ્યો, લીઝરને ઇનામ આપવામાં આવ્યું અને પ્ર-માણિક પોલીસ કમિશનર મો. જુમીની આબરૂ વધી. પ્રપંચીઓને સજાએ પહોંચાડવામાં આવ્યા.

આ પ્રમાણે પંદર પ્રકરણમાં પૂરી થતી આ વાર્ત્તાનો મુખ્ય નાયક લીઝ-રજ છે. જે બુદ્ધિમાન, ભણેલો અને તેની સાથે દયા, ઉદારતા વગેરે ગુણોવાળો પણ હતો પરંતુ તેનામાં આવે ઉંધે રસ્તે શક્તિ અજમાવવાની ઘેલછા ભરાઇ હતી. તો પણ છેવટ તેના હાથથી સારૂં કાર્ય થયું તે એમ સૂચવેછે કે અં-તઃકરણપર બેઠેલા થોડા પણ સદ્‌ગુણના સંસ્કાર મનુષ્યના હાથથી કોઇ પણ વખત ઉત્તમ કામ કરાવી તેને સારી પંક્તિએ પહોંચાડેછે.

આ વાર્ત્તાની હેતુભૂત નેકલેસના માલેક મી. જોન્સ તથા લૉર્ડ સ્વીટ્‌ઝનો આ વાર્ત્તા સંબંધે જાણવાજેવો ભાગ નથી. તેમનો સંબંધનું તો માત્ર તેમની

જાતના ગુણો તથા તેમના ધરસંસારને લગતું કેટલુંએક શિખામણ લેવાજેવું વર્ણન છે.

દરેક પોલીસ અમલદારે આ પુસ્તકમાંના તેમને લગતા ભાગનો નિરંતર મુખપાઠ કરવો જોઇએ અને તેમાંથી મી. ફીટીજેવાની વર્તણુક નહિ પણ મો. જુમીજેવાની વર્તણુક ગ્રહણ કરી લેવી જોઇએ જેથી તેઓ પ્રજાના ભક્ષક તો કોઇ કાળે થાય નહિ પણ નિરંતર રક્ષકજ રહે.

લખાણની શૈલી સરસ અને ભાષા શુદ્ધ છે. પુસ્તક મે. ખાનસાહેબ પેસ્તનજી ખરસેદજી થાણેવાળા નવસારી ન્યાયાધીશને અર્પણ કરવામાં આવ્યું છે જેઓ સાહેબનો સુંદર ફોટો પુસ્તકના મુખપૃષ્ટપરજ નજરે પડેછે.

---



## મી. ખુરશેદજી મેહેરવાનજી બાલીવાલા.

એમનો જન્મ મુંબઇમાં સને ૧૮૫૩ માં થયોછે. ગુજરાતી અભ્યાસ કરી થોડો ઇંગ્રેજી અભ્યાસ કર્યાબાદ પોતાની ગરીબ હાલતને લીધે તેમને કમાવાના કામપર જોડાવાની જરૂર પડી. એજ્યુકેશનલ સોસાયટી પ્રેસ અને ઓગ્ઝએગેઝેટ પ્રેસ વગેરેમાં થોડો વખત કમ્પોઝીટરનું કામ કરી તેઓ વિક્ટોરીઆ નાટકમંડળીમાં તેમના માલેકોના ખાસ ખેંચાણથી દાખલ થયા. એ મંડળીસાથે દિલ્લી, જયપોર, રંગુન, સીંગાપોર, પીનાંગ, બરમા વગેરેની મુસાફરીમાં એમણે ઘણું માન મેળવ્યું. નાટકના ધંધામાં એમના પરમાણુઓ એવાતો સરસરીતે ગોઠવાઇ ગયેલ હતા કે ધીમે ધીમે તેઓ એ મંડળીના માલેક થવા પામ્યા. એમણે બરમાની મુસાફરી કરી તે ત્યાંના રાજા થીબોના ખાસ આમંત્રણથીજ હતી અને તેથી તે રાજા તરફથી એમને પોતાને રૂપિયા પચ્ચાસ હજારની કિંમતનાં જરજવેરાત તથા એક્ટરોને પણ ઘણાં સરસ ઇનામો મળ્યાં. એઓ પોતાની કંપનીસાથ ૧૮૮૫ માં વિલાયત ગયા હતા અને ત્યાંની જૂદી જૂદી નાટકમંડળીઓનું નિરીક્ષણ કરી પોતાની મંડળીમાં એમણે ઘણા સુધારા વધારા કરેલા છે. એક ખેલાડીતરીકેની તેમની કુશળતા જોઇ ગેઇટી થીએટરના માલેક મી. હોલીંગજેટ અને દુરીલેન થીએટરના માલેક મી. ઓગસ્ટસ હેરીએ તેમને પોતાની સાથે રાખી લેવા ઇચ્છા કરી હતી પણ મી. બાલીવાલા એ મંડળીના માલેક છે એમ જ્યારે તેઓના જાણવામાં આવ્યું ત્યારે તેઓએ પોતાની એ ઇચ્છા પડતી મુકી હતી. તેઓ જ્યારે વિલાયતથી પાછા ફર્યા ત્યારે તેઓ હિંદુસ્તાનમાં નાટકના ધંધાને ઉંચી સ્થિતિપર લાવવા યોગ્ય યત્ન કરેછે એવા કારણથી તેમના જાતભાઇઓએ એક સભા ભરી સર જમશેદજી જીજીભાઇના પ્રમુખપણા નીચે એમને માન આપી રૂપિયા છ હજાર ઇનાયત કર્યા હતા.

મી. બાલીવાલા વિવેકી, નમ્ર અને બીજાના મનને પોતાનીજ તરફ રોકી રાખનાર એક યોગ્ય ગૃહસ્થ છે. એમને માટે ભીમસેન પત્રે પોતાની રમુજી ભાષામાં જણાવ્યુંછે કે મી. બાલીવાલામાં મોટામાં મોટી ખામી (?) માત્ર એજ છે કે કોઇનું પણ ભૂંડું નહિ કરવું!!! ગોરક્ષણ, નેશનલ કૉન્ગ્રેસ વગેરે ધાર્મિક તથા દેશહિત આદિ અનેક કાર્યોને વખતેવખતે એમણે સારી મદદ આપીછે. તેઓ પોતે એક સારા લેખક પણ છે. એમણે લખેલા લેખો વાંચીને હરકોઇ જાણી શકે તેમ છે કે પોતે ધારેલી અસર કરાવી શકે એવી રીતનો કાબુ તેઓ પોતાની કલમપર ધરાવી શકેછે.

---

**અસલાજી યાને કંજુસની કહાણી**—કદ રોયલ બારપેજી નવ ફારમ કિંમત આઠ આના. કર્ત્તા મી. ખુરશેદજી મેહેરવાનજી બાલીવાલા.

આ ત્રણ અંકી નાટકમાં પહેલા નંબરના કંજુસ મી. અસલાજી પૈસાને પરમેશ્વર માની તેને માટે બાલબચ્ચાંને તેમજ જીવવાનું પણ છોડી દેવા તૈયાર થાય તેવા છે. પોતાની ઉમ્મર ફક્ત સાઠ વરસની છે. સામા પૈસા મેળવવા માટે પોતાના દીકરા ખોરશેદને બાજુપર રાખી પોતેજ શીરીનને પરણવા તૈયાર થાયછે અને પોતાની દીકરી ગુલબાઇનાં લગ્ન પૈસા દીધાવગર થાય તેટલામાટે ઉક્કરજી નામના અડબંગસાથે ગોઠવેછે. પહોંચેલી શીરીન તે બુઢ્ઢાજીની ખોડ ભૂલાવી દેવા એવો તાગડો રચેછે કે અસલાજીની ફજેતીના ફાળકા ઉડેછે. તેથી તે અંતે પોતાના કંજુસપણાને તેના ખરારૂપમાં ઓળખી સમજી જઇ પોતે પરણવાનો વિચાર માંડી વાળી પોતાની દીકરીને યોગ્ય વર કેકોબાદસાથે તથા દીકરાને યોગ્ય કન્યા શીરીનની સાથે જોડી પોતાનું સખી દિલ કરેછે. માણસે બેહદ કંજુસાઇથી સંચેલા પૈસાપર કેવા કેવા ભય ઉભા થાયછે તે આ પારસી ધરસંસારના ચિત્રમાં અસરકારકરીતે બતાવી આપવામાં આવ્યુંછે.

---

**અતલબ બેહેરો**—કદ રોયલ બારપેજી ત્રણ ફારમ. પૂંઠું કાચું છીંટની પટ્ટીવાળું. કિંમત બે આના. કર્ત્તા મી. ખુરશેદજી મેહેરવાનજી બાલીવાલા.

શેઠ પ્હોચાજી બેહેરા હોવાથી પોતાની દ[illegible] રબાઇને માટે પણ કોઇ બેહેરો જમાઇ મળે તો ઠીક એમ ધારતા [illegible] માથેરાન [illegible] બાઇનો માનીતો મી. જહાં[illegible]

મ્હોંચાજીના ઘરમાંજ આશરો લેવા આવી ચડયો. મ્હોંચાજીને બેહેરા જોઇ પોતે પણ મતલબ બેહેરો બન્યો અને નોકર નવલો પોતાની રમુજખાતર તેમજ વખતે કંટાળીને પણ શેઠને ગાળોથી વધાવી લેતો તેથી વાકેફ થયો. જહાંગીર અને જરની મુલાકાત પછી જહાંગીર અને નવલો એકલા પડતાં તેમના વચ્ચેની વાતચિતમાં નવલાએ પોતાની ટેવમુજબ જહાંગીરને પણ ધીમે ધીમે શાલપામડી આપી. તે જહાંગીરે સાંભળી નવલાને સપડાવ્યો અને નવલો જરા પસ્તાયો. તેજ દિવસે થોડીવાર પછી મ્હોંચાજી એક ડાક્ટરના વીજળીના પ્રયોગથી સાંભળતા થયા. તે વાતની નવલાને ખબર ન હોવાથી તેણે તેની પાસે હમેશમુજબ પોતાની જીભ ચલાવવા માંડી. શેઠ ગુસ્સે થયા અને નવલો અજબ થયો. જરાવાર પછી જહાંગીર પાસે આવતાં તેણે પણ તેને બેહેરા ગણી એમજ રમુજ મેળવવા માંડી અને તેનો પણ રકાસ થયો. આમ ખરો બેહેરો અને ખોટો બેહેરો એ બન્ને સારા થયા અને મ્હોંચાજીએ તેની ખુશાલીમાં જરનું લગ્ન જહાંગીર સાથે નક્કી કર્યું. નોકર ચાકર વગેરે બેહેરાંઓને કેવાં વધાવી લેછે તેનો અચ્છો ચિતાર આ એક અંકી ફારસમાં આપેલોછે.

---

**કાવલાની કચુંબર**—કદ રોયલ બારપેજી ત્રણ ફારમ. કિંમત બે આના. કર્ત્તા મી ખુરશેદજી મેહેરવાનજી બાલીવાલા.

આ એક અંકી ફારસમાં ભાડુતી વિક્ટોરીયાવાલા કાવલાએ સમજ્યા વગરની કચુંબર કરી મૂકવાથી કડક સ્વભાવના અને વહેમી રતનશા પોતાની ધણિયાણી બાનુબાઇપર વધારે વહેમાયા. "જો હવડાં આવી શકતાં હોવો તો રતનશાની હરૂસે તુરત આવો: સંભાલજો. રતનશાને જરાબી ઇસારો માલમ પડશે તો આપડી બધી મઝા બગડી જવાની! રાતના અને હવડાંજ બોલાવાનો સબબ, તમે મલશો ત્યારે જાણશો." આ ચીઠી જોઇ તેઓ વધારે વહેમાયા. તેમાં વળી બેવકુફ કાવલે વગર સમજ્યે પુષ્ટિ આપવાથી આગમાં તેલ હોમાયું. વાત બરાબર રસપર ચડી અને બાનુબાઇની ખાણુંખરાબીનો વખત આવ્યો હતો પણ તેટલામાં તે ચીઠીનો લખનાર બાનુબાઇનો મામો કે જેણે બધું નક્કી થયા પછીજ રતનશાને ખુશખબર કહી અચરતીમાં નાખવાના ઇરાદાથી રતનશા ન જાણે તેમ પોતાની કમાઇનો અમુક હિસ્સો બાનુબાઇના નામપર ચડાવી આપવા માટે તેનાપર ઉપરની ચીઠી લખી હતી તે આવ્યા

પહોંચ્યા અને ખરી વાત ધ્યાનપર આવતાં રતનશા પોતાના ઉતાવલા સ્વભાવમાટે પસ્તાયા. પૂરી તપાસ વગર ઉપર ટપકેની વિગતોપર આધાર રાખી ઉતાવળા થવામાં કેવું જોખમકારક પરિણામ આવવાનો સંભવ છે તે ઉપરના ફારસથી બરાબર ધ્યાનમાં આવેછે.

---

**ગુસ્તાદ ધામટ**—કદ રોયલ બારપેજી ત્રણ ફારમ. કિંમત બે આના. ર્ક્તા મી. ખુરશેદજી મેહેરવાનજી બાલીવાલા.

હવાફેરમાટે શીરીનને સુરતમાં રાખી માણેકશા મુંબઇમાં દોસ્તોસાથે ભટકતા ફરે. જેથી ટેક્સ કલેકટર ગુસ્તાદે વખતોવખત ફરવામાં એકલી દેખાતી શીરીનને ખરાબ માણસ સમજી તેનો પ્યાર મેળવવાની માથાફોડ માંડી. એક દિવસ તે તેની પાછળ તેના ઘરમાં ઘુસ્યો. શીરીન બીજા ખંડમાં નાસી ગઇ. તેની નોકર સુન્નાએ યુક્તિ કરી બેવકુફ ગુસ્તાદને એક ઓરડામાં બંધ કીધો અને અચાનક ત્યાં આવી ચડેલા પોતાના સગા હીજા તાડીવાળાને પોતાપરની આફત કહી. ભોળો અને નીતિવાન ગામડીઓ હીજો એ ધામટને સવાદ ચખાડવા તૈયાર થઇ રહ્યો. પોતાનું તાડીનું માટલું બહાર મૂકવા જતાં મુંબઇથી તરતના આવેલા માણેકશા બીજે બારણેથી દાખલ થઇ ખુરશીપર બેઠા. હીજે ત્યાં આવી એમને ધામટ સમજી મેથીપાક જમાડી બહાર કાઢયા. એમ ત્રણ વખત આંધળે બહેરે કુટાઇ માણેકશાનાં હાડકાં ચંપાયાં. ગુસ્તાદ ધામટ એ ગોટાળાને લીધે બચી જવા પામ્યો. છેવટ શેઠ બીજા વેષથી આવ્યા અને તે વખતે શીરીને ઓળખ્યા તેથી બચ્યા અને બધો ભેદ સમજવા પામ્યા. તે વખતે ફરીને ધામટ દાખલ થયો અને હીજે તેની પૂરી પૂજા કરી. વચમાં શેઠનું કાટલું કાઢવાથી હીજો ગભરાઇ વિચારમાં પડયો હતો પણ શેઠેજ કબુલ કર્યું કે કુટુંબને આમ રખડતું મૂકી હું મુંબઇ ખાતે દોસ્તદારોમાં ભટકતો ફર્યો તેની મને શિક્ષા થઇછે એ વાજબી થયુંછે. આ એક અંકી ફારસમાં છેવટલગી આંધળે બહેરે કુટાયુંછે અને તેથી વાંચનાર ઉપરાચાપરી આવતાં હાસ્યરસનાં મોજાઓમાં તણાયા કરેછે.

---

**ખુદાબખ્શ**—કદ રોયલ બારપેજી બે ફારમ. પૂઠું કાચું છીંટની પટ્ટીવાળું, કિંમત બે આના. ર્ક્તા મી. ખુરશેદજી મેહેરવાનજી બાલીવાલા.

સોરાબજી શેઠનો ઇરાની નોકર ખુદાબખ્શ નીતિનો સાચો અને બહુજ ભોળો હતો. પોતાના શેઠનું ભલું ચાહતો. પણ અક્કલનું બારદાન હોવાથી ઘરના દરેક કામમાં તમામરીતે નુકસાનકારક ઉથલપાથલો એના હાથથી થતી. શેઠ ચીરડાઇને અરધા થઇ જાય તેની તે પરવા ન રાખતો. શેઠના કહેલા અક્ષરોનેજ વળગી રહેતો. આગલો પાછલો વિચાર કરવાની એને ટેવજ ન હતી. એણે ઘુંસને મારવા જતાં શેઠનો પગ ભાંગી નાખીને, મિજમાનોને પાવાના વાઇનની બાટલીમાં ઘોડાને પાવાની દવા ભરી મૂકી તે તથા રૂપિયાની નોટ નોટપેપરના પડમાં દબાવીને શેઠને મોટા નુકસાનમાં તેમજ ગભરાટમાં હંફાવી નાખ્યા. છેવટ શેઠના ચેતવવા મુજબ કોઇ લુચ્ચો પારસી આવનાર હતો તેને બદલે શેઠની ગેરહાજરીમાં શેઠના કાકા આવ્યા તેનેજ તે લુચ્ચો પારસી ગણી તેનાં હાડ ખોખરાં કરી નાખ્યાં. આ બધું તેણે શેઠનો હુકમ બજાવવાની ખરી નિષ્ઠાથી કેવળ ભોળપણમાં કર્યું. છેવટ શેઠે પગાર ચુકવી આપતાં તે પણ નોકરી કરવાથી ધરાઇ રહી સ્વતંત્ર ધંધો કરવા તેને ત્યાંથી છૂટો થઇ ચાલી ગયો. હસી હસીને અટવાઇ જવાની ઇચ્છા રાખનારે આ પારસીભાષાનું એક અંકી ફારસ જરૂર વાંચવું જોઇએ.

એ ઉપરાંત જામે જમશેદ વગેરે પત્રોમાં નાટકની સ્થિતિ સંબંધે મી. બાલીવાલાના લેખો આવેલા છે.

---

### જરા નમુના દાખલ.

## અનુભવ લેનારના ઉદ્‌ગારો.

૧ આતંકનિગ્રહ ગોળીઓ લીધાથી મને મનમાનતો ફાયદો થયોછે.
૨ ખચિત તમારી આતંકનિગ્રહ ગોળીઓ સોનાના મૂલની છે.
૩ હું દરેક દરદીને આતંકનિગ્રહ ખાવા ભલામણ કરૂંછું.
૪ આતંકનિગ્રહ ખાવાથી મારા શરીરમાં તાકાત આવીછે.
૫ આતંકનિગ્રહથી પેટ દરરોજ સાફ આવેછે.
૬ આતંકનિગ્રહ ગોળીઓથી બૈરાંની તબીયતમાં સુધારો લાગેછે.
૭ ધાતુના દરદપર ખાવામાટે મગાવેલી આતંકનિગ્રહથી મને સોગણો ફાયદો માલુમ પડયોછે.
૮ આતંકનિગ્રહથી ભૂખ ઘણી સરસ લાગેછે.



## કવિ પ્રતાપરાય શિવલાલ.

એમનો જન્મ જામનગરની નાગર જ્ઞાતિમાં સંવત ૧૯૦૩ માં થયો હતો. ત્રણ વર્ષની ઉમ્મરે શીળીના દરદથી એમનાં ચર્મચક્ષુઓ ગયાં અને તેથી યોગ્ય ઉમ્મર થતાં તેઓને નિશાળે મોકલવાનું બની શક્યું નહિ. પરંતુ ઘણે ભાગે આવું જોવામાં આવેછે કે મનુષ્યનાં બાહ્ય સાધનોની ખામી ઇશ્વર આંતર સાધનોથી પૂરી પાડેછે એટલુંજ નહિ પણ બાહ્ય સાધનવાળાઓ કરતાં તેવા મનુષ્યને ઉચ્ચ પંક્તિપર મૂકવાની પણ તે દયા કરેછે. કવિ પ્રતાપરાયનાપર પણ ઇશ્વરે તેવીજ દયા કરી અને તેથી તેઓ પોતાના મિત્રો પાસે પુસ્તકો, માસિકો વંચાવી જ્ઞાન મેળવતા ગયા અને તેપરથી તેમને આપોઆપ નવી નવી સ્ફુરણાઓ ઉઠતી ગઇ. કવિતા કરવાના પ્રાક્તન સંસ્કારો ઉદ્‌ભવ્યા અને દિનપ્રતિદિન તે અંકુરિત થઇ પુષ્પિત તથા ફલિત થયા. સંવત ૧૯૨૫ માં એમણે પોતાના ઉત્સાહી મિત્રોની મદદથી "મનોરંજક સભા" સ્થાપી જેમાં તેમને કવિતા કરવાનો પરિચય વધતો ગયો. એ વખતમાં મી. હરગોવિંદદાસ દ્વારકાદાસ સરખા પ્રસિદ્ધ વિદ્વાનનું તેમના તરફ લક્ષ ગયું અને તેમની કવિતાતરફ પોતાની અભિરૂચિ બતાવી. સ્વર્ગવાસી કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઇસાથે એમને સારો પરિચય હતો. પોતાના કુટુંબીઓ અને સ્નેહી જનોમાં કેળવણીનો વધારો થવામાટે એમણે મનોરંજક પુસ્તકશાળા સ્થાપી. સંવત ૧૯૪૬ માં જામનગર સ્ટેટમાં મનોરંજક છાપખાનું લાવવામાં આવ્યું એ એમનાજ વિચારોને આભારી છે. ૧૯૪૭ માં દમના ચાલુ વ્યાધિથી એમનો દેહાંત થયો. ગુર્જરભાષાના ભવ્ય મકાનમાંથી આ જામનગરી જવાહીર ગુમ્મ થયું પણ તેની પ્રકાશમાન પ્રભા તો અચળ રહી. એઓ નિરભિમાની, સરલ અને સરસ્વતીના પ્રસાદપાત્ર હોઇને લક્ષ્મીદેવીના લાડથી કંઇ અળગા હતા. એમની કવિતાઓ એમના સ્વભાવના આદર્શરૂપ છે. દા-

ખલાતરીકે એમણે રચેલું ભચીનું હાલરડું એમના આનંદી સ્વભાવનું અનુમાન કરાવેછે.

---

નીચે દર્શાવેલા એમના બન્ને ગ્રંથો એમના કુટુંબી મી. માનશંકર છબીલદાસે છપાવી બહાર પાડેલા છે.

**મનોરંજક પ્રતાપ કાવ્ય ભાગ ૧ લો**—કદ રોયલ બારપેજી અઢાર ફારમ. પૂઠું કાચું. છીંટની પટ્ટીવાળું. કિંમત દશ આના. કર્ત્તા કવિ પ્રતાપરાય શિવલાલ માંકડ.

આ પદ્યાત્મક પુસ્તકના ચાર ભાગ કરવામાં આવ્યાછે. પહેલા ભાગમાં પ્રાર્થના વિષય, બીજા ભાગમાં ધર્મ અને નીતિસંબંધી બોધ, ત્રીજા ભાગમાં ઋતુવર્ણન, સમસ્યાપૂર્ત્તિઓ, સ્વર્ગસ્થ સ્નેહી જનોનાં સ્મરણ, વિપત્તિ વખતે નિકળેલા ઉદ્‌ગારો, આનંદ પ્રસંગના ઉદ્‌ગારો તથા મૈત્રી માહાત્મ્ય અને ચોથા ભાગમાં પદ, લાવણી, ગરબી વગેરેમાં દેવ દેવીઓની સ્તુતિ છે. આ કવિતાઓ તેના કર્ત્તાએ જૂદે જૂદે પ્રસંગે બનાવેલી છે. માત્રામેળ અને અક્ષરમેળ એ બન્ને જાતના છંદો તેમાં જોવામાં આવેછે અને તે બન્નેમાં સરખો પ્રસાદ ગુણ તરી રહેછે. તેમાં પણ "વસો સહુથી સજી સંપ સારો" "વિપત્તિમાં હિંમત તો ન હારો" "ઉદ્યોગ યોગ્ય કરી યોગ્ય સુખો વધારો" "વડીલો ખરો ધર્મ વેગે વધારો" "પાળે તેનો ધર્મ" જયકારની દુંદુભિ વાજિ રહો" "રૂડું થવા રોજ સ્વધર્મ ધારો" "અનીતિ હણોને ભણો નીતિ ભ્રાતા" "ભલી કે બુરી ભાવના તેવી સિદ્ધિ" "કરાય સાધનો થકી તમામ કામ સર્વથા" "કજીયાનું મો કાળું" "સમાધાનીમાં સારૂં" "ન રેવું એવા ભરૂંસે ભભૂતને" "ભાવથી ભાળી પિતુમાત સંભાળથી સરસ નિશાળમાં બાળ મૂકો" "કામ કામને શીખવે" "પડે નહીં જાતવિનાની ભાત" વગેરે ઘણી કવિતાઓ સરલ હોવાની સાથે વાંચનારના અંતઃકરણને ખાસ ખેંચનારી અને અતિશય અસરકારક છે. એમાંની બધી કવિતાઓને ભારે ભારે શબ્દ પ્રયોગોથી ભપકાબંધ બનાવવાને બદલે સરલશૈલીને અનુસરી સર્વોપયોગી બનાવવાની કર્તાની સ્વાભાવિક અભિરૂચિ જણાઇ રહેછે.

---

**મનોરંજક પ્રતાપ કાવ્ય ભાગ ૨ જો**—કદ રોયલ સોળપેજી નવ ફારમ. પૂઠું કાચું, છીંટની પટ્ટીવાળું. કિંમત બાર આના. કર્ત્તા કવિ પ્રતાપરાય શિવલાલ.

આ પુસ્તકના પહેલા વિભાગમાં જૂદાં જૂદાં ચોપાનિયાંઓમાટે તેમજ બેસતે વર્ષે કરવામાં આવેલી ઇશ્વર સ્તુતિ છે. બીજા વિભાગમાં ઉપદેશાત્મક વિષય સમાવેલો છે. જેમ કે સુબોધ સત્તાવિશી, ઉત્તેજન અઠ્ઠાવની, તગદીર તેંત્રીશી, પતિવ્રતા પચ્ચીશી વગેરે. અને ત્રીજા વિભાગમાં પરચુરણ કવિતાઓ લીધી છે. જેમાં ગુલાબીવિરહ, ગ્રીષ્મવર્ણન વગેરે ઘણી કવિતાઓ સહૃદયોનાં હૃદયોમાં ખાસ ચોટે તેવી છે. ગ્રંથારંભ પહેલાં કવિના જીવનની ટૂંક નોંધ અને પ્રતાપ બયાનબાવની તથા પ્રતાપવિરહપચ્ચીશી તથા ગ્રંથની છેવટે તેના પહેલા ભાગની કેટલીએક પસંદગી પામેલી કવિતાઓ દાખલ કરવામાં આવેલી છે.

---

## આતંકનિગ્રહપર અભિરૂચિ.

### શાર્દૂલ વિક્રીડિત.

**સંજોગો ઉમદા વનસ્પતિતણા જેમાં મળેલા દિસે,**
**પામે પૂર્ણ પ્રશંસનીય ગુણથી સન્માન લોકોવિષે;**
**નિઃશંકાગ્રહથીજ નિગ્રહ કરી આતંકસત્તા હરે,**
**ઉંચું ઔષધ એ અવશ્ય અમને લેવું ગમેછે ખરે.**



## વકીલ દયાશંકર ભગવાનજી.

એમનો જન્મ જામનગરમાં સંવત ૧૯૧૫ માં થયોછે. તેઓ જ્ઞાતે ઔદીચ ઝાલાવાડી બ્રાહ્મણ છે. એમના પિતા એમની બાળવયમાંજ સ્વર્ગવાસી થવાથી ઘણી ગરીબાઇને લીધે તેમનાથી પોતાની પૂરી ઇચ્છા છતાં ઇંગ્રેજી થર્ડબુક કરતાં આગળ અભ્યાસ વધારી શકાયો નહિ. પોતાની પંદર-સોળ વર્ષની ઉમ્મરેજ એમને દ્રવ્યોપાર્જનમાટે પ્રવૃત્તિ કરવાની જરૂર પડી. તેઓ શરૂવાતમાં જામનગરના દરબારી ટપાલખાતામાં બહુ ટૂંક પગારથી દાખલ થયા. તેમાંથી તે ખાતામાં પોસ્ટમાસ્તરની જગાપર આવ્યા અને ત્યાંથી તેમની બદલી મહાલ લાલપુરખાતે થઇ. ત્યાં કારકુનની નોકરી કરતાં ત્યાંની કોર્ટમાં વકીલોનો ધંધો સારીરીતે ચાલતો જોઇ તે ધંધામાં પડવા તેમની ઇચ્છા થઇ. એજ ઇચ્છા એમના ઉદયવૃક્ષના અંકુરસરખી નિવડી. નોકરીના ચાલુ ધંધાની સાથે કાયદાનાં પુસ્તકો વાંચવા માંડ્યાં, અને સાં. ૧૯૪૦ માં જ્યારે જામનગર સ્ટેટમાં વકીલોની પરીક્ષા થઇ ત્યારે તેઓ તેમાં દાખલ થઇ સેકન્ડ કલાસમાં પસાર થયા. એટલે નોકરી છોડી આપી અને વકીલાતનો ધંધો ચાલુ કર્યો. શરૂવાતમાં પડાણા મહાલમાં, તે પછી લાલપુર ડીવીઝનમાં અને ત્યારબાદ ૧૯૪૭ ની સાલથી તેઓ જામનગરખાતે પોતાનો ધંધો ફત્તેહમંદ રીતે ચલાવેછે. જામનગર સ્ટેટમાં તેઓ વકીલતરીકે પસાર થયા પછી ઇસ્વી ૧૮૮૬-૮૭ માં કાઠિયાવાડ એજન્સીના વકીલોની પરીક્ષા થઇ તેમાં પણ તેઓ ગયા અને સેકન્ડ કલાસમાં પસાર થયા. જાતમહેનતથી આગળ વધેલા પુરૂષોની ગણના કરતી વેળા મી. દયાશંકરનું નામ આપણે ઉંચા વર્ગમાં મૂકીશું. હમેશ ઓછામાંઓછા બારથી ચૌદ ચૌદ કલાકસૂધી એમણે અભ્યાસ કરેલોછે. અભ્યાસના વાંચનવખતે કાયદાની તે તે કલમ શા હેતુથી ઘડાઇ અને તેમાં અમુક વાકયરચના કે અમુક શબ્દરચનાનો શું હેતુ હોવો જોઇએ તે બને તેટલે દરજ્જે નક્કી કરીનેજ આગળ વધવાની તેમની રીત હતી.

તેઓ એક સારા છટાદાર વક્તા હોવાને લીધે ઘણીખરી જાહેરસભાઓમાં તેમનો મુખ્યભાગ હોયછે.

---

**ઇન્ડીયન પેનલકોડની ટીકા (હાઇકોર્ટોના ફેંસલાસાથે)—** કદ રોયલ આઠપેજી પિસ્તાલીશ ફારમ. પૂઠું પાકું કિંમત રૂપિયા ૪-૦-૦. કર્તા વકીલ દયાશંકર ભગવાનજી.

આ હિંદુસ્તાની ફોજદારી કાયદાની ટીકા કાયદાના અભ્યાસીઓને તેમજ તે બાબતની સાથે સંબંધ ધરાવનારા બીજાઓને પણ સદરહુ કાયદાનું ખરૂં રહસ્ય સમજવામાટે ઉપયોગી છે. કાયદાની તે તે કલમમાં અમુક અમુક શબ્દો કેવા કેવા ઉદ્દેશથી દાખલ કરવામાં આવ્યાછે અને તે કેવા પ્રકારના હેતુને પાર પાડેછે તેનું વિવેચન આપતાં તેની પુષ્ટિમાટે અને તે તે અર્થને વાંચનારના મગજપર સચોટ ઠસાવવામાટે જરૂર પડીછે ત્યાં હાઇકોર્ટોના ફેંસલા અને તેમાં પ્રતિષ્ઠિત જડજોના અભિપ્રાયો દાખલ કરી આ ટીકાને વજનદાર બનાવવામાં આવીછે.

૧ કાયદાનું નામ વગેરે, ૨ સાધારણ સમજણ, ૩ શિક્ષા બાબત, ૪ સાધારણ અપવાદ, ૫ મદદગારી બાબત, ૬ રાજ્યવિરૂદ્ધ ગુન્હાઓ બાબત, ૭ જમીનપરની તથા દરિયાઇ ફોજ સંબંધી ગુન્હાઓ બાબત, ૮ લોકની સમાધાનીવિરૂદ્ધ ગુન્હાઓ બાબત, ૯ સરકારી નોકરોના અથવા તેઓસંબંધી ગુન્હાઓ બાબત, ૧૦ સરકારી નોકરોના કાયદેસર અખત્યારના તિરસ્કાર બાબત, ૧૧ ખોટા પુરાવા તથા સરકારી ઇન્સાફવિરૂદ્ધ ગુન્હા બાબત, ૧૨ શિક્કા તથા સરકારી સ્ટાંપસંબંધી ગુન્હાઓ બાબત, ૧૩ કાટલાં તથા માપસંબંધી ગુન્હા બાબત, ૧૪ લોકોની તંદુરસ્તી, સલામતી, અનુકૂળતા, લજ્જા તથા નીતિસંબંધી ગુન્હાઓ બાબત, ૧૫ ધર્મસંબંધી ગુન્હાઓ બાબત, ૧૬ માણસના શરીરસંબંધી તથા જીંદગીસંબંધી ગુન્હાઓ બાબત, ગેરવાજબી અટકાવ તથા ગેરવાજબી કેદ બાબત, સાપરાધ બળ તથા હુમલા બાબત, મનુષ્ય હરણ, મનુષ્ય નયન, ગુલામી તથા વેઠ બાબત અને બલાત્કાર બાબત, ૧૭ મિલકતવિરૂદ્ધ ગુન્હા તથા ચોરી બાબત, અપહરણ તથા ડાકાયટી બાબત, મિલકતનાં સાપરાધ ખોટા ઉપયોગ બાબત, સાપરાધ વિશ્વાસઘાત, દગાનાં ખતો તથા મિલકતની વ્યવસ્થા બાબત અને સાપરાધ પ્રવેશ બાબત, ૧૮

લેખસંબંધી તથા વેપારની અથવા મિલકતની નિશાનીઓસંબંધી ગુન્હા બાબત, ૧૯ નોકરી કરવાના કરાર ત્રોડવાના ગુન્હા બાબત, ૨૦ લગ્નસંબંધી ગુન્હાઓ બાબત, ૨૧ આબરૂ લેવા બાબત, ૨૨ સાપરાધ ધમકી, તિરસ્કાર અને દુઃખ બાબત તથા ૨૩ ગુન્હા કરવાની કોશીશ બાબત એમ ત્રેવીશ બાબમાં પાંચસો અગિયાર કલમમાં આ કાયદો પૂરો થાયછે.

છેવટ ગુન્હાઓની વિગતનું કોષ્ટક આપવામાં આવેલ છે. આ પુસ્તક જામનગરના મરહુમ મહારાજા શ્રી વિભાજી સાહેબ કે. સી. એસ. આઇ. ને અર્પણ કરેલું છે.

---

તેઓ એક સારા છટાદાર વક્તા હોવાને લીધે ઘણીખરી જાહેરસભાઓમાં તેમનો મુખ્યભાગ હોયછે.

---

**ઇન્ડીયન પેનલકોડની ટીકા (હાઇકોર્ટોના ફેંસલાસાથે)**—કદ રોયલ આઠપેજી પિસ્તાલીશ ફારમ. પૂઠું પાકું કિંમત રૂપિયા ૪-૦-૦. કર્ત્તા વકીલ દયાશંકર ભગવાનજી.

આ હિંદુસ્તાની ફોજદારી કાયદાની ટીકા કાયદાના અભ્યાસીઓને તેમજ તે બાબતની સાથે સંબંધ ધરાવનારા બીજાઓને પણ સદરહુ કાયદાનું ખરૂં રહસ્ય સમજવામાટે ઉપયોગી છે. કાયદાની તે તે કલમમાં અમુક અમુક શબ્દો કેવા કેવા ઉદ્દેશથી દાખલ કરવામાં આવ્યાછે અને તે કેવા પ્રકારના હેતુને પાર પાડેછે તેનું વિવેચન આપતાં તેની પુષ્ટિમાટે અને તે તે અર્થને વાંચનારના મગજપર સચોટ ઠસાવવામાટે જરૂર પડીછે ત્યાં હાઇકોર્ટોના ફેંસલા અને તેમાં પ્રતિષ્ઠિત જડજોના અભિપ્રાયો દાખલ કરી આ ટીકાને વજનદાર બનાવવામાં આવીછે.

૧ કાયદાનું નામ વગેરે, ૨ સાધારણ સમજણ, ૩ શિક્ષા બાબત, ૪ સાધારણ અપવાદ, ૫ મદદગારી બાબત, ૬ રાજ્યવિરૂદ્ધ ગુન્હાઓ બાબત, ૭ જમીનપરની તથા દરિયાઇ ફોજ સંબંધી ગુન્હાઓ બાબત, ૮ લોકની સમાધાનીવિરૂદ્ધ ગુન્હાઓ બાબત, ૯ સરકારી નોકરોના અથવા તેઓસંબંધી ગુન્હાઓ બાબત, ૧૦ સરકારી નોકરોના કાયદેસર અખત્યારના તિરસ્કાર બાબત, ૧૧ ખોટા પુરાવા તથા સરકારી ઇન્સાફવિરૂદ્ધ ગુન્હા બાબત, ૧૨ શિક્કા તથા સરકારી સ્ટાંપસંબંધી ગુન્હાઓ બાબત, ૧૩ કાટલાં તથા માપસંબંધી ગુન્હા બાબત, ૧૪ લોકોની તંદુરસ્તી, સલામતી, અનુકૂળતા, લજ્જા તથા નીતિસંબંધી ગુન્હાઓ બાબત, ૧૫ ધર્મસંબંધી ગુન્હાઓ બાબત, ૧૬ માણસના શરીરસંબંધી તથા જીંદગીસંબંધી ગુન્હાઓ બાબત, ગેરવાજબી અટકાવ તથા ગેરવાજબી કેદ બાબત, સાપરાધ બળ તથા હુમલા બાબત, મનુષ્ય હરણ, મનુષ્ય નયન, ગુલામી તથા વેઠ બાબત અને બલાત્કાર બાબત, ૧૭ મિલકતવિરૂદ્ધ ગુન્હા તથા ચોરી બાબત, અપહરણ તથા ડાકાયટી બાબત, મિલકતના સાપરાધ ખોટા ઉપયોગ બાબત, સાપરાધ વિશ્વાસઘાત, દગાનાં ખતો તથા મિલકતની વ્યવસ્થા બાબત અને સાપરાધ પ્રવેશ બાબત, ૧૮

અને ત્યાં પણ સારૂં કામ કરવાને લીધે ત્યાંના ઠાકોરસાહેબની પ્રીતિ મેળવી હતી. ૧૮૯૧ માં તેમની નિમણુક પાલનપોરના મુખ્ય દિવાનની જગાપર થઇ. તેઓ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના મેમ્બર છે. કામ કરવામાં નિયમિત-પણું તથા પ્રમાણિકપણું એ તેમના ખાસ ગુણોછે.

---

**હિંદુસ્તાનના રક્ષિત રાજાઓ**—કદ રોયલ આઠપેજી અઠ્ઠાવન ફારમ. પૂઠું પાકું, ગિલ્ટેડ. કિંમત લખી નથી. કર્ત્તા રાવબહાદૂર દુર્લભજી ધરમશી વેદ.

ઓનરેબલ મી. લીવારનરે ઇંગ્રેજી ભાષામાં લખેલ પુસ્તકનું આ ગુજ-રાતી ભાષાંતર છે. આ પુસ્તકની અંદર ઇંગ્રેજોના ચક્રવર્ત્તી રાજ્યસાથે હિંદુ-સ્તાનમાંના નાના મોટા રાજાઓનો કેટલે કેટલે અંશે સ્વતંત્રતા જાળવનારો, રક્ષણ આપનારો અને મદદ લેનારો સંબંધ છે તે, તે તે રાજ્યસાથેના તહ-નામાં, કરારો, ચાલુ રીવાજો, જમાનાના સંજોગો તથા આજુબાજુના પ્રમા-ણોનો આધાર લઇ બતાવવાનો યત્ન કરવામાં આવ્યોછે. ઇંગ્રેજી અમલની શરૂવાતથી આજસૂધીમાં હિંદુસ્તાનમાંનાં છસો કરતાં વધારે નાનાં મોટાં રાજ્યો ઇંગ્રેજીસત્તાસાથે સંબંધ ધરાવતાં થયાંછે તે શરૂવાતના વખતમાં કેવી સ્થિતિમાં હતાં, વચલા વખતમાં તેમની સ્થિતિનું રૂપાંતર કેવા કારણોથી અને કેવી રીતે થયું તથા હાલ તેઓ કેવી સ્થિતિ ભોગવેછે એટલે કે તેમના હાથમાં હક અને સત્તા કેટલા પ્રમાણમાં અવશિષ્ટ રહેલછે તે એક સત્તાધારી હોય તેવી શુદ્ધ ઇંગ્લિશ કલમથી લખવામાં આવેલુંછે. મૂળ ગ્રંથકારે પોતે પોતાનું તટસ્થપણુંજ જણાવેલુંછે એટલે આ પુસ્તકમાં જે કાંઇ વિચારો દર્શા-વવામાં આવ્યાછે તે પોતે સત્તાના અંગતરીકે નહિ પણ એક નિપુણ નિરીક્ષક-તરીકેજ પોતે ધારેલા રૂપમાં જાહેરમાં મૂકેલાછે.

પુસ્તકનો વિષય જેમ રાજપ્રકરણીછે તેમજ તેની ભાષા અને વાક્યરચના પણ રાજપ્રકરણીજ હોવાથી તે રાજપ્રકરણીપુરૂષોનેજ વધારે ઉપયોગીછે.

---

**દાક્તિવટિ અથવા શુદ્ધ ન્યાય**—કદ ડેમી આઠપેજી પાંત્રીશ ફારમ. પૂઠું પાકું, ગિલ્ટેડ. કિંમત કંઇ લખી નથી. કર્ત્તા રાવબહાદૂર દુર્લભજી ધરમશી વેદ.



## રાવબહાદૂર દુર્લભજી ધરમશી વેદ.

એમનો જન્મ ઇસ્વી સન ૧૮૪૯ માં મોરબી તાબે ટંકારા ગામમાં થયોછે. તેમણે ગામઠી નિશાળમાં શરૂવાતની કેળવણી લઇ રાજકોટમાં ઈંગ્લિશ કેળવણી લીધી. એમની બુદ્ધિ તીક્ષ્ણ હોવાને લીધે તેમના માસ્તરો તેમનાપર અતિશય પ્યાર ધરાવતા હતા. ૧૮૬૮ માં મેટ્રીક્યુલેશનની પરીક્ષા પસાર કરી એલફીન્સ્ટન કૉલેજમાં દાખલ થતાં તેમને જામશ્રી વિભાજી સ્કોલરશીપ મળી. ૧૮૭૧ માં તેઓ ગણિતવિષયસંબંધી નબળાઇથી બી. એ. ની પરીક્ષામાં ફત્તેહમંદ ન નિવડવાને લીધે કૉલેજ છોડી ૧૮૭૨ માં અમદાવાદ હાઇસ્કૂલમાં આસિ. માસ્તરતરીકે જોડાયા. થોડા વખત પછી કાઠિયાવાડ હાઇસ્કૂલમાં બદલી થઇ, ત્યાં સાત વરસ કામ કર્યાબાદ તેઓ ગોંડલના ઠાકોરસાહેબ શ્રી ભગવતસિંહજીના શિક્ષક નિમાયા. એ અરસામાં તેમણે કાયદાનો અભ્યાસ ચાલુ કર્યો અને તેથી ૧૮૮૪ માં તેઓ ડીસ્ટ્રીક્ટ પ્લીડરની પરીક્ષામાં પસાર થયા. તેની પહેલાં થોડો વખત તેમણે ગોંડલમાં ફર્સ્ટ ક્લાસ માજીસ્ટ્રેટ તથા મુનસફતરીકે કામ કર્યું હતું. ડીસ્ટ્રીક્ટ પ્લીડરની પરીક્ષા પસાર કર્યાબાદ તેમણે રાજકોટમાં આવી કેટલોક વખતસુધી **વિજ્ઞાન વિલાસ** નામનું પ્રસિદ્ધ માસિકપત્ર ચલાવ્યું હતું અને લેંગ કન્યાશાળાના સેક્રેટરી તથા પ્રાર્થના સમાજના જોઇન્ટ સેક્રેટરીતરીકે કામ બજાવ્યું હતું. કાઠિયાવાડ હાઇસ્કૂલમાં રીડીંગરૂમ તથા ક્રીકેટ ક્લબની સ્થાપના થઇ એ ખાસ તેમનીજ મહેનતનું પરિણામ હતું. તે પછી તેઓ ધોરાજીના મુનસફ નિમાયા. જ્યાં હિંદુ મુસલમાન બન્ને તરફનો સારો પ્રેમ મેળવી થોડા વખત પછી એટલે ૧૮૮૬ માં મોરબીના સરન્યાયાધીશની જગાપર આવ્યા. ત્યાં તેઓએ ઠાકોરસાહેબના ખાનગી સેક્રેટરી તેમજ સ્ટાંપખાતાના ઉપરીતરીકે પણ કામ કર્યું. વચમાં થોડો વખત સાયલાના મુખ્ય કારભારીની જગાપર પણ તેઓ નિમાયા હતા



## મી. માધવલાલ ગોપાલલાલ વહીયા, પ્લીડર.

એમનો જન્મ સંવત ૧૯૨૩ માં પાટણમાં થયોછે. ગુજરાતી અને થોડી ઇંગ્રેજી કેળવણી લીધાબાદ તેઓ બાટવા ન્યાયાધીશકોર્ટમાં કારકુનની નોકરીમાં જોડાયા. એમની રહેણીકરણી, નીતિ અને કામ કરવાની શક્તિ ઉપરીનો ચાહ મેળવે એવી હોવાને લીધે તેમને નોકરીમાં કોઇ પણ જાતની જોકે અડચણ ન હતી તો પણ તે નોકરીમાં તેમનું મન ઠર્યું નહિ. કારણકે આમ પરાધીનપણે કામ કરવું એ તેમને રૂચ્યું નહિ અને તેથી તેમણે કાયદાનો અભ્યાસ શરૂ કર્યો અને ઇસ્વીસન ૧૮૮૭ માં મુંબઇ ઇલાકાને માટે લેવાની સબોર્ડીનેટ મેજીસ્ટ્રેટની પરીક્ષામાં દાખલ થઇ ફત્તેહ મેળવી. તે પછી તરતજ એટલે ૧૮૮૮ માં પાલનપુર એજન્સીમાં લેવાયેલી વકીલાતની પરીક્ષામાં અને ૧૮૮૯ માં વડોદરા રાજ્યમાં લેવાયેલી તેજ પરીક્ષામાં તેઓ પસાર થયા. શરૂવાતમાં તેમણે પોતાનો ધંધો પાટણમાં ચાલુ કર્યો. જાહેર સવાલોમાં સ્વતંત્રતા સાથે સભ્યતાના મિશ્રણને લીધે તેઓ અધિકારી વર્ગમાં પણ પ્રીતિપાત્ર રહેતા. સને ૧૮૯૧ માં જ્યારે શ્રીમંત ફત્તેહસિંહરાવલાયબ્રેરી ખુલ્લી મૂકવા માટે નામદાર ગાયકવાડસરકારના પ્રતિનિધિતરીકે તેમના ભાઇ શ્રીમંત સંપતરાવ ગાયકવાડ પાટણ આવ્યા ત્યારે પ્રજાતરફથી તેમને આવકાર આપવામાં મુખ્ય ભાષણ મી. માધવલાલનું હતું જેમાં તેમણે પાટણની પ્રજાની તે વખતમાં બહુ જરૂરીયાતવાળી ગણાતી હાજતો અસરકારક રીતે જણાવી હતી. એમની રહેણી કરણી સાદી અને સરલ હોવાની સાથે તેઓ આસ્તિક અને નીતિના પૂજક છે.

આ પુસ્તકની રચના ઇંગ્રેજીઉપરથી કરવામાં આવીછે. તેમાં ઇક્વિટિના જૂદા જૂદા અર્થો બતાવવાની સાથે જણાવ્યુંછે કે "વાજબી, વાસ્તવિક અને ખરૂં જે કાંઇ હોય તે પ્રવર્તે એમ કાયદાનો મૂળ હેતુ છે, તે મૂળ હેતુવાળો ઇરાદો પરિપૂર્ણ કરી તે અમલમાં લાવવો એ ઇક્વિટિનો ખાસ ધર્મ છે, ઉપરના હેતુમાં જ્યાં કાયદો નિષ્ફળ જાયછે ત્યાં ઇક્વિટિને આવીને ઉભું રહેવાનું છે." ઇક્વિટિનાં ધોરણોનો આધાર પવિત્ર ઇન્સાફ અને શુદ્ધ અંતઃકરણપર રહેલો છે. ઇક્વિટિ એ ઇન્સાફની માતા છે પણ ઇક્વિટિના નિયમો યથાર્થ સમજવાની ઇચ્છા રાખનારે ઇન્સાફનાં ધોરણો પ્રથમથીજ સમજવાં જોઇએ.

આ પુસ્તક ચાર ભાગમાં પૂરૂં થાયછે. તેના પહેલા ભાગનાં બે પ્રકરણોમાં ઇક્વિટિ શબ્દનો અર્થ, તેની સત્તા અને પરિભાષા વગેરેછે. બીજા ભાગના ચોવીશ પ્રકરણોમાં કઇ કઇ બાબતોના સંબંધમાં તેની સ્વચારી સત્તા પ્રવર્તેછે તે, ત્રીજા ભાગના તેર પ્રકરણમાં ક્યાં ક્યાં તેની સહચારી સત્તા ચાલેછે તે તથા ચોથા ભાગનાં સાત પ્રકરણમાં કયે કયે ઠેકાણે તેની સહાયકારી સત્તા માનવામાં આવીછે તે જણાવેલ છે. છેવટ મુંબઇની હાઇકોર્ટે કરેલા ઇક્વિટિને લગતા ફેંસલા આપેલા છે અને પુરવણીમાં ચારસો અને એકસઠ ન્યાયસૂત્રો આપેલાં છે. કાયદાસાથે વિશેષ સંબંધવાળાં માણસોને આ પુસ્તક અવશ્ય અધ્યયન કરવાયોગ્ય છે અને પાછળનાં ન્યાયસૂત્રો તો દરેક માણસે વાંચીને મનન કરવાજેવાં છે.

આ ગ્રંથ મોરબી સંસ્થાનના ઠાકોરસાહેબને અર્પણ કરેલ છે.

---

## અપહરણ—ખુન.

આરોગ્યનું અપહરણ કરી મૃત્યુના મુખમાં ફેંકી દેનારા ધાતુસ્ત્રાવ આદિ નીચ
રોગોમાંના કેટલાકને દેશનિકાલ કરવામાં તથા કેટલાકને ફાંસીને
લાકડે લટકાવી દેવામાં ન્યાયદેવી **આતંકનિગ્રહને**
લેશમાત્ર પણ દયા નથી. કારણ કે—

**ન્યાયનું ધોરણ જાળવવા દયાને બાજુપર મૂકવી પડેછે.**

તેની સમજુતી આપવામાં હિંદુસ્તાનની હાઇકોર્ટોના ઠરાવ અને જજ્જોના અભિપ્રાયોને પ્રમાણતરીકે દાખલ કરેલ છે. વળી એક બીજાસાથે મળતાપણું ધરાવનારી કલમોની ટીકામાં તે તે કલમોની મતલબવચ્ચે કેવો અને કેવી જાતનો તફાવત છે તે બતાવેલ છે. જ્યાં જ્યાં જરૂર પડીછે ત્યાં ત્યાં દૃષ્ટાંતો મૂકી સમજુતી આપવામાં આવીછે અને બહોળો અર્થ ધરાવનારા કાયદાના ખાસ શબ્દોની વ્યાખ્યા પણ આપેલી છે.

આ પુસ્તક વડોદરાના મહારાજા શ્રીમંત સયાજીરાવ બહાદૂરને અર્પણ કરવામાં આવ્યુંછે.

---

૮૪ ફારમ. પૂઠું પાકું. કિંમત કંઇ લખી નથી. કર્ત્તા મી. માધવલાલ ગોપાલલાલ વહીયા પ્લીડર પાટણકર.

આ કાયદો ત્રેવીશ બાબમાં ૫૧૧ કલમની અંદર પૂરો થાયછે. પીનલકોડ એટલે સજાનો કાયદો. કાયદાના અભ્યાસીઓને તેની મૂળ કલમો વાંચી જતાં તેનું તત્વ જોઇએ તેવું મગજમાં આવી શકતું નથી. કારણકે ઘણે ઠેકાણે તેની શબ્દરચના કઠણ તેમજ ગંભીર અને બહોળો અર્થ ધરાવનારી હોયછે. અને તેથી તેઓને પોતાની મેળે સમજવામાટે તેનાપર સહેલા શબ્દોમાં આપેલી તેની સમજ ઉપયોગી થઇ પડેછે. આમાં તે તે કલમની વ્યાખ્યા આપી જોઇતે સ્થળે શંકા સમાધાનો આપેલાં છે તેમજ જે કલમોના અર્થ કરતાં વિરૂદ્ધ સંશયોને જન્મ મળતો હોય તેવી કલમોના પ્રતિષ્ટિત જજ્જોએ ક્યા કામમાં કેવા અર્થ કરેલાછે તે પણ બતાવવામાં આવ્યુંછે. જે કલમો ખાસ ભાર દઇને વ્યાખ્યા આપવાજેવી છે તેનાપર પૂરતી છૂટથી વિવેચન કરેલું છે. શરૂવાતમાં અક્ષરવાર અનુક્રમણિકા આપી તે તે બાબત તરત જોઇ શકવાની સગવડ કરેલી છે. આ પુસ્તક મુંબઇ હાઇકોર્ટના માજી જજ્જ ઑનરેબલ જૉન જારડીન સાહેબ આઇ. સી. એસ. ને અર્પણ કરવામાં આવ્યુંછે.

આ પુસ્તકને માટે રાજા સર ટી. માધવરાવ વગેરેએ સારા અભિપ્રાયો આપેલા છે.

---

**વડોદરા પીનલકોડ**—કદ રોયલ આઠપેજી પચ્ચાસ ફારમ. પૂઠું પાકું. કિંમત કંઇ લખી નથી. કર્ત્તા મી માધવલાલ ગોપાલલાલ વહીયા પ્લીડર.

વડોદરા રાજ્યમાં મરહુમ સર ટી. માધવરાવસરખા મહાપુરૂષે દિવાનપદપર આવી રાજ્યમાં કરેલા સુધારાઓમાંનો આ પણ એક અગત્યનો સુધારો તેમનાજ હાથથી થયો હતો કે ત્યાં ચાલતા જૂના કાયદાઓમાં ફેરફાર કરી ઇંગ્રેજી સુધરેલા ધોરણને અનુસરી ઉત્તમ પ્રકારનું ન્યાયબંધારણ શરૂ કર્યું અને તે પછી તેનેજ પગલે ચાલી બીજા પણ રાજદ્વારી પુરૂષોએ અનેક પ્રકારના સુધારા કરી એ રાજ્યને ઉત્તરોત્તર દીપાવ્યું છે.

આ પુસ્તક એ વડોદરા રાજ્યના ફોજદારી કાયદાની ટીકા છે. એ કાયદો પચ્ચીસ પ્રકરણની અંદર પાંચસો બાર કલમમાં પૂરો થાયછે અને તે ઘણે ભાગે હિંદુસ્તાની ફોજદારી કાયદાને મળતો છે. તેથીજ ઠેકાણે ઠેકાણે

તેની સમજુતી આપવામાં હિંદુસ્તાનની હાઇકોર્ટોના ઠરાવ અને જજ્જોના અભિપ્રાયોને પ્રમાણતરીકે દાખલ કરેલ છે. વળી એક બીજાસાથે મળતાપણું ધરાવનારી કલમોની ટીકામાં તે તે કલમોની મતલબવચ્ચે કેવો અને કેવી જાતનો તફાવત છે તે બતાવેલ છે. જ્યાં જ્યાં જરૂર પડીછે ત્યાં ત્યાં દૃષ્ટાંતો મૂકી સમજુતી આપવામાં આવીછે અને બહોળો અર્થ ધરાવનારા કાયદાના ખાસ શબ્દોની વ્યાખ્યા પણ આપેલી છે.

આ પુસ્તક વડોદરાના મહારાજા શ્રીમંત સયાજીરાવ બહાદૂરને અર્પણ કરવામાં આવ્યુંછે.

---



## મી. રતનજી ફરામજી શેઠના.

એમનો જન્મ ઇસ્વીસન ૧૮૭૨ માં થાણાજીલ્લાના ભીમડી ગામમાં થયોછે. ત્યાં શરૂવાતમાં થોડાં ગુજરાતી તથા મરાઠી ધોરણોનો અભ્યાસ કરી ઇંગ્રેજી અભ્યાસ મુંબઇમાં કરવા માંડયો. શોખને લીધે પોતાની સત્તર વર્ષની વયમાંજ એમણે "રંગમાં ભંગ" એ નામનું એક પારસીનાટક લખ્યું જે તે વખતમાં એમ્પે ક્રીકેટ ક્લબતરફથી નોવેલ્ટી થીએટરમાં ભજવી બતાવવામાં આવ્યું હતું. ત્યાર બાદ થોડાજ વખતમાં એમણે મેસ્મેરિઝમ સંબંધી એક નાનું પુસ્તક લખ્યું અને આ કામ દરમ્યાન ઇંગ્રેજી, ફારશી અને ઉર્દુ ભાષાના અભ્યાસને પણ ચાલુ રાખ્યો. એમની વીશ વર્ષની ઉમ્મરે એમના પિતાના મરણને લીધે તેઓનાપર કંઇ પણ ગુજરાનના ધંધામાં ધ્યાન આપવાની ફરજ આવી પડી જેથી થોડો વખત શેર તથા નોટના ધંધામાં ધ્યાન આપવા માંડયું પણ તે લાઇન નહિ ગમવાથી સુતર તથા દોરડાં બનાવવાના કારખાનામાં જોડાયા. આ પ્રમાણે તેમાં જોડાયા છતાં પણ તેમણે પોતાના સ્વાભાવિક શોખનું કામ જે લખાણો તેને છોડ્યાં નહિ. ૧૮૯૭ માં "ગુલઅફશાન" માસિકનું અધિપતિપણું લઇ તે ચલાવવા માંડયું પણ મરકીની ધાંધલ ચાલવા માંડતાં તે થોડાજ વખતમાં છોડી દેવું પડયું. મરહુમ શેઠ અરદેશર સોરાબજી દસ્તુર કામદીન તરફથી જ્ઞાન પ્રસારક મંડળી મારફતે ઇનામ જાહેર કરી ઇંગ્રેજી સાઇક્લોપીડીયાની ઢબનો ગુજરાતીમાં પુષ્કળ વર્ણનવાળો અકારાદિ કોષ બહાર પાડવાની પ્રેરણા થતાં તેમણે જ્ઞાનચક્ર ભાગ ૧ લો જેમાં અકારાદિ તથા આકારાદિ શબ્દોનો સમાવેશ કરવામાં આવ્યોછે તે ગ્રંથ તૈયાર કર્યો અને પાંચ ઉમેદવારોમાં પહેલે નંબરે સદરહુ ઇનામ મેળવ્યું. એટલે કે રૂપિયા ૪૦૦ મરહુમ શેઠ અરદેશર સોરાબજીવાળા તથા રૂપિયા ૪૦૦ એ ગ્રંથનું ઉત્તમપણું જોઇ ઑનરેબલ શેઠ નવરોજી નશરવાનજી

વાહાડીયાએ છપામણીપેટે બક્ષીસ આપ્યા. તે કુલ રૂપિયા ૮૦૦ જ્ઞાન પ્રસારક મંડળીની ૧૮૭૭ માં થયેલી ૫૦ વર્ષ નિમિત્તની જ્યુબિલીના કૉનવરસેઝીઓનીના મેળાવડામાં ઑનરેબલ જસ્ટીસ મહાદેવ ગોવિંદ રાનડે, સી. આઇ. ઇ., એમ. એ. એલ. એલ. બી. ના હાથે એમને આપવામાં આવ્યા હતા.

તેઓ ઉદ્યોગને વળગી રેહેનાર એક ઉછરતા ગ્રંથકારછે.

---

**જ્ઞાનચક્ર યાને ગુજરાતી સાઇકલોપીડીયા**—કદ રોયલ આઠપેજી બાવન ફારમ. પૂઠું પાકું, ગિલ્ટેડ. કિંમત રૂપિયા ત્રણ. કર્ત્તા મી. રતનજી ફરામજી શેઠના.

એમાં અકારાદિક્રમથી લીધેલા શબ્દોનું અંગ્રેજી એન્સાઇક્લોપીડીયાની ઢબથી સવિસ્તર વર્ણન આપેલું છે. આ પહેલા પુસ્તકમાં અકારાદિ અને આકારાદિ શબ્દોનો સમાવેશ થયોછે જે લગભગ સોળસો કરતાં વધારેછે. પાછળના ભાગમાં જે અનુક્રમણિકા આપીછે તે વાંચનારને અતિશય ઉપયોગી થઇ પડે તેવી છે. તેપરથી આપણે તરતજ જોઇ જાણી શકીએ છીએ કે આ ગ્રંથમાં પ્રાચીન, અર્વાચીન ઇરાની, તુરાની તથા હાલના જરથોસ્તી સંબંધી, પ્રાચીન, અર્વાચીન આર્યો, તેમના દેવતાઓ, ધર્મકથાઓ અને હાલના હિંદુઓ સંબંધી, પ્રાચીન અર્વાચીન અને હાલના મોહમેદનો તથા તેમના ધર્મજ્ઞાન સંબંધી, ખ્રીસ્તી, જ્યુ, ચીના, જેપાનીઝ, રોમન, અમેરિકન, ગ્રીક વગેરે પ્રજાનાં સ્ત્રી પુરૂષોનાં જન્મ ચરિત્રો તથા તેમના ધર્મજ્ઞાનવિષય, ઝાડપાન વનસ્પતિ ખેતીવાડી મૂળીયાં, ફળફુલ, પાન, મેવા, અનાજ અને જડીબુટી વગેરે સંબંધી, જૂદી જૂદી કોમોના પંથ, મત, ટોળા વગેરે વિષે, ભાષાઓસંબંધી. પ્રાણીઓસંબંધી, ખનિજ પદાર્થોસંબંધી, સંગીત, પિંગળ, રસાયન, ગણિત, જ્યોતિષ, ખગોળ, વાયુચક્ર, વૈદક તથા નાટયકળા વગેરે શાસ્ત્રોસંબંધી, રમત ગમતો, વિદ્યા હુન્નર વેપાર વ્યાવહારિક વિષયો, વાદિત્રો અને ખોરાકી વિષે, ગ્રંથો સંબંધી, રાહ રસમો સંબંધી, વિવિધજ્ઞાન વિષે, જરથોસ્તી ધર્મજ્ઞાનસંબંધી, હિંદુધર્મસંબંધી, સમુદ્ર, નદી, ઝરા અને સરોવર વગેરેને માટે, પર્વત, ટેકરા, ગુફા, પ્રખ્યાત કિલ્લાઓ તથા કુદરતની અદ્ભુતતા તથા મનોહરતા વિષે તથા ખંડો, દેશો, રાજ્યો, ઇલાકો, પ્રાંતો, બેટો, દ્વીપકલ્પો, અખાતો, મેદાનો, ખીણો, ભૂશિરો વગેરે સંબંધી

તે તે શબ્દપર તેના મહત્ત્વને અનુસરી ટૂંક અથવા લંબાણવર્ણન આપેલ છે. ભૂગોળ, ઇતિહાસ, રસાયન, કળા, વ્યાપાર તથા શાસ્ત્રીયજ્ઞાન વગેરે જૂદા જૂદા વિષયોપર પ્રીતિ ધરાવનારાં જૂદાં જૂદાં તમામ માણસોને આ ગ્રંથ પ્રિય અને ઉપયોગી થઇ પડે તેવો છે કારણ કે તેનું બંધારણજ એવું છે કે તેમાં તેવા સર્વ વિષયોનો સમાવેશ થાયછે. ગ્રહણ કરેલી શૈલી પ્રમાણે આ પુસ્તકના તમામ ભાગો બહાર પડી જાય તો દુનિયાની ઘણી ખરી બાબતોનો તેમાં સમાવેશ થઇ ગયો સમજવો. પણ આ પ્રયાસ પાર ઉતરવો એ કંઇ સાધારણ વાત નથી, તેમાં મોટા આશ્રયની જરૂર છે તેની સાથે મોટા પ્રયત્નની પણ જરૂર છે. ગુજરાતી ભાષાના સર્વ હિતૈષી પુરૂષો ખરા અંતઃકરણથી ઇચ્છશે કે આ બન્ને સાધનસંપત્તિનો યોગ થઇ આ પુસ્તક પોતાની પૂર્ણાવસ્થાએ પહોંચે.

આ ગ્રંથ મુંબઇવાળા પ્રખ્યાત શેઠ અરદેશર સોરાબજી કામદીન દસ્તુરને અર્પણ કરવામાં આવ્યોછે.

---

**એશીયાની સદ્‌ગુણી બાનુઓ**—કદ રોયલ સોળપેજી ચોવીશ ફારમ. પૂઠું પાકું, ગિલ્ટેડ. કિંમત રૂપિયો દોઢ. કર્ત્તા મી. રતનજી ફરામજી શેઠના.

આ પ્રથમ પુસ્તકના બે ભાગ પાડવામાં આવ્યાછે. પહેલા ભાગમાં ૨૯ બાનુઓની હકીકત ગદ્યમાં અને બીજા ભાગમાં ત્રણ બાનુઓની હકીકત પદ્ય એટલે બેતમાં આપેલી છે.

હિંદુ, પારસી અને મુસલમાનમાં તેમજ બાદશાહો, નવાબો, મહારાજાઓ, રાજાઓ અને સદ્‌ગૃહસ્થોમાં, સંપત્તિની રેલછેલમાં કે વિપત્તિના વાદળમાં પણ કેવાં કેવાં સ્ત્રીરત્નોએ પોતાના પ્રકાશથી દુનિયામાં ફેલાયેલ અધર્મ, અવગુણ અને અનાચાર આદિ અંધકારને ખસેડી મનુષ્યોના મનપર નીતિ, ધર્મ, શ્રદ્ધા, ઉદારતા, દયા વગેરેની સરસ અસરકારક છાપ પાડીછે તે આ પુસ્તક વાંચવાથી આપણા ધ્યાનપર આવે તેવું છે. આમાં લીધેલાં સદ્‌ગુણી સ્ત્રીઓનાં વૃત્તાંતો કલ્પિત નહિ પણ ઐતિહાસિક વગેરે આધારથી ખરાં ગણાતાં આવેલાંછે તેજ છે. અને તે લેવામાં કર્ત્તાએ ફારસી, ઉર્દુ, મરાઠી, ગુજરાતી તથા અંગ્રેજી પુસ્તકો તેમજ માસિક કે અઠવાડિક પત્રો વગેરેની મદદ લઇ પોતાના તરફથી મનપસંદ ગુંથણીને ઉમેરીછે.

નીચે જણાવેલ બાનુઓનાં વૃત્તાંતો આ પુસ્તકમાં લીધેલાં છે.

૧ નુરજહાન.
૨ રાણી દુર્ગાવતી.
૩ સંયુક્તા.
૪ સુલતાના રજીયાબેગમ.
૫ કર્મદેવી.
૬ ચાંદબીબી.
૭ લક્ષ્મીબાઇ, ઝાંસીની રાણી.
૮ શુરી તાઇ.
૯ ફિતુર ચનવા.
૧૦ પદ્મણી.
૧૧ ભોપાલની નવાબ સિકંદરબેગમ.
૧૨ રાણી અહલ્યાબાઇ.
૧૩ મીરાંબાઇ.
૧૪ ડા. આનંદીબાઇ જોશી.
૧૫ સુનાબાઇ ન. રૂ. બમનજી.
૧૬ હભાઇજી હો. દો. લશ્કરી.
૧૭ લેડી આવાંબાઇ જમશેદજી જી-જીભાઇ.
૧૮ લેડી સાંકરબાઇ દીનશા પીટીટ.
૧૯ બાનુ ગોસસ્પ.
૨૦ બાનુ પાનથીઆ.
૨૧ બાનુ મનીજેશ.
૨૨ બાનુ શીરીન
૨૩ મેનીઆ.
૨૪ સ્તેતીરા.
૨૫ કલીઓરીસ.
૨૬ તોમાઇરસ.
૨૭ પુરાનદોખ્ત.
૨૮ આજરમીદોખ્ત.
૨૯ ખાતુનબાનુ
૩૦ રૂપમતી.
૩૧ ગિનોરની રાણી.
૩૨ બીકાનેરની રાણી લાલબા.

એમાંથી નંબર ૧, ૪, ૫, ૧૪ તથા ૧૮ એ બાનુઓની સુંદર તસ્બીરો પણ આપવામાં આવીછે.

૧ નુરજહાં—એ દિલ્લીના બાદશાહની મુખ્ય બેગમ હતી. તે રાજકાજ ચલાવવામાં તેમજ શિકાર વગેરે શૌર્યનાં કામોમાં અને દાનધર્મ કરવામાં પણ આગળ પડતી હતી. તેનું સૌંદર્ય આજસુધી પણ ગવાયછે.

૨ રાણી દુર્ગાવતી—અકબર બાદશાહના વખતમાં છટાક નામના પરગણામાં રાજ કરતી હતી. તેનાપર દિલ્લીનો સુબો આસીફખાન ચડી આવ્યો ત્યારે તેણીએ પોતાના દેશની સ્વતંત્રતાને માટે બહુ હિંમતથી મજબૂત લડાઇ કરી પ્રાણાર્પણ કર્યું.

૩ સંયુક્તા—એ કનોજના રાજા જયચંદની પુત્રી અને દિલ્લીના રાજા પૃથુરાજની રાણી. એ પતિવ્રતા હતી. તે શાહબુદ્દીન ગોરી સાથે થયેલી લડાઇમાં પોતાના પતિની પડખે રહી લડી હતી. પૃથુરાજ જ્યારે મરણ પામ્યો ત્યારે તે સતી થઇ તેની સાથે ચિતામાં પડી બળી મરણ પામી.

૪ સુલતાના રજીઆબેગમ—બારમા સૈકામાં દિલ્લીપર રાજ ચલાવી ગઇછે. તે રાજકાજ ચલાવવામાં કુશળ અને લડાઇના મેદાનમાં ઝીપલાવવામાં બાહોશ હતી.

૫ કર્મદેવી—તે મેવાડના શૂરવીર રાણા સમરસિંહની રાણી હતી. શાહબુદ્દીન ગોરી સાથેની લડાઇમાં જ્યારે પૃથુરાજ તેમજ સમરસિંહ પણ કામ આવ્યા ત્યારે આ કર્મદેવીએ પોતાના મેવાડી લશ્કરની સરદારી લઇ કુતુબુદ્દીનના અફગાન લશ્કરનો સંપૂર્ણ પરાજય કર્યો હતો.

૬ ચાંદબીબી—અહમદનગરની રાજલગામ લઇ અકબર બાદશાહના લશ્કર સામે હિંમતથી લડી હતી. લડાઇ જેવા બારીક પ્રસંગમાં એનો મગજ ઘણું સરસ કામ કરતો.

૭ લક્ષ્મીબાઇ—એ ઝાંસીના રાજા ગંગાધરરાવની રાણી હતી. એનાપર ગેરવાજબી જુલમ ગુજરવાથી ૧૮૫૭ ના બળવામાં તે સામેલ થઇ અને તેમાં લડાઇના મેદાનમાં મરણ પામી. તે રાજનીતિમાં કુશળ તથા નીતિ અને ધર્મમાં ચુસ્ત અને સહનશીલ હતી.

૮ તાઇ—એ કરહાડ પ્રાંતના રાજા પરશુરામની સ્ત્રી હતી. તેણે પેશવાને હાથે પકડાયેલા પોતાના પતિને લડાઇ કરી છોડાવ્યો હતો તથા પેશવાનો સરદાર પોતાપર લડાઇ લાવ્યો તેમાં પણ તેને ઘણી મેહેનત આપ્યા બાદ પોતે પકડાઇ હતી. પુનામાં તેણીના આ શૌર્યમાટે તેને ઘણું માન મળ્યું હતું.

૯ ચન્નવા—બેલગામ જીલ્લાના કિત્તુર સંસ્થાનનો દેશાઇ લીંગરૂદ્ર સર્જા જ્યારે ઇસ્વી ૧૮૨૪ માં મરણ પામ્યો ત્યારે દત્તકસંબંધે ઉઠેલા વાંધાથી તેની મા ચન્નવા અંગ્રેજ સરકારસામે હિંમતથી લડી પણ અંતે પકડાઇ. એ હિંમતવાન સ્ત્રી હતી.

૧૦ પદ્મણી—ચિતોડના રાણા ભીમસિંહને પરણી હતી. અલાઉદ્દીને એ પદ્મણીને હાથ કરવાની ઇચ્છા કરી પણ તેમાં તે ફાવ્યો નહિ. એક વખત પદ્મણીની હિકમત અને હિંમતથી તેને હારી પાછું જવું પડયું અને બીજી વખત તે જીત્યો પણ તે પહેલાં પદ્મણી પોતાના પતિવ્રતપણાના બચાવમાટે બળી મુઇ.

૧૧ સિકંદર બેગમ—એણે ભોપાલનું રાજ કરેલુંછે. ૧૮૫૭ માં તેણે ઇંગ્રેજોને ઘણી સારી મદદ આપી હતી. ૧૮૬૦ માં વાઇસરાય લૉર્ડ કેનીંગે જાહેલપુરખાતે ભરેલા દરબારમાં પોતાના ભાષણમાં એની ઘણી પ્રશંસા કરી છે.

૧૨ અહલ્યાબાઇ—ઇંદોરની હોલકર ગાદીપર એણે લાંબી મુદત સુધી રાજ્ય ચલાવ્યુંછે. તે ધર્માત્મા, હિંમતવાન અને બહુજ દયાળુ હતાં. જુલમી અને લાંચીયા અમલદારોને એક પળ પણ થોભ્યા વિના શિક્ષા કરતાં. મુંબઇના ગવર્નર સર જૉન માલકમે એને માટે ઘણા સારા શબ્દો ઉચ્ચાર્યા છે.

૧૩ મીરાંબાઇ—ચૌદમા સૈકામાં એ થઇ ગઇ છે. તેનું લગ્ન ચિતોડના કુંભારાણાવેરે થયું હતું. તે ભક્તજનોમાં અગ્રેણી ગણાઇ ગઇછે. કહેવાયછે કે એની પરીક્ષાને માટે રાણાએ તેનાપર મોકલેલ ઝેરનો પ્યાલો એ પી ગઇ હતી તો પણ તેની કંઇ અસર તેને થઇ ન હતી એણે છેવટ દ્વારકામાં પોતાનો દેહ છોડયો. એનાં પદો આજ પણ ભક્તજનોમાં મોટા ભાવથી ગાવામાં આવેછે.

૧૪ ડા. આનંદીબાઇ જોશી—એ મરાઠાબાઇએ ૧૮૮૭ માં પોતાની બાવીશ વર્ષની વયે દેહ ત્યાગ કર્યો. તેણે અમેરિકા જઇ વૈદાંનો અભ્યાસ કરી મોટું માન મેળવ્યું હતું. મુવા પછી તેણીની ચેહની રાખને અમેરિકા તેનાં સ્નેહીઓતરફ મોકલવામાં આવી.

૧૫ સુનાબાઇ–આ પારસી બાનુ હીરજી જીવનજી રેડીમનીનાં બેટી તથા નશરવાનજી રૂસ્તમજી બનાજીનાં ઘરવાળાં હતાં. તેઓ છુપી સખાવતમાં મશહુર થયેલછે. ઇસ્વી ૧૮૪૭માં તેણીએ ૭૦ વરસની વયે પોતાનો દેહ છોડયો.

૧૬ હભાઇજી—આ પારસી બાનુ શેઠ હોરમસજી દોરાબજી લશ્કરીનાં ઘરવાળાં હતાં. એઓ પણ પોતાના સખાવતી ગુણમાટે પ્રખ્યાત થયેલછે. ઇસ્વી ૧૮૪૬ માં તેઓ પોતાની ૭૩ વરસની ઉમ્મરે ગુજરી ગયાં.

૧૭ લેડી આવાંબાઇ—તે પ્રખ્યાત સર જમશેદજી જીજીભાઇનાં ઘરવાળાં ઇસ્વી ૧૮૭૦ માં ૭૭ વરસની ઉમ્મરે ગુજરી ગયાં. એમણે પોતાની જીંદગીમાં લગભગ રૂપિયા ચાર લાખની સખાવત ફક્ત પોતાનાજ હાથથી કરેલી છે. વાંદરા અને માહીમવચ્ચેનો પુલ તૈયાર થતાં મુંબઇના ગવર્નર સર જ્યોર્જ આર્થરે કરેલા ભાષણમાં એમના ગુણોનું અતિ ઉત્તમ વર્ણન સમાયેલુંછે.

૧૮ લેડી સાકરબાઇ—સર દિનશાહ માણેકજી પીટીટનાં ઘરવાળાં. તેઓએ ઇસ્વી ૧૮૯૦ માં પોતાની ૬૩ વરસની વયે દેહ છોડયો. એ બાઇ દયાળુ, ધર્માત્મા અને અતિ ઉદાર લાગણીવાળાં હતાં.

૧૯ બાનુ ગોસસ્પ—એ ઇરાની પહેલવાન રૂસ્તમની બેટી થાય. એ પોતે પણ પહેલવાન હતી અને નીતિમાં ચુસ્ત હતી. ઘણા બળવાન પહેલવાનોને તેણીએ હરાવ્યા હતા.

૨૦ બાનુ પાનથીઆ—એ ઇરાનમાં મોટી પતિવ્રતા બાઇ થઇ ગયેલી છે. પોતાનો ધણી લડાઇમાં કામ આવ્યો ત્યારે ત્યાં પહોંચી પોતે પણ તેની પાછળ પોતાનાં પ્રાણ મૂક્યાં.

૨૧ મનીજેહ—એ તુરાનના શાહ અફ્રાશીઆબની બેટી તે ઇરાનના પહેલવાન બેજનસાથે પરણી હતી. પોતાના શત્રુને કબુલ કરવાથી તેનો બાપ તેણીપર બહુ ગુસ્સે થયો હતો તો પણ તેણીએ મહા સંકટમાં એક પતિવ્રતા રહી તેને છોડયો નહિ.

૨૨ શીરીન—એ ઇરાનના શાહ ખુશરૂને વરેલી હતી. ધણીપર પ્યાર રાખનારી અને તેના સંકટમાં ભાગ લેનારી હતી તથા છેવટ તે તેની પાછળ તરતજ પોતાના ખંજરવતી મરણ પામી. તે ઇસ્વીસનના છઠ્ઠા સૈકામાં હતી.

૨૩ મેનીઆ—એ ઇરાનના "ઇઓલીઆ" નામના પ્રાંતની રાણી હતી. તેણીએ ઘણી વખત લડાઇના મેદાનમાં જય મેળવ્યો હતો અને લાંબી મુદ્દતસુધી રૂડીરીતે રાજ ચલાવ્યું હતું. તે નીતિને સરલ રસ્તે ચાલનારી હતી. ઇસ્વીસનના બીજા સૈકામાં તે થઇ ગઇછે. તેણીને તેણીના રાજલોભી જમાઇએ મારી નાખી.

૨૪ સ્તેતીરા—ઇરાનના બાદશાહ અરદેશરની સાથે એ પરણી હતી. તે એક ભલી અને દયાળુ ઓરત હતી. તેની નીચ સાસુએ ઝેર આપી તેનાં પ્રાણ લીધાં.

૨૫ કલીઓરીસ—એ માસગાનની રાણીએ સિકંદર પોતાના શહેરપર ચડી આવ્યો ત્યારે ઘણી ડહાપણ ભરી રીતે તેની સાથે કોલકરાર કરી પોતાના રાજ્યનો કબજો જાળવી રાખ્યો.

૨૬ તોમાઇ રસ—એ મેસાગીતાની બહાદુર રાણીએ પોતાની સાથે દગાઇ કરનાર પોતાના બળવાન દુશ્મન સાઇરસને મજબૂત લડાઇ કરી બૂરે હાલે માર્યો.

૨૭ પુરાન દોખ્ત—ઇસ્વીસનના છઠ્ઠા સૈકામાં એ ઇરાનમાં ખુશરૂ બાદશાહની ગાદીપર બેઠી. એના સદ્‌ગુણોથી રૈયત એનાપર બહુજ ભક્તિભાવવાળી હતી. કોઇના ધર્મને અપમાન ન પહોંચાડવાનો તેનો મજબૂત ઠરાવ હતો.

૨૮ આજરમી દોખ્ત—એ પુરાન દોખ્તની બહેન થતી હતી. પુરાન દોખ્તની પછી તેણીએ રાજ્ય કર્યું હતું અને પોતાની પવિત્રતા જાળવવા તેણે ખોરાસાનના હાકેમને ઠાર કરાવ્યો હતો.

૨૯ ખાતુનબાનુ—એ ખોખારાની રાણીએ ફરીફરીને પોતાના શત્રુઓને માહાત કીધાછે અને પોતાની આબરૂ જાળવી છે.

૩૦ રૂપવતી—એ માળવાના સુબાની ઓરત અકબર બાદશાહના વખતમાં થઇ ગઇછે. એણે પોતાના શત્રુની સાથે પોતાનું પતિવ્રતપણું બચાવવા હીરો ચુસી જીવિત છોડયું હતું.

૩૧ ગિનોરની રાણી—એણે પોતાના રાજ્યને જીતનાર દોસ્ત મહમદ નામના સરદારને પોતાના શીલસંરક્ષણમાટે ઝેરી પોશાક પહેરાવવાની તદબીરથી માર્યો હતો તથા તે પછી પોતે પણ મરણ પામી હતી.

૩૨ લાલબા—બીકાનેરના રાજા પૃથુરાજની રાણી. તેણીએ એક વખત નવરોજ બજારમાં અકબર બાદશાહના હાથપર ફસાઇ પોતાના શૂરપણાથી પોતાનો બચાવ કરવાની સાથે બીજી કોઇ સ્ત્રીને તે પછી હેરાન નહિ કરવાના તેને સોગન લેવરાવ્યા હતા.

ખરા બનેલા બનાવો મનુષ્યના મનપર કાંઇ જૂદીજ અસર કરેછે તેમ પોતાનીજ જાતિનું વર્ણન એ પણ મનને કંઇ બળવાનપણે ખેંચેછે અને તેથી આમાં આપેલાં તે તે બાનુઓનાં ચરિત્રો દરેક સ્ત્રીએ ખાસ લક્ષ દઇ વાંચવા જોગ છે. તે તે સ્ત્રીઓએ સંપત્તિમાં પોતાના મનને કેવી સ્થિતિમાં રાખેલું છે, વિપત્તિમાં કેવી સ્થિતિમાં રાખેલુંછે, પતિ તરફ કેવો પ્રેમ પાળેલોછે, સંબંધીઓ તરફ કેવો સ્નેહ સાચવેલોછે, શત્રુઓને કેવા હંફાવેલાછે, સમયને અનુસરીને કેવી ઉદારતા દર્શાવેલીછે તથા દુનિયાના હવાઇ મોજશોખોને કેવી ઠોકરો મારેલીછે તે બધું એક કુલીન કામિનીના મગજરૂપ ભંડારમાં ભરવાના અમૂલ્ય ધન સરખું છે તથા યશરૂપ શરીરને ચિરંજીવી કરવામાં ઉત્તમમાં ઉત્તમ રસાયનતુલ્ય છે.

આ પુસ્તક કર્ત્તાએ પોતાના મરહુમ પિતા ફરામજી હોરમસજી શેઠનાને અર્પણ કરેલુંછે.

---

**સુંદર હેલન**—કદ રોયલ સોળપેજી સાડાપાંચ ફારમ. પૂઠું કાચું. છીંટની પટ્ટીવાળું. કિંમત કંઇ લખી નથી. કર્ત્તા મી. રતનજી ફરામજી શેઠના.

આજથી આશરે અઠ્ઠાવીશસો વર્ષપર ગ્રીકમાં થઇ ગયેલા પ્રખ્યાત મહાકવિ હોમરે ઇલિયડ તથા ઑડીશી નામે બે કાવ્યો રચેલાં છે. જેનો યૂરોપ લગભગ તમામ ભાષાઓમાં તરજુમો થઇ ગયોછે, એવાં એ રસિક કા

છે. ઇલિયડ કાવ્યમાં ગ્રીક લોકોએ ટ્રોયનગરને દશ વર્ષસુધી ઘેરો ઘાલ્યો અને થયેલી લડાઇમાં વીર નરોએ જે જે પરાક્રમ કર્યા તેનું વર્ણન તથા છેવટ ટ્રોયના કુંવર હેક્ટરનું શોકજનક મૃત્યુ વર્ણવી તે પછીની કેટલીએક ક્રિયાઓ દર્શાવેલ છે તથા ઑડીશી કાવ્યમાં ટ્રોજન લોકોપર ગ્રીકોએ ફત્તેહ મેળવી તેનું વર્ણન કર્યુંછે. પણ આ મહાયુદ્ધ શા કારણથી થયું તે વાત હોમરે બહુ ટૂંકામાં જણાવીછે. એ મહાયુદ્ધ થવાનું કારણ આ પુસ્તકમાં હોમરના આધારથી સવિસ્તર જણાવવામાં આવ્યુંછે.

ટ્રોય શહેરના પારીસ નામના શાહજાદાને તે ખરાબ જોગમાં અવતરેલ હોવાથી જન્મતી વખતજ જંગલમાં મૂકી દેવામાં આવ્યો હતો. તે ભરવાડને ત્યાં ઉછરી મોટો થયો. એક વખતે જ્યુપીટર ( ઇંદ્ર ) ના દરબારમાં તેની દીકરીના લગ્નપર કુસંપની દેવીને નહિ તેડેલ તેથી તેણીએ એક સેફ ફળ લઇ, અતિશય રૂપવાન હોય તેજ એ લે એવો તેનાપર લેખ લખી તે તેની મિજલસમાં નાખ્યું. જૂનો (ઇંદ્રાણી). મિનર્વા (સરસ્વતી) અને વિનસ (કામદેવની મા) એ ત્રણે દેવીઓને તે ફળ લેવા માટે માંહોમાંહે તકરાર ચાલી. તેથી તેણીઓ પૃથ્વીપર પારીસની પાસે આવી. પારીસે રૂપની દેવી વિનસના પક્ષમાં પોતાનો મત આપવાથી તે ફળ તેણીને મળ્યું. જૂનો તથા મિનર્વા નિરાશ થઇ ચાલી નિકળી પણ કિનો લેવાનું બીજ તેમના દિલમાં રોપાઇ ચૂકું. વિનસે, પોતાપર કરેલા ઉપકારના બદલામાં પારીસને તેના પિતાની રાજધાનીમાં પહોંચાડી સૌની પ્રીતિ તેનાપર ખેંચી તથા તેને દુનિયામાં સુંદરમાં સુંદર ઓરત મેળવી આપવાનું દીધેલું વચન યાદ કરી યુક્તિપૂર્વક તેના બાપ મારફતે તેની મુસાફરી શરૂ કરાવી અને મદદમાટે પોતે અદૃશ્યપણે સાથે રહી. મુસાફરીમાં ચાલતાં ચાલતાં તેઓ ીકની રાજધાનીમાં આવ્યાં. ત્યાંના રાજાએ તેની મિજબાની કરી પાન આ- આ પ્રસંગે પારીસને તેની રાણી હેલનની સાથે મળવું થયું. વિનસદેવીએ ..દમાં ફેરફાર કરવાથી હેલન પારીસપર મોહી પડી અને પારીસ નિમકહરામી ..રી હેલનને લઇને નાઠો. ગ્રીક લોકોને ખબર પડતાં તેઓ એક મોટું લશ્કર ..માવી ટ્રોયનગરપર ચડી આવ્યા. ટ્રોયનગરના બાદશાહે પ્રથમ તો પારીસને ..ના આ બદકામ માટે બહુ ધમકાવ્યો પણ વિનસે તેના મનપર અસર કર..થી તે પણ હેલનને પાછી ન દેવી અને ગ્રીકની સામે લડાઇ કરવી એવા ઠરાવપર આવ્યો અને તેથી ગ્રીક લોકોના દૂતને તેણે તુચ્છકારી કહાડયો. આવી રીતે અહીં લડાઇની તૈયારી થઇ ચૂકી તે વખત સ્વર્ગમાં જ્યુપીટરે દરબાર

ભરી જાહેર કર્યું કે ટ્રોજન લોકો તથા ગ્રીક લોકો એ બન્ને આપણને ભજેછે તો હવે આપણે કોનો પક્ષ કરવો? આ સવાલ સાંભળી જૂનો તથા મિનર્વા જેને વિનસપર કિનો લેવાનો હતો તેણીઓએ ગ્રીક લોકોનો પક્ષ લેવાની સૂચના કરી તથા બીજા કેટલાક દેવતાઓએ કોઇનો પક્ષ ન કરતાં જે થાય તે જોતા રહેવાની સૂચના કરી. પણ છેવટ ગભરાયેલી વિનસે ટ્રોજન લોકોને ન છોડવા વિનતિ કરતાં જ્યુપીટરે કહ્યું કે નવ વરસસુધી તો ગ્રીક લોકો ટ્રોજન લોકોને કંઇ નહિ કરી શકે. પછી બને તે ખરૂં, હવે ચાલો આપણે તે જોતા રહીએ. આમ કહી દરબાર બરખાસ્ત કરેછે.

આ પ્રમાણે એ મહાયુદ્ધનું મૂળ કે જે **સુંદર હેલન** છે તે આ પુસ્તકમાં બતાવેલ છે. કર્ત્તા બાકીના ભાગ પણ બહાર પાડવાની ઉમેદ ધરાવેછે. એમ તેની પ્રસ્તાવનાપરથી જણાયછે. આ પુસ્તક પારસી ગુજરાતી ભાષાની એતમાં પદ્યરૂપ છે. તે કેખશરૂ પાલનજી શેઠનાને અર્પણ કરવામાં આવેલ છે. વાર્ત્તાનો પ્લૉટ ઘણોજ રસિક હોવાથી પુસ્તક વાંચતાં તેમાંથી મનોવૃત્તિને ખેંચવી ગમતી નથી.

---

**ગુલખુશરો**—કદ ડેમી બારપેજી છ ફારમ. કિંમત ચાર આના. કર્ત્તા મી. રતનજી ફરામજી શેઠના.

આ એક પારસી ગુજરાતી ભાષામાં લખાયેલું બે અંકનું રમુજી ફારસ છે. તેમાં એક મર્જબાન નામનો લોભી પિતા પોતાની ગુલનાર નામની બેટીને માહીયાર નામના એક બુઢા પૈસાદારસાથે પરણાવવા તૈયાર છે, જેમાં ગુલનાર પોતે નાખુશ હોવાની સાથે પોતાની પસંદગીના ખુશરો નામના એક ચપળ જુવાન સાથે જોડાવા તલસેછે. તેમાં મર્જબાનતરફથી વખતોવખત વિઘ્ન નાખવામાં આવેછે પણ છેવટ કેર્માનના હાકેમ અર્દવાનની અદલ સમજશક્તિથી કજોડું જોડાતું અટકેછે તથા લાયક જોડ જોડાયછે. એમાં લોભી પિતા પૈસામાટે પોતાની પુત્રીનું સુખ ન જોતાં કેવળ સ્વાર્થ તાકવામાંજ કેવો તત્પર રહેછે તેનો સારો ચિતાર આપવાની સાથે બુઢાઓ બાળકીઓને પરણવાની ઘેલછામાં કેવા બેવકુફ બનેછે તે પણ દેખાડી આપ્યુંછે.

ઉપરનાં પુસ્તકોસિવાય એમના તરફથી લોન્ટેનીસ, બીઝીક, મેસ્મેરીઝમ, રંગમાં ભંગ, અજલમમેહેર અને સહનશીલપીરોજા એ પુસ્તકો બહાર પડ્યાંછે.



## રા. રા. સચેદિના નાનજીઆણી.

આ તત્વજ્ઞાની ખોજા ગૃહસ્થનો જન્મ સંવત ૧૮૯૩ માં કચ્છના કેરા ગામમાં થયોછે. તે વખતમાં ચાલુ જમાનાની કેળવણી લેવાનાં કશાં સાધન એ ગામમાં ન હોવાથી તેમણે શરૂવાતની કેળવણી એક ગામઠી મેહેતાજી પાસેથી લીધી ગુજરાતમાં ઉગતા સુધારાની છાયા મુંબઇ-સાથના વહીવટને લીધે ન્યુસપેપરો અને ચોપાનીયાદ્વારા અહીં સુધી પહોંચતી હોવાને લીધે તેમનામાં નવું નવું વાંચવાનો અને પોતાના જ્ઞાનમાં વધારો કરવાનો શોખ પેદા થયો. તેર વર્ષની ઉમ્મરે ગામઠી કેળવણી પૂરી કરી પોતાના વડિલોના મુંબઇ જંગબાર વગેરે ઠેકાણે ચાલતા વહીવટમાં પડી તેમણે હિસાબી જ્ઞાન મેળવ્યું અને તે પછી કેટલોક વખતસુધી પાસેના ભારાપર નામના ગામમાં એક સૈયદપાસે જઇ ફારસીનો અભ્યાસ કરવા માંડયો. ત્યારબાદ તેમણે નવાં નવાં પુસ્તકો વાંચી પોતાની મેળે પોતાના જ્ઞાનમાં ભરતી કરવા માંડી. એમનો એ ઉદ્યોગ આજ પોતાની વૃદ્ધાવસ્થા છતાં પણ હજુ ધીમો પડેલો નથી.

લોહાણા જાતમાંના કેટલાએક લોકોને શીઆ ઇમામી ઇસ્લામી ધર્મગુરૂઓએ ઇરાનના ઉત્તર છેડાપરના અલમૌતના કિલ્લાતરફથી આવીને ઇસ્લામી ધર્મપર લાવવાને પ્રયત્ન કર્યો હતો. જે કેટલેક દરજ્જે ચાલ્યા પછી તે અટકી પડયો અને તેથી ખોજા લોકો હિંદુ મુસલમાન બન્ને કોમથી અલગ રહી ગયા અને તેમનો ધર્મ ખોજાપંથ એ નામથી જૂદોજ ઓળખાવા લાગ્યો. આ બાબતનો અભ્યાસ કરવામાટે મી. સચેદિનાએ તેની સિંધીને મળતી લિપિનું જ્ઞાન મેળવી એ પંથનાં ધર્મ પુસ્તકોનું અવલોકન કર્યું અને તેપરથી ખોજા લોકોને શુદ્ધ ઇસ્લામી ધર્મપર લઇ જવા જોઇએ એમ નિશ્ચય કરી તેવા યતનમાં પોતાનું મન લગાડયું. હાલ ખોજાઓમાં જે કાંઇ ધર્મસંબંધી સુધારો થયેલો છે તે એમણે વાવેલાં બીજોને આભારી છે.

હિંદુસ્તાનનાં કેટલાંએક પ્રખ્યાતસ્થળો ઉપરાંત એમણે ચીનનાં પીનાંગ, સીંગાપોર, હોંગકોંગ, કેતાન, મકાઉ વગેરે શહેરોમાં મુસાફરી કરીછે. સંવત ૧૯૨૦ ની સાલમાં કચ્છમાં આગાખાનના એજંટે આવી ખોજા કોમપર જ્યારે કેટલુંક દબાણ કરવા માંડયું હતું અને છેવટ દરબારમાંકેસ ચાલવાસુધી વાત પહોંચી હતી તેમાં પણ એ ગૃહસ્થે ખોજા કોમના ભલામાટે ઘણી મહેનત લીધી હતી અને એમની મહેનતથીજ સારૂં પરિણામ આવ્યું હતું. સાં. ૧૯૩૩ ની સાલમાં તેઓ કચ્છના આસિ. રેવન્યુ કમીશનરના હોદ્દાપર આવ્યા.

એઓ સરલ અને પરોપકારી છે તથા બહુશ્રુતપણે વેદાંતના સિદ્ધાંતો બહુ સારી રીતે સમજી શાંત જીંદગી ભોગવેછે.

---

**સુખસન્માર્ગ**—કદ ડેમી બારપેજી ચોંત્રીશ ફારમ. પૂઠું પાકું, ગિલ્ટેડ. કિંમત રૂપિયો સવા. કર્ત્તા રા. રા. સચેદિના નાનજીઆણી.

સુખ એ શી વસ્તુ છે? તેની પ્રાપ્તિ શી રીતે થઇ શકે અને તે પ્રાપ્ત કરવાને માટે શાં શાં સાધનો છે? તે બતાવવાનો આ પુસ્તકમાં યોગ્ય યત્ન કરવામાં આવ્યોછે. એમાં પ્રવેશ, સુખનું શોધન, સુખનો વિયોગ, સુખનો વધારે વિયોગ, સુખના સ્થળનો ખરો માર્ગ, સુખનું રૂપ, ખરૂં સુખ કઇ જગાએ રહેછે? સુખ તે શું? દુઃખ તે શું? સંતોષ, સુખની સીમા ક્યાં બાંધવી? આત્મદૃષ્ટિ, નીતિ, ધર્મનીતિ, સંસારનીતિ, રાજ્યનીતિ, સત્ય, માયા, વીરપુરૂષો, અનુભવ, કૃતજ્ઞતા, ઠગાઇનું પરિણામ, વખાણ, આત્મજ્ઞાન, મશ્કરી, સોબતની અસર, આરોગ્યતા, ખુશામદ, ઉપકાર, ન્યાય, અદબ, શિખામણ, ભૂલ છુપાવવાનાં માઠાં પરિણામ, સુધારો અને ધર્મનીતિનાં ચુંટેલાં રત્નો વગેરે છત્રીશ પ્રકરણો સમાવવામાં આવ્યાંછે.

તે તે પ્રકરણમાં વિષયની વ્યાખ્યા, સિદ્ધાંત અને દૃષ્ટાંતની સંકલના વિદ્વત્તાભરેલી રીતે કરવામાં આવીછે. દૃષ્ટાંતો સહેલાં, રસીલાં અને બંધબેસતાં ગોઠવવામાં આવ્યાંછે એટલુંજ નહિ પણ તેમાંનાં કેટલાંએક તો સચોટ અસરકારક છે. લીધેલી બાબતોની પુષ્ટિમાં ઘણીએક ગુજરાતી, કચ્છી, ફારસી તથા સંસ્કૃત કવિતાઓ મૂકવામાં આવીછે. સૃષ્ટિપ્રવાહની ગતિના પ્રારંભવિષે બાંધેલી કલ્પનાઓ અને સ્થળે સ્થળે ઉપસંહારના રૂપમાં આપેલા વેદાંતવિચારો પ્રૌઢ છે પણ તેની સાથે ભાષા અને વિચારોપર એવો કાબુ રાખવામાં આવ્યોછે કે દરેક વર્ગના માણસોને તે ઉપયોગી થઇ શકે તેમ છે.

**ધર્મની સત્યતા**—કદ ડેમી બારપેજી અગિયાર ફારમ. પૂઠું પાકું, ગિલ્ટેડ. કિંમત આઠ આના. કર્ત્તા રા. રા. સચેદિના નાનજીઆણી.

ધર્મ એ સુખનું મૂળ હોવા છતાં તેનું ખરૂં રૂપ જોવાથી બેનસીબ રહેલાઓ અને પોતે માની લીધેલ યદ્વા તદ્વા સરખા કોઇ માર્ગમાં અથવા આગળના કોઇ યુક્તિયુક્ત પુરૂષોએ કરેલા કેડામાં અંધપરંપરાથી ધર્મબુદ્ધિ રાખી ચાલ્યા જતાં અંગને ઝાંખરાંઓ ઉઝરડાય તથા કાંટાઓ ભોંકાય ત્યારે તેઓ ધર્મ એ શબ્દપર અરૂચિ બતાવેછે તેમજ તેની નિંદા પણ કરેછે અને તેમ કરતાં અયોગ્યમાર્ગપર ગતિ કરેછે. જેને ખરેખર દુર્ભાગ્યની નિશાનીજ સમજવી જોઇએ. આવા લોકોને તેમજ અંધપરંપરાથી ચાલ્યા જતા કહેવાતા ધર્મી લોકોને ધર્મની સત્યતા સમજાવવાની બહુજ મોટી અગત્ય છે એ વાત નિર્વિવાદ છે.

આ પુસ્તકમાં મન અને બુદ્ધિના સંવાદરૂપે ધર્મસંબંધે શંકાસમાધાન આપી તેના યોગ્ય ખુલાસાઓ કરવામાં આવ્યાછે. ધર્મ, ઇશ્વરનું અસ્તિત્વ, ઇશ્વરની આજ્ઞા, કૃત્યનાં ફળ, જીવનું અમરપણું, મૂઆપછી કૃત્યનાં ફળ, કામવૃત્તિ, ક્રોધવૃત્તિ, લોભવૃત્તિ, ઇર્ષ્યાવૃત્તિ, વૈરવૃત્તિ, દયાવૃત્તિ, સત્યવૃત્તિ, પ્રેમવૃત્તિ, માનવૃત્તિ, શ્રદ્ધાવૃત્તિ, ન્યાયવૃત્તિ તથા મોક્ષ એ પ્રમાણે અઢાર પ્રકરણોમાં તે તે બાબતના નિર્ણયો કરતાં તેનાં સ્વરૂપ તથા ફળ સમજાવેલ છે. જરૂર જણાતાં આપેલા દાખલાઓ તે તે નિર્ણયને મજબૂત પુષ્ટિ આપે તેવાજ ગોઠવેલા છે.

---

**ખોજાવૃત્તાંત**—કદ રોયલ બારપેજી પચ્ચીશ ફારમ. પૂઠું પાકું, ગિલ્ટેડ. કિંમત કંઇપણ લખી નથી. કર્ત્તા રા. રા. સચેદિના નાનજીઆણી.

આ પુસ્તકની રચના ખાસ ખોજાગૃહસ્થોને માટેજ કરવામાં આવીછે. એના પહેલા ભાગમાં ખોજાઓ અસલ કોણ અને કેવી સ્થિતિમાં હતા ને બતાવવામાં આવ્યુંછે અને તેની સાથે સંબંધ ધરાવતી બાબતો, શક્તિપંથ તથા તેને લગતાં ભજનો વગેરે આપવામાં આવેલ છે. બીજા ભાગમાં ઇસ્લામી ધર્મની ઉત્પત્તિ અને તેનો વિજય તથા વિસ્તાર તેમજ ખલીફાઓની રાજસત્તા અને પરસ્પર ઝગડાવિષે વર્ણન આપેલ છે. ત્રીજા ભાગમાં ખોજાઓનો ઇસ્લામી ધર્મસાથે સંબંધ અને તેઓના પીર સંબંધી વિવેચન તથા ચોથા ભાગમાં ખોજાઓની હાલની સ્થિતિ, રીતિ, આગાખાનવિષે વર્ણન અને ગ્રંથકર્ત્તાની પોતાતરફની સૂચના સમાવવામાં આવેલ છે. જેઓને આ પુસ્તકસાથે ખાસ સંબંધ છે તેઓને તે અવશ્ય ઉપયોગી છે.

આ પુસ્તક ઑનરેબલ શેઠ ફાજલભાઇ વિશ્રામભાઇને અર્પણ કરેલું છે.



## મી. ભગુભાઇ ફત્તેહચંદ કારભારી.

એમનો જન્મ ઇસ્વી. ૧૮૭૨ માં મહીકાંઠાના પેથાપુર ગામમાં થયોછે. તે વખતમાં ત્યાં ઇંગ્રેજી કેળવણી પામેલ કોઇ હોય તો તે, તેમના પિતાજ હતા. જેઓ હાલપણ તે તરફ સુપ્રસિદ્ધ વકીલ ગણાયછે. મી. ભગુભાઇએ પેથાપુર, સાદરા અને માણસામાં ગુજરાતી છ ધોરણનો અભ્યાસ કરી પોતાની દશવર્ષજેટલી નાની વયે અમદાવાદમાં અંગ્રેજી અભ્યાસ શરૂ કર્યો. પુસ્તકો અને વર્તમાનપત્રો વાંચવાનો શોખ પણ તેમને નાની અવસ્થાથીજ ચાલુ થયો. મેટ્રીક થયાબાદ વડોદરા કોલેજમાં અભ્યાસ કર્યો અને તે પછી "પાઠક સંગવી" કંપનીમાં જોડાયા પણ થોડાજ વખતમાં તેથી છૂટા પડી તેમણે અમદાવાદમાં કાગળ વેચવાનો સ્વતંત્ર ધંધો શરૂ કર્યો.

અમદાવાદમાં નિકળતાં "પ્રજાબંધુ" નામના અઠવાડિક પત્રની એમણેજ શરૂવાત કરી હતી. તથા મુંબઇમાં નિકળતાં "સમાલોચક" નામના ત્રિમાસિકપત્રમાં પ્રારંભમાંજ એમનો હાથ હતો. તેમજ તે વખતે મુંબઇમાં નિકળતાં વ્યાપકપત્રમાં લંડનરાજરહસ્ય એ વિષય એમનાતરફથીજ આવતો. એઓ ગુજરાતી ભાષાઉપરાંત બંગાલી, મરાઠી, હિંદી અને ફારસી ભાષાનું જ્ઞાન પણ ધરાવેછે.

નીચે જણાવેલા ગ્રંથો સિવાય તેમણે લંગડો જરવાસ, સ્ટુડન્ટ્સ્ અંગ્રેજી ગુજરાતી ડીક્ષનેરી, સનાતન હિંદુધર્મ, લંડનરહસ્ય, સટીક નળાખ્યાન, સ્ટુડન્ટ્સ્ ગુજરાતી ઇંગ્રેજી ડીક્ષનેરી, રાજયોગ, સેલ્ફ ઇંગ્લિશ ઇન્સ્ટ્રક્ટર અને સ્ટાર ઇંગ્રેજી ગુજરાતી ડીક્ષનેરી વગેરે પુસ્તકો બહાર પાડેલા છે.

**લંડન રાજ્ય રહસ્ય ભાગ ૧ લો ( ભાષાંતર )**—કદ ડેમી આઠપેજી ત્રીશ ફારમ. પૂઠું પાકું કિંમત રૂપિયો દોઢ. કર્ત્તા મી. ભગુભાઇ ફતેહચંદ કારભારી.

આજથી એકસો વર્ષ પહેલાં જ્યારે રાજા જ્યોર્જ ઈંગ્લાંડની ગાદીપર હતો ત્યારે ત્યાંનું રાજકુટુંબ કેવી સ્થિતિમાં હતું તે બતાવવાનો આના મૂળગ્રંથકારનો પ્રયત્ન છે.

શરૂવાતમાં લંડન-હાલબોર્ન વીશીમાંથી પેજ નામનો એક વેપારીનો આડતીયો ખુનીતરીકે જાહેર કરવામાં આવેલા સર રીચર્ડ સ્ટાનફર્ડ નામના એક આબરૂદાર ગૃહસ્થને ઇનામની લાલચથી શોધવા નિકળી પડેછે. અધવચ પોતેજ એક મ્યાગ્ઝ્મેન નામધારી ચોરના હાથમાં ફસાઇ પડેછે. ચોરના હાથમાં પેજની રોજનીશી કે જેમાં તેના ખપની કેટલીક હુંડીઓ હતી તે પણ જાયછે અને તે અમુક રકમે પાછી આપવાનું તે ચોર કબુલ કરેછે. બીજે દિવસે મ્યાગ્ઝ્મને આપેલી નિશાની પ્રમાણે ઠરાવની રકમ લઇ પેજ હાર્સ્લેડાઉનમાં બેગર્સસ્ટાફ નામની વીશીમાં જાયછે. ત્યાંના લુટારામંડળને પોલીસના હાથમાં પકડાવી દેવાની પોતાની ધારણામાં તે નિષ્ફળ નિવડેછે એટલુંજ નહિ પણ બીજે દિવસે પોતેજ પાછો તે લુટારામંડળના હાથમાં ફસાઇ તે વીશીના એક અંધારા ભોંયરામાં ફસાયછે. અહીં તેને ખરા સર રીચર્ડ સ્ટાનફર્ડ નામના ગૃહસ્થનો મેળાપ થાયછે. જે આ લુટારામંડળીના માલેકના હાથમાં ફસી પડયો હતો અને પોતાના દુસ્મનોનાં કાવત્રાંથી નિરપરાધ છતાં લોકોમાં ખુની તથા નાસી ગયેલો મનાતો હતો. પેજ અને સર રીચર્ડ સ્ટાનફર્ડ એ ભોંયરાની દીવાલ કોતરી બાજુના ઘરમાં થઇને નાસી નિકળેછે. આ વખતે તે ઘરનો માલેક જે મરવા પડેલો હતો તેની પાસેથી એક નોટ અનાયાસે પેજના હાથમાં આવેછે. બીજે દિવસે પેજ પાછો તેજ ઘરમાં આવી તે ઘરના મરણ પામેલા માલેકની દીકરીને મળેછે અને તે બન્ને એક જોડાંતરીકે જોડાઇ તે ઘર છોડી બીજે ઠેકાણે જઇ રહેછે. પોતાની સ્ત્રીસાથની વાતચિતો તથા પોતાના સસરાની રોજનિશીમાંના દસ્તાવેજોપરથી પેજ આટલી હકીકત મેળવવાને શક્તિમાન થાયછે કે હાના લાઇટફુટ જે સર રીચર્ડ સ્ટાંફર્ડની જનેતા હોવાનો શક જાયછે તે તે વખતના યુવરાજ જ્યોર્જની ગુપ્તરીતે ધર્મપત્ની થયેલી હતી. એ બાબતના દસ્તાવેજનો એક ટુકડો જોસફ વેરન ( મ્યાગ્ઝ્મેન ) ની બાયડીના

મારફત ગુમ્મ થઇ ટિમ મિગલ્સ નામના માણસના હાથમાં પહોંચ્યો હતો અને બીજો ટુકડો હજુ હયાત હતો. જે ઉપરથી જોસફ વારન તથા પેજના સસરાએ ઘણી દોલત મેળવવાને મહેનત કરી હતી. એ બીજો ટુકડો ટિમ-મિગલ્સ તથા લેડી લેટિશિયા પોતાને હસ્તગત કરવા પ્રયત્ન ચલાવેછે પણ તેમાં તેઓ હજુ ફાવેલ નથી. લેડી લેટિશિયા તથા ટિમ મિગલ્સ કોણ તથા કેવી સ્થિતિનાં માણસો છે તે બતાવવામાટે રાજપુત્રના મહેલમાં બનતા બનાવોનું વર્ણન આપવામાં આવ્યુંછે તે સભ્યતાની ગંધવગરના રાજમહેલમાં કેવા બનાવો બનતા હશે તેનું પૂરેપૂરૂં ભાન કરાવેછે તથા વિષયાસક્ત રાજકુમાર પ્રજા પાસેથી પડાવેલા પૈસાને કેવી અનીતિના કામમાં ઉડાવેછે તથા પ્રજા મંડળીમાંની પવિત્ર ભોળી કુમારિકાઓને ભમતો વેષધારી બની કેવી કેવી રીતે ભ્રષ્ટ કરેછે અ . તેને માટે કેવાં કેવાં કાળાં ધોળાં કરેછે તે પણ તેપરથી જણાયછે. પહેલો ભાગ આમ અધૂરેજ અટકેછે અને તેપરથી વાંચનારને પહેલા ભાગમાં રોપાયેલાં બીજોનાં ફળ જોવામાટે તે પછીની બાબત વાંચવાની આકાંક્ષા રહેછે.

---

કુમુદા—કદ ડેમી બારપેજી ચૌદ ફારમ. પૂઠું કાચું, છીંટની પટ્ટીવાળું. કિંમત બાર આના.

સૂર્યપુરના ધનાઢ્ય ગૃહસ્થ શંકરલાલની પુત્રી કુમુદા પોતાની સખીઓ વિદ્યાગૌરી તથા કમળાગૌરીની સાથે બગીચામાં બેઠેલી છે ત્યાંથી સ્નેહપુરના કારભારી દુર્જનલાલના દૂતો તેને હરી જઇ એક કિલ્લામાં કેદ કરેછે. દુર્જનલાલની સ્ત્રી ચંદનગૌરી પોતાના પતિના ભલાંને માટેજ તેને આવા એક ફંદમાં પડતો અટકાવવા માટે કુમુદાને મુક્ત કરવાની યુક્તિ રચેછે અને સૂર્યપુરનો કુસુમચંદ્ર નામનો એક કેળવાયેલો તરૂણ તેને છોડાવી લઇ જાયછે જેના બદલામાં કુમુદા તેની સાથે પોતાના માતાપિતાની સંમતિથીજ લગ્ન કરેછે. કુસુમચંદ્રના મિત્ર કૃષ્ણલાલ અને ભાસ્કરરાવ પણ તેમાં સામેલ રહેછે અને છેવટ દુર્જનલાલને એક દેશી રાજ્યના કારભારમાં અનેક કાળાં ધોળાં કરતો અટકાવી એ સન્મિત્રો તેને પણ નીતિને રસ્તે ચડાવેછે.

આ ઇતિવૃત્તને લાંબા ગુચવાડાવગરનુંજ રાખી રસ તથા અલંકારોવાળાં વર્ણનોથી શણગારવામાં આવ્યુંછે જેમાં વાર્ત્તાપ્રકરણને દીપાવનારા ચ-

મત્કારો પણ સારી રીતે ગોઠવેલા છે. કુલ વીશ પ્રકરણોમાંથી ઘણાંએક પ્રકરણોની શરૂવાતમાં તે તે પ્રકરણના મુખ્ય ઉદ્દેશનો નિર્દેશ કરનાર કવિતા અથવા તેનું કોઇ વાક્ય મૂકવામાં આવેલ છે. આ પુસ્તક શેઠ મણિલાલ રણછોડદાસને અર્પણ કરવામાં આવેલ છે.

---

**કર્મયોગ ( ભાષાંતર )**—કદ રોયલ સોળપેજી ૭ ફારમ. પૂઠું કાચું, છીંટની પટ્ટીવાળું. કિંમત દશ આના. કર્ત્તા મી. ભગુભાઇ ફતેહચંદ કારભારી.

પ્રખ્યાત સ્વામીજી વિવેકાનંદજીએ પાશ્ચિમાત્ય દેશોમાં આપેલાં ભાષણોમાંનું આ એક કર્મયોગસંબંધી ભાષણ છે. કર્મ એટલે શું અને તેનો માણસોની સાથે શો સંબંધ છે? તે એની અંદર શાસ્ત્રીય પરિભાષાથી સમજાવવામાં આવેલું છે. કર્મયોગીના સિદ્ધાંતને માટે સ્વામીજી જણાવેછે કે "વિમલ મનુષ્ય તેજ છે કે જે અતિશય શાંત સ્થાનમાં વિશેષ ઉદ્યોગ અનુભવેછે અને હજારો ઉદ્યમ અને વ્યાપારવાળા સ્થાનમાં નિર્જનસ્થાન અનુભવેછે. તેણેજ નિરોધનું ગુહ્યતત્વ જાણ્યુંછે. તેણેજ પોતાની ઉપર અંકુશ રાખ્યોછે. તે મોટાં શહેરનાં ચૌટામાં છે. જ્યાં ભારે વ્યાપાર ચાલતા હોયછે ત્યાં પણ તેનું મન એવું તો નિર્મલ અને શાંત રહેછે કે જાણે કોઇ ગુફામાં ન હોય? ત્યાં તેને ઝીણામાં ઝીણો ધ્વનિ પણ સંભળાતો નથી અને તે તો પોતાની મેળે પોતાનું કામ હમેશાં કર્યાજ જાયછે. તેજ કર્મયોગીનો સિદ્ધાંત છે અને જો તમે તેની પ્રાપ્તિ કરી હોય તો ખરેખર તમે કર્મનું ગુહ્ય તત્વ સમજ્યા છો."

આ પુસ્તકનાં ૧ કર્મ–તેની વર્તનઉપર અસર, ૨ સ્વાશ્રમમાં સર્વ સમર્થ છે. ૩ કર્મનું રહસ્ય. ૪ ધર્મ શું છે? ૫ આપણે આપણને સહાય કરીએ છીએ. સંસારને નહિ. ૬ વિરાગ પરિપૂર્ણ આત્મસંયમન છે. ૭ મોક્ષ અને ૮ કર્મયોગનો સિદ્ધાંત એ પ્રમાણે આ' [illegible]કરણો છે. વિષય સમજવામાટે અધિકારીપણાની મુખ્ય જરૂર છે[illegible]

સ્વામિશ્રીની [illegible]થી [illegible] સાંડ [illegible] પાયેલી પ્રત ઉપરથી નહિ પણ આમો [illegible] તડ઼. [illegible] છે.



## કવિ ગોપાલજી કલ્યાણજી દેલવાડાકર.

એમનો જન્મ સં. ૧૯૨૫ માં કાઠિયાવાડના દેલવાડા ગામમાં થયોછે. એમણે દેલવાડામાં ગુજરાતી શિક્ષણ લઇ મુંબઇમાં આવી નોકરી કરવાની સાથે ખાનગી ઇંગ્રેજી અભ્યાસ પણ ચાલુ કર્યો. કવિતા કરવાનો અને નાટક લખવાનો શોખ હોવાથી તે પછી તરતજ મી. ન્હાનાભાઇ રૂસ્તમજી રાણીનાને મળી તેમની આલ્ફ્રેડ નાટક મંડળી માટે નાટક લખવામાં રોકાવા લાગ્યા. તે પછી સ્વદેશ નાટક મંડળી, વિકટોરીયા ગુજરાતી નાટક મંડળી વગેરેને માટે પણ તેમણે કેટલાંએક નાટકો લખ્યાંછે તે અરસામાં તેમજ તે પછી પણ તેમણે કેટલાંએક વાર્તાપુસ્તકો પ્રસિદ્ધ કર્યાંછે અને તેપછીના ભાગમાં વિશેષે તેઓએ કિન્ડર ગાર્ટન શિક્ષણપદ્ધતિતરફ પોતાના ધ્યાનને દોર્યુંછે. એ સંબંધી તેમનો યત્ન પ્રશંસાપાત્ર નિવડયોછે. એમને નાનપણથીજ સંગીતનો શોખ હતો જે આગળ જતાં સ્કૂલમાં ગાયનશિક્ષકતરીકેની તેમની કુશળતાના રૂપમાં તે પ્રગટી નિકળ્યોછે.

નીચે જણાવેલાં પુસ્તકો સિવાય મદન–વસંત, બહાદૂર કલી ભાગ ૨ જો તથા કિન્ડર ગાર્ટન સીરીઝ ભાગ ૧ થી ૧૩ એ પ્રમાણે પુસ્તકો તેમણે તૈયાર કરેલાછે. ઉપરાંત કેટલાંએક વર્તમાનપત્રો અને માસિકોમાં પણ જૂદી જૂદી બાબતપર તેમણે ઘણી વખત લેખો લખેલા છે.

---

**નવલગંગા (ભાગ ૧ લો)**—કદ રોયલ બારપેજી એકવીશ ફારમ. પૂઠું પાકું. કિંમત રૂપિયો દોઢ. કર્ત્તા કવિ ગોપાલજી કલ્યાણજી. પ્રસિદ્ધ કર્ત્તા દલસુખરામ કરૂણાશંકર પંચોળી.

આ વાર્તાપુસ્તક ઇંગ્રેજી નૉવેલના આધારથી પ્રદેશ અને પાત્રોના ફેરફાર સાથે નવીનરૂપમાં ગુર્જરપ્રજાસન્મુખ મૂકવામાં આવ્યુંછે. ભાવલપુર તાબાના

દેવલપુર ગામમાં શુક્લ કુટુંબના કેળવાયેલા યુવાન નવલશંકરનીસાથે લગ્નગાંઠથી જોડાયેલી ગંગા વિદ્યા અને પવિત્રતાથી સ્ત્રીઓમાં રત્નરૂપ હતી. નવલશંકરનીસાથે જોડાયા પહેલાં તેનું મન પાછળથી ગ્રાજ્યુએટ થયેલા વિદ્વાન રસિકચંદ્રસાથે લાગેલું હતું પણ પરણ્યાપછી તેણીએ તેનાતરફની પોતાની સપ્રેમ મનોવૃત્તિને ભ્રાતૃભાવમાં ફેરવી નાખી નવલશંકરતરફની પતિભક્તિમાં જરાપણ ન્યૂનતા આવવા દીધી નહોતી. ગ્રંથકર્તાએ રંગભૂમિમાંજ દર્શાવ્યુંછે કે "વિપત્તિ સદ્‌ગુણને ઉત્તમરીતે પ્રકાશેછે." ગંગાના ઉત્તમ ગુણો જાહેરમાં લાવવા દૈવેજ તેનાપર વિપત્તિનું વાદળ મોકલ્યું. તેનો જેઠ કિશોરલાલ તથા તેની સ્ત્રી સ્વભાવેજ દુર્જન હોવાથી નવલગંગાનાં વેરી થઇ લાગ્યાં. કેળવાયેલા પણ કાચા કાનના ભોળા નવલશંકરને તેઓએ યુક્તિપ્રયુક્તિથી ભમાવ્યો, સપડાવ્યો અને તેદ્વારા નિર્દોષ ગંગાને પતિ તથા બાળકોથી છૂટી કરી રઝળાવી, પોલીસના હાથથી દુઃખી કરી અને અંતે મોતના મોઢામાં ગામથી દૂર ધકેલી નાતમાં નિંદાનું પાત્ર બનાવી. નવલશંકરની પણ તેજ દશા થઇ અને ગંગાને ખરે વખતે મદદ દેનારી તેની સખી પ્રભાકુંવરને પણ કઠોર અને કપટી કિશોરે એજ દશાએ પહોંચાડી.

વર્ણનના ઠાઠમાઠ સાથે આટલા મૂળ વસ્તુને પંદર પ્રકરણમાં સમાવવામાં આવ્યુંછે, છેવટના એટલે પંદરમા પ્રકરણમાં પરણ્યા પહેલાંનું ગંગાસંબંધી તમામ વૃત્તાંત તક સાધીને આપવામાં આવ્યુંછે. તે તે યોગ્ય સ્થળે ગુજરાતી કવિતાઓ અને સંસ્કૃત સાહિત્યના ઉપયોગી શ્લોકો ગોઠવવામાં આવ્યાછે.

---

**નવલગંગા (ભાગ ૨ જો)**—કદ રોયલ બારપેજી સોળ ફારમ. પાકું પૂઠું. કિંમત રૂપિયો એક. કર્તા ગોપાલજી કલ્યાણજી દેલવાડાકર.

પહેલા ભાગમાં અધૂરી રહેલી આ વાર્તા બાવીશ પ્રકરણના આ બીજા ભાગમાં સમાપ્ત કરવામાં આવીછે. દેવલપુરમાંથી દુઃખ પામતી નિકળેલી ગંગા કુંડળપુર પાસે આવી પહોંચી ત્યાં ઉપરથી સારા દેખાવના એક સોદાગરના હાથમાં સપડાઇ. પણ તે સોદાગરની સાધ્વી સ્ત્રીની મદદથી છટકી નાસી નિકળી. તે તેની પાછળ પડ્યો અને ગંગાને તેણે પકડી પાડી, પણ તેવામાં ઇશ્વરકૃપાથી ગંગાનો વૃદ્ધ કાકો અને તેની સાથે એક સિપાઇ ઘોડે બેસી ત્યાંથી નિકળ્યા તેઓએ તેને બચાવી લીધી. સુખસૂર્યનું

એકાદ કિરણ બહાર આવવા પામ્યું ત્યાં તો પાછું વિપત્તિવાદળે તેને દાબી દીધું. ગંગાને પોતાના આશ્રયનીચે લીધા પછી તરતમાંજ તે વૃદ્ધ રાજકીય મુસદ્દીનું બારવટીયાઓના હાથથી મરણ થયું જેથી તે કાકાના ઘરમાં અભાગણીતરીકે તેનો અત્યંત તિરસ્કાર થવા લાગ્યો અને તેથી તે મુંબઇ રસિકચંદ્રને મળવામાટે ચાલી નિકળી. આ તરફ ગંગાનો ભાઇ પોપટ અને તેની બ્હેન કૃષ્ણાકુમારી ભાવલપુરમાં આવેલ અને રસિક પણ ત્યાંજ આવેલો તેથી કૃષ્ણાકુમારી અને રસિકનું વેવીશાળ થયું. લગ્નની વાત અમુક મુદતપર રહેવાથી રસિક પાછો મુંબઇ ફર્યો. રસ્તામાં દૈવયોગે નવલગંગા અને રસિક મળ્યાં. રસિકે ચોકસપણે તેને ઓળખી નહિ. પણ આબરૂદાર સ્ત્રી ગણી તેને પોતાને આશરે મુંબઇ તેડી ગયો. ગંગા પતિની તથા બાળકની ચિંતાને લીધે દુઃખી હોવાથી વ્યાધિગ્રસ્ત થઇ અને રસિકની સારવાર તળે હૉસ્પીટલમાં પડી. આ તરફ નવલશંકર અને પ્રભાકુંવર અચાનક નદીમાં મળ્યાં. તણાતી પ્રભાકુંવરને બચાવવા જતાં નવલશંકર પણ તણાયો. છેવટ પ્રભાકુંવરનો પતિ હતો તે ગામને કિનારે તેઓ જીવતાં નિકળ્યાં. સાવધ થતાં નવલ, ગંગાના નિર્દોષપણાથી વાકેફ થઇ પસ્તાવામાં પડયો. પછી ગંગાની શોધમાટે મુંબઇ તરફ ચાલી નિકળ્યો. સ્ટેશનપર તે ગંગાની સાથેજ ઉતર્યો પણ મળી શકયો નહિ. ગંગાને રસિકચંદ્રની સાથે જતાં જોઇ તેથી વ્હેમાયો અને રોષે ભરાયો. તે અજાણ્યો હોવાથી દુઃખી થતો તેની શોધ કરવા લાગ્યો. એ સ્થિતિમાં ટ્રામની અકસ્માતમાં ઘાયલ થઇ તે પણ રસિકચંદ્રની હૉસ્પીટલમાંજ પહોંચ્યો. અહીં તેની તબીયત કંઇ ઠીક થતાં તે દંપતી મળ્યાં અને તેટલામાં તેમનાં બાળકો કે જેઓ દેવલપુરમાં ઘરપર જપ્તી આવવાથી નવલશંકરની મા ત્રાસને લીધે ગુજરી જતાં કુટિલ કિશોરના કાળપાશમાં પડ્યાં હતાં ત્યાંથી છૂટી પોતાના બીજા કાકાના આશરા તળે રહ્યાં હતાં તેઓ પણ આવી મળેછે. કેળવાયેલા રસિકે ગંગાની પવિત્રતાને જાળવી તેનું રક્ષણ કર્યુંછે એવી ખાત્રી થવાથી નવલશંકર તેનો આભાર માનેછે. પછી તેઓ પાછાં દેવલપુરમાં આવેછે ત્યાં કપટી કિશોર પાયમાલ થઇ પસ્તાવામાં મરણ પામેલો સંભળાયછે. પછી તેઓ રાજસન્માનનો અનુભવ કરવાની સાથે યોગ્ય લોકોપયોગી કાર્યો કરી યશ અને સુખ મેળવેછે. આવી રીતે ધર્મે જય અને પાપે ક્ષય એ પરિણામ બતાવતી આ વાર્તા પૂરી થાયછે. વાર્તાના પ્રધાન અંગને દીપાવવા ગોઠવેલી અપ્રધાન વસ્તુઓ પણ જૂદી જૂદી જાતનો બોધ આપે

તેવી છે. દાખલ્લાતરીકે રસિકનાપર અથાગ પ્રેમ બતાવતી ઇંગ્રેજ કુમારિકા ડૉરલી નહિ જેવા કારણમાં છેલ્લે પાટલે બેસી બીજે ઠેકાણે જોડાઇ ગઇ અને તેથી જુવાનીયાઓને પ્રેમ જોડવાની બાબતમાં કેટલું બધું વિચારવાનુંછે તે સ્પષ્ટ જણાઇ રહેછે. આ ભાગમાં પણ ઠેકાણે ઠેકાણે સંસ્કૃત અને ઇંગ્રેજી સાહિત્યનો ચળકાટ વાંચનારને વિશેષ આનંદ આપેછે.

---

**બહાદૂર કલો અને અનાથ તારા**—કદ રેયલ સોળપેજી ચૌદ ફારમ. પૂઠું પાકું. કિંમત રૂપિયો એક. કર્ત્તા કવિ ગોપાલજી કલ્યાણજી દેલવાડાકર.

વીરપુરના ભાટી ઠાકોરની કુંવરી તારા કે જે તે વખતમાં સુલતાનને ત્યાં નવરોઝા કરવા જવાનો દુષ્ટ રીવાજ વિવાહિત થતી રજપૂત બાળાઓને અપવિત્ર કરનાર અને ત્રાસ આપનારો હતો તેના તરફ પૂરતા ધિક્કારથી ગમે તેમ થાય તો પણ પોતે એ રીવાજને તાબે ન થવાનું પણ લઇ બેઠી હતી તેની ચિંતા, તેનાપર તેની નવી માતાનો જુલમ અને આવી પડેલી અનેક વિપત્તિઓમાં કલાજી રાઠોડ નામના પરોપકારી શૂરપુરૂષે તેને વખતોવખત પવિત્ર સહાયતા કરી અને છેવટ યુક્તિપૂર્વક દિલ્હી દરબારના નવરોઝા મહેલમાં તારાની સાથેજ રહી તેને સુલતાનના જુલમથી છોડાવી, સુલતાનને પોતાના ન્યાયી દબાણમાં લઇ તેનો ચાલુ અન્યાય દૂર કરાવી કચેરીમાં તેના તરફથી મોટું માન પામી છેવટે એ તારાને જોધપુરના રાજા અભયસિંહ સાથે પરણાવી. આવી રીતે એ બહાદુર રાઠોડે પોતાનું નામ અમર કર્યું. આટલા પ્રસંગપરથી આ પુસ્તકની ગુંથણી થયેલીછે. આમાં પ્રમાદસુંદરી નામની રાજકન્યા કે જે કલાજી રાઠોડનું પ્રેમપાત્ર હતી તેની વાર્ત્તાશૃંખલા થોડે સુધી લઇ ચાલુ વાર્ત્તાના અનુરોધથી બીજા ભાગ માટે મુલતવી રાખી છોડી દીધેલ છે.

સ્વદેશસેવાના શૌર્યને અને ઉત્સાહને પેદા કરનારી આ વાર્ત્તા વીશ પ્રકરણમાં પૂરી કરવામાં આવીછે. એમાં સુલતાનની ભાષા ઉર્દુ–હિંદી લેવામાં આવીછે.

---

**રમણસુંદરી**—કદ રેયલ સોળપેજી સાત ફારમ. કિંમત આઠ આના. લખનાર કવિ ગોપાલજી કલ્યાણજી દેલવાડાકર પ્રસિદ્ધ કરનાર રા. રા. નવરોજી ફરદુનજી દાવર.

મજબૂત અને તકલાદી પ્રેમ વચ્ચેનો તફાવત દર્શાવનારી આ વાર્ત્તા પ્રખ્યાત કવિ શેકસપિયરકૃત સિમ્બેલાઇનપરથી નામ અને સ્થાનના ફેરફારથી લખવામાં આવીછે.

રમણસુંદરી એ ઉજ્જયિનીના રાજા શત્રુજિતસિંહની કુંવરી હતી. તેની માતા ગુણસુંદરી મરણ પામી હતી અને તેના નનકડા ભાઇ અમન અને ચમન રાજા સામે વૈરભાવ ધરાવતા બળવંતસિંહ નામના અમલદારના હાથથી હરાઇ ગયા હતા. નવી રાણીના કાવા દાવાથી રમણસુંદરીનો પ્રિય પ્રબોધચંદ્ર દેશ નિકાળની શિક્ષા પામ્યો હતો. વિદેશમાં પણ રમણની પવિત્ર અને દૃઢ પ્રીતિમાટે તે મગરૂર હતો પણ એક ઉછાછળું ઇર્ષ્યાલુ અતઃકરણ તે સહન કરી શકયું નહિ. તેના મિત્રમંડળમાં ભાગ લેતા ઇસ્માયલખાન નામના એક પ્રપંચી પુરૂષે પ્રબોધના મિત્રતરીકે રમણસુંદરીપાસે આવી કેટલાંક નિશાનો મેળવી પ્રબોધનો પરાજય કર્યો અને તેથી પ્રબોધને રમણસુંદરીપર ક્રોધ થયો. અને તેને શિક્ષા કરવા તેણે રમણસુંદરી પાસેના પોતાના એક વિશ્વાસુ માણસ મારફત ગોઠવણ કરી. આ તરફ નવી રાણીના કહેવાપ્રમાણે રમણસુંદરી ન ચાલવાથી તેણે પણ તેજ નોકર મારફત તેનો ઘાટ ઘડવા નિશ્ચય કરી વૈદ્ય પાસેથી મેળવેલું ઝેર તેને સ્વાધીન કર્યું. પ્રબોધની પ્રપંચી ગોઠવણમાં છેતરાયેલી રમણસુંદરી તેને મળવાના આવેશથી જંગલમાં પુરૂષવેષે ભટકી. બહુ મુંઝાતાં નવી રાણીવાળું પેલું ઝેર જેને પોતે સુખરૂપ દવા માની હતી તે ખાધું. તે બેભાન થઇ. જંગલમાં ફરતા તેના ભાઇઓજ તેને દાટવા લઇ ગયા અને ફુલ લેવામાટે જરા દૂર ગયા તેટલામાં તેને ભાન આવવાથી તે બીજી તરફ ચાલી નિકળી, જયાંથી તે કચ્છી લશ્કર જે શત્રુસિંહે નવી રાણીને તે સવેલી, છતાં ગ્રહણ કરેલી હોવાથી તેનાપર વેર લેવા જતું હતું તેના એક અમલદારના હાથમાં કેદ થઇ. કચ્છી લશ્કર લડાઇ કરી શત્રુજિતસિંહને જીતવાની અણીપર હતું તેટલામાં પ્રબોધચંદ્ર, બળવંતસિંહ અને અમન ચમનના અણધાર્યા પરાક્રમથી તે હારી ગયું અને શત્રુજિતસિંહનો વિજય થયો. રમણસુંદરી પુરૂષ વેષે પેલા કચ્છી અમલદારસાથે કેદ પકડાઇ, પ્રબોધચંદ્ર પણ દેશનિકાલની સજા પામેલ છતાં ફરી હદમાં આવવાથી કેદ થયો અને બળવંતસિંહ માનને પામ્યો. બળવંતસિંહ તથા અમન ચમનને ઇનામ આપવા તથા કેદ થયેલાઓને શિક્ષા કરવા દરબાર ભરવામાં આવ્યો, જેમાં રમણસુંદરી અને અમન

ચમન ઓળખાયછે. રાજાનો સંતાન પ્રેમ ઉભરાયછે. પાપીઓ પાયમાલ થાયછે અને પ્રબોધચંદ્ર તથા રમણસુંદરી દંપતિતરીકે જોડાયછે.

---

**સરોઝની**—કદ સુપરરોયલ સોળપેજી પંદર ફારમ. પૂઠું કાચું, છીંટની પટ્ટીવાળું. કિંમત આના બાર. કર્ત્તા કવિ ગોપાલજી કલ્યાણજી દેલવાડાકર.

ઇંગ્રેજી ઉપરથી લખવામાં આવેલી આ વાર્ત્તાની નાયિકા સરોઝની એક શાહાણા જમીનદારની પુત્રી અને દેખીતા મોટા પણ અક્કલના ખોટા પ્રેમરાય નામના રાજાની રાણી છે. પતિપ્રેમ, પવિત્રતા, સહનશીલતા વગેરે સદ્‌ગુણોથી ભરેલી સરોઝનીસાથે થોડી મુદત સુખ ભોગવ્યાબાદ રાજાનું નબળું મન તકલાદી મોજશોખમાં વધારે વધારે તણાવા લાગ્યું. સરોઝનીથી નાની તેની રંભા નામે એક બેન હતી. તેણે ઇંગ્રેજી કેળવણી લીધી હતી. પરંતુ કેળવણી લેવાના યોગ્યફળથી તે બેનસીબ રહી હતી અને તેને લીધે તેના ઉછાંછળાપણાનો લાભ તેના બનેવી એટલે સરોઝનીના પતિએ લીધો. તેનું મન રંભાપર ચોટવાથી તે સરોઝનીને મરણ પામેલી ઇચ્છવા લાગ્યો. અને તેથીજ વગરકારણે તે તેને સંતાપવા લાગ્યો. વગરકારણે અપવિત્રતાનો ભોગ થઇ પડતી સતી મુંઝાઇ જવાથી તેમજ પતિને પોતાનાજ કારણથી દુઃખ થાયછે તો પોતે આડેથી ખસી જવું એવી નિષ્ઠાથી સરોઝની ગામ છોડી ચાલી નિકળી. પાછળથી રાજાએ રંભાને ભોળવી પૈસામાટે તેના પિતાનાં પ્રાણ લેવરાવ્યાં. પણ પૈસા તો રેસીડેન્ટે જપ્તીમાં રાખ્યા. પાછળથી રંભાએ રેસીડેન્ટને લલચાવી કામ કાઢવા માગ્યું પણ તેમ ન બનતાં તેને ઝેર આપવાનું કાવતરૂં કરવામાં આવ્યું. જે કાવતરૂં ઉઘાડું પડી જવાથી રાજપર જપ્તી આવી. રેસીડેન્ટ ઉપર રાજ્ય તરફથી રંભાસામે બદદાનત કરવાનું આળ ચડાવવામાં આવ્યું. રંભા તો પ્રથમથી એક નોકરની સાથે નાસી ગઇ હતી. રસ્તામાં સરોઝનીની બાળકપુત્રી સુનંદા જેને તેનો મામો મનુભા સરોઝની પાસે તેડી જતો હતો તે વખતે તે તેનાથી છુટી પડી મોતના મોઢામાં પડી હતી પણ ત્યાંથી બચી એક ભરવાડના રક્ષણનીચે રહી હતી તે રંભાને મળતાં તેને ભરવાડ પાસેથી પોતાના કબજામાં લઇ મારી નાખવા તે તૈયાર થઇ. પરંતુ તેટલામાં સરોઝની પોતાના પાતિવ્રત્યપ્રભાવથી ઉદાર અંગ્રેજોની મદદ મેળવી પોતાના પતિને

સંકટસમયમાં સહાય થવા આવતી હતી તે અચાનક મળી ગઇ. નિમકહરામ નોકર પકડાયો. રંભાની આંખ ઉઘડી અને તે માફ માગી વેરાગી બની ભટકતી ચાલી નિકળી અને સરોઝનીએ પોતાના શહેરમાં પાછી આવી પોતાના પતિને બચાવી લેવાની સાથે પવિત્રબુદ્ધિના રેસીડેન્ટને પણ જૂઠાં તોહોમતની આંચ ન લાગવા દેતાં બચાવી લઇ પોતાનું કુલીનપણું સાબીત કરી આપ્યું. એક વેલાનાં બે ફુલ—સરોઝની અને રંભા—કેવડો મોટો તફાવત ! પ્રેમરાયે એ નામને એબ લગાડનારા રાજાએ પાછળથી પોતાની ભૂલ જોઇ પસ્તાવો કર્યોછે. એજ બતાવી આપેછે કે સુખસંપત્તિનાં ઉછળતાં મોજાંઓમાં મનને વહેતુ મૂકવામાં બહુજ મોટો જોખમ રહેલો છે. સરોઝનીનો નિષ્કારણ સ્નેહી મનુભા નામનો ક્ષત્રિયપુત્ર પોતાના ઉચ્ચગુણોથી આ વાર્તાને દીપકની માફક દીપાવેછે. તેની સાથે આપણા દેશમાં કોઇ કોઇ કુલીન અંગ્રેજ અમલદારો આવેછે તેઓ કેવા ભલા, ઉદાર અને ઉમદાગુણોવાળા હોયછે તેનું ચિત્ર આપણી નજરપર લાવવામાં આ વાર્તા પોતે દીપકરૂપ બનેછે.

---



# રા. રા. દેવીદાસ જીણાભાઇ ઇજનેર.

એમનો જન્મ સંવત ૧૯૧૭ માં કપોળજ્ઞાતિમાં થયોછે. એમણે ઇંગ્રેજી છઠ્ઠા ધોરણસૂધી અભ્યાસ કર્યોછે પરંતુ વાંચનના વિશેષ શોખથી અને બહુશ્રુતપણાને લીધે સારૂં જ્ઞાનભંડોળ એકઠું કીધુંછે. સંસ્કૃતભાષાનું પણ તેઓ ઠીક જ્ઞાન ધરાવેછે. પ્રથમ અવસ્થામાં જો કે તેઓ સંસારી બીજી બાબતોમાં સુખી હતા તો પણ ગૃહસ્થાશ્રમ ભાંગી પડવાના એક કરતાં વધારે પ્રસંગો એમનાપર આવેલા છે. તો પણ એ દુઃખપ્રસંગોને સાધનરૂપ કરી પોતાની વૃત્તિને વિશેષ શાંત બનાવવામાં તેઓ વધારે ફત્તેહમંદ થયાછે.

મી. દેવીદાસ સદ્‌ગુણી, સુશીલ અને શાંત જીંદગી ભોગવનાર એક યોગ્ય ગૃહસ્થ છે. મુંબઇના પોર્ટટ્રસ્ટમાં એક વેરહાઉસ ડીપાર્ટમેન્ટમાં તેમણે કેશીયરનો હોદ્દો સત્તરવર્ષસૂધી ભોગવેલ છે. એ નોકરીના સંતોષમાં ઉપરી અધિકારીઓએ તેમને વેરહાઉસકીપરનો જોખમી હોદ્દો આપ્યોછે. ભારતમાર્તંડ પંડિત શ્રી ગટ્ટુલાલજીથી ઉચ્ચતર દશાને પામેલી આર્યસુધર્મોદયસભાના ઉપમંત્રીનું પદ તેમણે થોડા સમયસૂધી ભોગવેલ છે. એઓ ધર્મપર અંધશ્રદ્ધાવાળા નહિ પણ દેખતી સત્યશ્રદ્ધાવાળા છે.

મુંબઇની જાણીતી વિક્ટોરીયા નાટક મંડળીના માલેક મી. ખુરશેદજી મેહેરવાનજી બાલીવાલાસાથે તેમનો ચાલુ સ્નેહસંબંધ હોવાથી મી. બાલીવાલાને પોતાની માલેકી નીચે ખાસ ગુજરાતી ખેલો પ્રજાસન્મુખ મૂકવાની ઇચ્છા થઇ તેમાં તેમણે બહુજ કિંમતી મદદ ખરા અંતઃકરણથી આપી તેમને તે કામમાં યશસ્વી કર્યા હતા.

નીચે જણાવવામાં આવેલાં એમનાં અંજની અને કળાવતી એ બે પુસ્તકો ઉપરાંત સદ્‌ગુણીસુભદ્રા અને ગુણસુંદરી એ પુસ્તકમાં પણ તેમનીજ મુખ્ય મહેનત છે. તે ઉપરાંત ઘણાં ચોપાનીયાંઓમાં તેમના લેખો આવેલાછે. એમનાતરફથી લખાયેલા "શાશ્વતગુણ" એ વિષયમાટે કવિ નર્મદાશંકરે સંતોષ જાહેર કર્યો હતો. તેમ તેના કળાવતી નાટકમાટે સાક્ષરવર્ય ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીએ સમાલોચકમાં પોતાનો સારો મત દર્શાવેલ છે.

**અંજની**—કદ ડેમી આઠપેજી નવ ફારમ. પૂઠું પાકું, ગિલ્ટેડ. કિંમત દશ આના. કર્ત્તા રા. રા. દેવીદાસ જીણાભાઇ ઇજનેર.

આ પંચાંકી નાટકમાં આદિત્યપુરના વિદ્યાધરરાજા પ્રહ્લાદના પુત્ર પવનજયને પોતાની સ્ત્રી અંજનીપર અમુક વહેમથી મજબૂત અભાવ આવ્યો. તેના પિતા તથા તેના મિત્રોએ તેને ઘણો ઘણો સમજાવ્યો તોપણ તે સમજ્યો નહિ. થોડા રોજ પછી તે વરૂણદેવસામે રાવણને થનાર સંગ્રામમાં સામેલ થવામાટે પિતાની આજ્ઞા લઇ જવા તૈયાર થયો. પવિત્ર અંજની મળવા આવી પણ તેનો તિરસ્કાર કરી પોતે ચાલી નિકળ્યો. પહેલે દિવસ સાંજ પડતાં કોઇ તળાવના કિનારાપર કોકપક્ષીના પ્રેમને જોઇ પોતાની પતિવ્રતાપત્નીપર તેનું મન વળ્યું. તેથી પોતાના મિત્રસાથે કોઇ ન જાણે તેમ તેજ રાતના તે પોતાના મહેલમાં આવ્યો અને તે રાત્રિ પોતાની ઋતુસ્નાતા પ્રિયાસાથે રહી સવારના ચાલ્યો ગયો. કેટલાએક દિવસોપછી અંજની ગર્ભવતી હોવાની ખબર પડતાં તેની સાસુ કેતુમતીએ તેને વ્યભિચારિણી ગણી વનમાં કહાડી મૂકી. ત્યાં હનુમાનનો જન્મ થયો અને ઘણી દુઃખીદશામાં ત્યાંથી તેને તેનો મામો પ્રતિસૂર્ય પોતાના શહેરમાં તેડી ગયો. આ તરફ રાવણ ને વરૂણદેવવચ્ચે સમાધાની કરાવી પવનજય પાછો આવતાં અંજનીને ન દેખવાથી તે બનેલા બનાવથી વાકેફ થઇ તેની શોધમાં ચાલી નિકળ્યો. ઘણી ઘણી શોધ કરી થાકી છેવટ હિમાલયના એક ભાગમાં બળી મરવાની ઇચ્છા કરેછે તેટલામાં તેનાં માબાપ તેમજ અંજનીનાં માબાપ, અંજનીનો મામો તથા શ્રીમહાદેવજી ત્યાં આવેછે અને પવનજયને બચાવી અંજની તથા તેના પુત્ર હનુમાનસાથે મેળવેછે.

વસ્તુરચના રસપ્રદ છે અને ભાષા પણ શુદ્ધ અને સરલ છે. આ પુસ્તક શેઠ ત્રિભોવનદાસ મંગળદાસ નથુભાઇ, જે. પી. ને અર્પણ કરવામાં આવ્યુંછે.

---

**કળાવતી**—કદ ડેમી આઠપેજી તેર ફારમ. પૂઠું કાચું, છીંટની પટ્ટીવાળું. કિંમત છ આના. કર્ત્તા રા. રા. દેવીદાસ જીણાભાઇ ઇજનેર.

આ ત્રણ અંકના નાટકમાં ચંપાવતીનગરીના રાજા ચંપકસેનનો પુત્ર ચંદ્રસેન પ્રવાસે નિકળી પોતાના પિતાના શત્રુ રૂપસિંહની રાજધાની રૂપનગરે પાસે પહોંચતાં બગીચામાં આવેલી રાજકુમારી કળાવતીને વીંછી કરડેલ ત્યાં

દોડી જઇ તેનું ઝેર ચુસી લેછે. અહીંથી એ બન્નેના મનોભાવ પ્રેમસંબદ્ધ થાયછે. થોડાજ વખતપછી રાજપુરૂષો એ શત્રુપુત્રને ઓળખી પકડી રાજાપાસે હાજર કરેછે. ત્યાં ચંદ્રસેન તેનાથી જરાપણ નહિ દબાતાં જુસ્સો બતાવેછે તેથી રાજા તેને કેદખાનામાં પૂરેછે. અહીં કળાવતી તેને ગુપ્તરીતે મળી જાયછે અને થયેલા સંકેતમુજબ ફાંસીએ જવા પહેલાં કળાવતીનો સ્વયંવર જોવાનું ચંદ્રસેન અધિકારીઓ પાસે માગેછે તેની તે માગણી કબુલ થાયછે. સ્વયંવરમાં કળાવતી ચંદ્રસેનનેજ વરેછે. આથી તે બન્નેને દેશપાર કરવામાં આવેછે. જંગલમાં તેઓ વિખૂટાં પડેછે. કળાવતી અનાયાસે એક મુનિના આશ્રમમાં પોતાના પતિના મિત્ર બુદ્ધિસાગરને મળેછે. પણ થોડાજ વખતમાં અવંતીનો રાજા અમલસિંહ ત્યાંથી તેનું હરણ કરેછે. મુનિની દિવ્યદૃષ્ટિવડે કળાવતીનું હરણ કરનાર કોણછે તે જાણી બુદ્ધિસાગર તેના બચાવમાટે નિકળી પડેછે. એજ રાજાને ત્યાં રહી અને કળાવતીનું શીલ ભંગ કરવા રાજાની તૈયારી જોઇ ગુપ્તરીતે મહેલમાં આવેલો બુદ્ધિસાગર રાજાને મારી નાખેછે. પ્રાચીન દંતકથાઓમુજબ દરવાજો ઉઘડતાં ગામમાં પ્રથમ પેઠેલા ચંદ્રસિંહને એ રાજ્ય મળેછે કેદ થયેલો બુદ્ધિસાગર તેને ત્યાં ભેટેછે અને બંધનથી મુક્ત થાયછે.

બુદ્ધિસાગરે રાજાને મારતી વખત થયેલી ગડબડથી ગભરાઇ કળાવતી નાહાસી જંગલમાં એક ભરવાડ કુટુંબને આશરે જાયછે. એ અરસામાં રૂપસિંહ સંતાનપરના સ્નેહનો દાખલો જોઇ દ્રવિત થયેલો તે ત્યાં શિકારે આવેલા ચંપકસેનને મળેછે. રાજતંબુઓની પાસેજ સિંહની બુમ સંભળાયછે અને કળાવતીની શોધમાં નિકળેલો ચંદ્રસેન તેને ઠાર કરેછે. રૂપસિંહ અને ચંપકસેન તેને મળેછે તેટલામાં ભરવાડના કુટુંબની સાથે ત્યાં આવેલી કળાવતી પણ ઓળખાયછે અને આવીરીતે એક પ્રેમીજોડું અનેક આપત્તિઓને તરી અંતે વડિલોના આશીર્વાદ સાથે આનંદોત્સવમાં મળેછે.

કળાવતીનો શુદ્ધપ્રેમ, ચંદ્રસેનનું શૌર્ય, શહાણપણ અને ભાગ્યશાળીપણું, બુદ્ધિસાગરનો મિત્રભાવ અને નામ અમથો છતાં હાસ્યરસપોષક અમથાનું ઉપયોગીપણું બહુ સારીરીતે દર્શાવેલ છે. આ નાટક વિક્ટોરીયા ગુજરાતી નાટકમંડળીમાટે રચવામાં આવેલ છે અને તેમાં તેનો પ્રયોગ થતાં સુજ્ઞ પ્રેક્ષકોની પ્રીતિ મેળવવામાં તે ફત્તેહ પામેલ છે.

---



# મી. સોરાબજી મંચેરજી દેશાઇ.

એમનો જન્મ સંવત ૧૯૨૧ માં નવસારીના જાણીતા મોટા દેશાઇ ખાનદાનમાં થયોછે. નવસારીનીજ હાઇસ્કૂલમાં કેળવણી લઇ સારાં સર્ટીફીકેટો મેળવવાની સાથે જરથોસ્તી ધર્મની પરીક્ષામાં સર્વથી પહેલા આવી એ બે વખત પહેલાવર્ગની સ્કોલરશીપ મેળવી હતી. મેટ્રીક્યુલેશનમાં તેમણે અંગ્રેજીસાથે ફારશીભાષા લીધેલ હોવાથી તે સંબંધી પણ તેમનું સારૂં જ્ઞાન છે. તેમના જાહેર લખાણો કરવાનો ઉત્સાહ નાની વયથીજ છે. એમના તવારીખે નવસારી પુસ્તકમાં અપાયેલો એમના પોતાના સંબંધનો એક ફકરો એમના ઉત્સાહયુક્ત આવેશને આપણી નજર આગળ ખરારૂપમાં ખડો કરેછે. તે એ પ્રમાણે છે કે એક અમેરિકન કારીગરે ત્યાંનું પોસ્ટકાર્ડ કે જે અહીંના પોસ્ટકાર્ડ કરતાં દોઢગણું હોયછે તેમાં ૨૫,૦૦૦ શબ્દ લખેલા એવી વાત ન્યુસપેપરમાં વાંચવાથી તેમણે પોતે અહીંના છ પોસ્ટકાર્ડો લઇ એક એક કરતાં ચઢીયાતા લખ્યા હતા. પહેલામાં ૫૦૦૦, બીજામાં ૧૧૦૦૦ ત્રીજામાં ૨૩૦૦૦, ચોથામાં ૨૭,૫૦૦, પાંચમામાં ૨૭,૫૦૦ અને છઠ્ઠા કાર્ડમાં તો ૪૧,૦૦૦ શબ્દો લખી સમાવ્યા હતા. એ છેલ્લો કાર્ડ લંડનના બ્રીટીશ મ્યુઝીયમમાં મૂકવામાં આવ્યોછે અને તેની અંદર ગાયકવાડ સરકાર સાથનો બ્રીટીશ સરકારનો તેમજ નવસારીના દેશાઇનો સંબંધ એ વિષય સમાવેલોછે. પહેલા બે કાર્ડ મુંબઇના વિકટોરીઆ મ્યુઝીયમમાં મૂકાયેલા છે અને પાંચમો કાર્ડ નામદાર સયાજીરાવને દેખાડી ૧૮૮૯ ના પારીસના પ્રદર્શનમાં મોકલવામાં આવ્યો હતો જ્યાં તેની ઘણીજ તારીફ થઇ હતી. સને ૧૮૮૯ માં "આનંદી" નામનું માસિક તેમણે ચલાવવા માંડ્યું હતું. ૧૮૯૦ ના વર્ષથી વડોદરા રાજ્યની નોકરીમાં તેઓ જોડાયા. ૧૮૯૬ માં નવસારી આર્યવિજય પ્રેસ સાથે સંબંધમાં આવ્યા. એ વખતે એમણે "નવરંગ" નામનું માસિક કહા-

ડવા માંડ્યું. ૧૮૯૭ માં "વડોદરા વત્સલ" ના મુખી લેખકતરીકે કામ કર્યું. તેઓ "નવસારી જ્ઞાન પ્રસારક મંડળી" ના સેક્રેટરી થયેલા છે. નવસારીમાંના આતશ બેહેરામમાટે તે દેશાઇ ખુરશેદજીની એકની માલેકીનું નહિ પણ અંજુમનનું છે એવી તકરાર ઉઠતાં તેમણે "આતશ બેહેરામે દેશાઇ ખોરશેદ" એ નામનું લગભગ ૨૭ ફારમનું પુસ્તક છપાવીને તે દેશાઇ ખુરશેદજીના વારસોની એકલાનીજ માલેકીનું છે એમ સિદ્ધ કરી આપ્યું. પારસી ટોળાંને લગતી ઘણી ખરી જાહેર બાબતોમાં તેઓ ભાષણ, લેખ વગેરેથી ભાગ લેછે. ખબર મળવા પ્રમાણે હસ્ત લિખિત જૂના ગ્રંથો તેમજ સેંકડો વર્ષની જૂની વસ્તુઓનો સંગ્રહ કરવાનો તેમને વિશેષ શોખ છે.

નીચે જણાવેલાં પુસ્તકો સિવાય પારસી અટકો અને નામો. ઐયામે નૌશાલો હીંગામે નૌરોઝ જેમાં જરથોસ્તીઓ નવા વરસનો હીંગામ કેમ પાળેછે તે સંબંધી વર્ણન કરેલું છે તથા હિંદુસ્તાનના આતશ બેહેરામો એ પ્રમાણે બીજાં ત્રણ પુસ્તકો બહાર પાડેલાં છે. ઉપરાંત કેટલાંક ન્યુસપેપરો તેમજ માસિક વગેરેમાં તેમનાં લખાણો આવેલાં છે.

---

**સીહાસંસાર**—કદ ડેમી આઠપેજી પંદર ફારમ. પૂઠું કાચું, છીંટની પટ્ટીવાળું. કિંમત આઠ આના. કર્ત્તા મી. સોરાબજી મંચેરજી દેશાઇ.

પારસી ઘર સંસારને લગતું ચાર અંકનું આ એક નાટક છે. તે મુંબઇવાળા પ્રખ્યાત શેઠ ખરશેદજી મેહેરવાનજી બાલીવાલાની વિક્ટોરીયા કંપનીને માટે લખાયેલું છે. ગર્ભશ્રીમંતના લાડકવાયા પુત્રો સારી અક્કલના અને સભ્ય છતાં કાચી સમજથી કેવા ફસી પડેછે તથા વિવેકની હદ એક વખત કૂદાવી ગયા એટલે પછી ક્રમે ક્રમે વધુ વધુ નીચ કામો કરવામાં કેવી કમ્મર બાંધતા જાયછે તથા સંકટની ટોચે ચડી આખર કેવા પસ્તાયછે તેનો ચીતાર આમાંનું મુખ્યપાત્ર લીમજીભાઇ બરાબર બતાવી આપેછે. તાલી મિત્રો આખરે કંઇ કામ આવતા નથી એટલુંજ નહિ પણ તેઓ દુસ્મન થઇનેજ ઉભા રહેછે તે બાબતને લીમજીના સ્વાર્થી દોસ્તો સિદ્ધ કરી આપેછે. ઉત્તમ વેષમાં નીચ અંતઃકરણના દાખલારૂપે મુંબઇની સોનેરી ટોળીવાળો કેખુશરો તથા પુળો મેલવાસરખી કેળવણી લીધેલી દુકતીઓ સદા ધિક્કાર પાત્રજ છે એમ સમજી લેવામાટે આ નાટકમાંની પીરોજાતરફ નજર કરવી પૂરતી છે. ગમે તેવી

દુર્દશામાં પણ કુલીન સ્ત્રીઓ પતિ તરફના પોતાનાં પ્યારને હૃદયમાંથી ઓછો થવા દેતી નથી અને પોતાનું શીલ સંપૂર્ણ સાચવેછે એવો બોધ આપવામાટે લીમજીની સ્ત્રી કુંવરબાઇ તથા ગૃહવ્યવહારની કુશળતા ભરેલી ઉંચી કેળવણી બતાવનાર મોટીબાઇ એ બન્ને સ્ત્રીરત્નો પ્રશંસાપાત્ર છે. લીમજીના પિતા પીરોજશાના નોકર ચમારીઆસરખા અત્યંત નીચ નાતના અને કેળવણીથી હજાર ગાઉ દૂર પડેલા માણસમાં રગેરગ નિમકહલાલીનું તથા નવલાસરખા એક ગૃહસ્થના ઘરનો કારભાર ચલાવનાર ભણેલા ગણેલા માણસમાં રગેરગ નિમકહરામીનું લોહી જોઇ આપણા મનમાં આપણાં માણસોની સાથે બહુજ ચેતીને બહુજ વિચારીને કામ લેવાની જરૂર છે એમ જણાયછે.

જે જે પાત્રમાં જે જે રંગ ઉતારવા ધાર્યોછે તે તે રંગ ઘણી સરસરીતે તેમાં લગાવી દીધોછે. રંગની જે પીંછીઓ લાગીછે તે ધ્રુજતે હાથે નહિ પણ અનુભવ પામેલા કુશળ નિર્ભય હાથે ફરેલી જણાયછે. રસની ઉત્તરોત્તર જમાવટ થતાં જે જે ઠેકાણે રસનાં આવર્ત્તો ગોઠવાયાં છે તે તે ઠેકાણે વાંચનાર માણસ રસના તે તે આવર્તમાં ડૂબી ગયા વગર રહેતો નથી. પરંતુ ભાષા પારસી ગુજરાતી હોવાને લીધે તે વાંચવાના અનુભવવગરના ગુજરાતી વાંચનારાઓ તેનો બરાબર આનંદ લઇ શકે તેવું નથી. કારણકે પારસી ઘરસંસારમાં વપરાતી ઢબછબ સાથના ખાસ ઇડીયોમેટિક શબ્દો તેમને તદનજ નવા થઇ પડે તેવું છે.

નાટયશાસ્ત્રના નિયમ પ્રમાણે આ નાટકનો છેડો આનંદના પ્રસંગમાંજ લાવવામાં આવેલો છે.

---

**આતશ બેહેરામે દેશાઇ ખોરશેદ**—કદ ડેમી આઠપેજી સત્તાવીશ ફારમ. પૂઠું પાકું. કિંમત કાંઇ પણ લખી નથી. કર્ત્તા મી. સોરાબજી મંચેરજી દેશાઇ.

નવસારીમાં જરથોસ્તી ધર્મવાળા એટલે પારસી ભાઇઓનું ધર્મ દેવળ આતશ બેહેરામ અંજુમનના પૈસાથી થયેલું છે કે કોઇ ગૃહસ્થના ખાનગી પૈસાથી બંધાયેલું છે એવી ઉભી થયેલી તકરારનો આ પુસ્તકની અંદર નિવેડો લાવવામાં આવ્યોછે.

એ આતશ બેહેરામ સંવત ૧૮૮૨ માં ત્યાંના દેશાઇ ખોરશેદજી ટેહેમુલજીએ બંધાવેલ હોવા છતાં પાછળથી કેટલાએક દેશાઇઓ, ભગરીયાઓ તે

વાતનો ઇનકાર કરી "તે તો અંજુમને બંધાવેલ છે અને તેથી તે અંજુમનની માલેકીનું છે" એવી તકરાર ઉભી કરવા લાગ્યા તેને તોડવાને આ પુસ્તકમાં ૧૨૫ શાહદતો અગર દલીલો કે પ્રમાણો આપ્યાંછે. જેમાં પ્રતિષ્ઠિત પુરૂષોનાં ભાષણો, એકબીજાપર લખાયેલા પત્રો, કોર્ટમાં પડેલી સાક્ષીઓ, સરકારી લખાણો અને પ્રતિષ્ઠિત પુસ્તકો જેવાં કે પંદનામું, પારસીપ્રકાશ, એહવાલે નવસારી, ઝોરસ્ટ્રીઅન કેલેન્ડર, દેશાઇ ખાનદાનની તવારીખ, તેમજ ન્યુસપેપરો તથા માસિક પત્રો વગેરેમાં આવેલાં લખાણોનો સમાવેશ થાયછે. એ ઉપરાંત દેશાઇ ખોરશેદજીના પોતાના ઘરખર્ચખાતાના નામાની વિગત આપીછે અને સાબીત કર્યું છે કે નવસારીમાં જે આતશ બેહેરામ છે તે દેશાઇજી ખોરશેદજી ટેહેમુલજીએ પોતાનાજ ખર્ચથી બંધાવેલ છે તેમાં તેમણે કોઇની પાસેથી આગળ પાછળ પાઇસરખી પણ લીધી નથી અને નવસારી કસબામાં જે વડી દરેહમેહેર છે તે પણ તેમના પુત્ર દેશાઇ મંચેરજી ખોરશેદજીની છે અને તે ઉપરથી તે આતશ બેહેરામ અને દરેહમેહેર ઉપર તમામ હક મરહુમ દેશાઇજીના હકદાર વારસોનોજ છે.

આ પુસ્તક મુખ્યત્વે પારસીભાઇઓનાજ ઉપયોગનું છે.

---

**તવારીખે નવસારી**—કદ ડેમી આઠપેજી ચોપન ફારમ. પૂઠું પાકું, ગિલ્ટેડ. કિંમત રૂપિયા ૨-૮-૦. કાચાં પૂઠાંવાળી નકલની કિંમત રૂા. ૨. કર્ત્તા મી. સોરાબજી મંચેરજી દેશાઇ.

સુરત, વડોદરા અને અમદાવાદ સરખાં પ્રખ્યાત શહેરોના જન્મ પહેલાં ઘણા લાંબા વખતથી હયાતી ભોગવતી નવસારી નગરી કે જેણે ઘણા નામાંકિત નરોને જન્મ આપ્યોછે તેની આ તવારીખથી પારસીભાઇઓ ઇરાનથી અહીં આવ્યા ત્યારથી હાલસૂધીની હકીકતપર મોટું અજવાળું પડે છે. નવસારીને લગતું પ્રાચીનકાળનું વર્ણન, તેનાં એક પછી એક નવાં નવાં નામો, તે નામો પડવાનાં કારણોતરીકે જૂદી જૂદી જાતની દંતકથાઓ, પારસીઓનું ત્યાં આવવું, તેમની સ્થિતિની શરૂવાત, તેમની જાહોજલાલી, સંજાણા મોબેદો અને ભગરીયા મોબેદો વગેરે ટોળાંઓ વચ્ચે હાડમાર ટંટાફીસાદો, પંકાયલે પગથીયે પહોંચેલા પારસીભાઇઓની સખાવતો, મરાઠા અને પીંઢારાઓનો જુલમ, મુગલાઇ અને નવાબી દોર, ગાયકવાડનો

પગપેસારો, તેમની જમાવટ, નવસારીનાં પ્રખ્યાત સ્થાનોને લગતી વિચિત્ર કથાઓ, સાધુઓ, દસ્તુરો, ફકીરો વગેરેની આશ્ચર્યકારક શક્તિઓ, ચાલતા સૈકાનાં કિરણો પડવા પહેલાંની ધર્મ અને સંસારસંબંધે નવસારીના વતનીઓની સ્થિતિ તથા જૂના વખતમાં ભણાવવાની રીતિ વગેરે ઘણી ઘણી હકીકતો જેમાંની કેટલીએક પ્રજાવર્ગના અમુક ભાગનેજ જાણવાજોગ તેમજ કેટલીએક તમામ લોકોને જાણવાજોગ છે તે આ પુસ્તકમાં પુષ્કળ મેહેનતથી દાખલ કરેલી જોવામાં આવેછે. કેટલીએક વિગતો જે દસ્તાવેજોને આધારે ટાંકવામાં આવીછે તેવા કેટલાએક દસ્તાવેજોની નકલો પણ સાથેજ આપવામાં આવીછે. ઘણોવખતસૂધી નવસારીની હકુમત પારસી દેશાઇઓનાજ હાથમાં હતી અને તવારીખમાં મૂળથીજ મુખ્યભાગ પારસીઓનો હોવાથી તેમના ધર્મસંબંધી અને ઘરસંસારની સ્થિતિ, નીતિ અને રીતિ સંબંધી આ પુસ્તક ઉપરથી ઘણી માહિતી મળેછે. તેમજ હિંદુસ્તાનના પહેલા બેરાનેટ સર જમશેદજી જીજીભાઇ, હિંદ હિતેચ્છુ દાદાભાઇ નવરોજી વગેરે પ્રખ્યાત મહાનપુરૂષો પણ નવસારીનાજ વતની છે એમ આપણા જાણવામાં આવેછે. પુસ્તકને છેડે નવસારી પ્રાંતનો નકશો પણ આપવામાં આવેલો છે.

જૂના વખતમાં અપાતી કેળવણીનું વર્ણન વગેરે ફકરા બોધ લેવા જોગ અને અસરકારક છે. ટૂંકામાં નવસારીસંબંધે જાણવાજોગ ઐતિહાસિક, સાંસારિક વગેરે બાબતોનો આ પુસ્તકમાં ઘણો સારો સંગ્રહ કર્યોછે. તે પ્રજાપ્રિય દાદાભાઇ નવરોજી એમ. પી. ને અર્પણ કરવામાં આવ્યુંછે.

---

**ગાયકવાડ અને બ્રિટાનિયા (ભાગ ૧ લો)**—કદ ડેમી આઠપેજી ૬ાા ફારમ. કિંમત કંઇ લખી નથી. કર્ત્તા મી. સોરાબજી મંચેરજી દેશાઇ.

આ ભાગમાં બે પ્રકરણ પૂરાં અને ત્રીજું પ્રકરણ અધૂરૂં છે. એમાં ગાયકવાડ વંશના મૂલપુરૂષ પીલાજી ગાયકવાડે ઇસ્વીસન ૧૭૧૯ માં ગુજરાતમાં પગ મૂકયો ત્યારથી તેણે તથા તેના વંશજોએ દિલ્લી બાદશાહના સરદારો, પેશ્વાના અધિકારીઓ તથા ઇંગ્રેજ અમલદારોથી ઘડીમાં મળીને અને ઘડીમાં છૂટા પડીને અનેક કાવાદાવાઓ, ઝપાઝપીઓ અને લડાઇઓ કરી તેમજ વડોદરામાં રાજધાની સ્થાપી ક્રમે ક્રમે દેશ તાબે કરવા માંડયો તેનું ઐતિહાસિક વર્ણન સમાવવામાં આવ્યુંછે. જેમાં ગ્રાંટ ડફ અને વૉટસનની બનાવેલી ગુ-

પહેલી પંક્તિ લેતો હતો તેના અટકાવને નહિ ગણકારીને પણ રાચેલનો પ્યાર મેળવવા મથેછે. રાચેલ પોતાના ટોળાના એક મોસ્કા ઉમનાસ્કી નામના જવાન જોડે અદરાઇ ચૂકેલ હોવાથી તેણી તેને કબુલ કરતી નથી. પણ યાહુદીઓપર રશિયનોના નિષ્કારણ વૈરને લીધે મોસ્કા ઉમનાસ્કી નિરપરાધ છતાં એક રાજદ્રોહીતરીકે ગણાઇ દેશનિકાલ થઇ સાઇબીરીયાનો સાખાલીન નામનો ટાપુ કે જે રશિયન મંચુરીયાના કોસ્ટાથી થોડે દૂર પેસીફીક મહાસાગરમાં આવેલો છે અને ૬૭૦ માઇલ લાંબો તથા ૧૬૦ માઇલ પોહોળોછે ત્યાંના બંદીખાનામાં ગોંધાય છે. જ્યાંથી કદી તેના ફરવાની આશા નજ ગણાય. આથી એરોનનો વિચાર થયો કે પોતાની બેટી ઇવાનસરખા ચાલાક, હિંમતવાન અને પોતે ખ્રીસ્તી હોવા છતાં પણ યાહુદીઓતરફ પ્રેમ બતાવનારા શખ્સસાથે પરણે તો તેમાં કંઇ અડચણ નથી. આ પ્રમાણે થતાં ઇવાન છચોક રાચેલનો પ્યાર મેળવવા મેહેનત લેવા લાગ્યો. યાહુદીઓના કટ્ટા દુશ્મન પીટરથી આ ખમી શકાયું નહિ. તેણે પોતાના પાવેલોફ નામના પિશાચસરખા નોકરના હાથથી શહેરમાં એક મોટું હુલ્લડ મચાવી યાહુદીઓને પાયમાલ કર્યા. એરોનને કેદમાં નાખ્યો, દુઃખી કર્યો, રાચેલ રઝળતી હાલતમાં થઇ તોપણ ઇવાન તેણીતરફના પ્યારને અળગો કરી શક્યો નહિ. છેવટ પીટરે રાચેલને પણ ફસાવી કેદમાં નાખી, તેણીના કોમળ બરડાપર ફટકા મરાવ્યા. આ મહાન જુલમમાટે મોટી ચકચાર ચાલતાં નહિ છૂટકે રાજ્યતરફથી પીટરને તેના તે હોદ્દાથી દૂર કરી સાઇબીરીયામાંના સાખાલીનના ટાપુનો ગવર્નર નીમવામાં આવ્યો અને રાચેલને છૂટી કરવામાં આવી. પીટર આથી વધારે ખુશી થયો કારણ કે એરોન આરમા અને મોસ્કા ઉમનાસ્કી બન્ને ત્યાં જન્મકેદીતરીકે સડતા હતા તેઓને વધારે દુઃખ દેવાની સગવડ તેને મળી. પીટર સાખાલીનતરફ ઉપડી ગયો. રાચેલ પણ ત્યાંજ જવા તૈયાર થઇ. યાહુદીટોલાંએ તેને ઘણી સમજાવી પણ પોતાના બાપતરફના પ્યારને લીધે તે પોતાના નિશ્ચયથી હઠી નહિ. તેનાતરફ પ્યારના દૃઢ બંધનથી બંધાઇ ચૂકેલો પીટરનો દીકરો ઇવાન પણ ગમે તેવા જોખમે તેની સાથેજ જવા તૈયાર થયો. બન્નેએ મુસાફરી શરૂ કરી. અનેક વિઘ્નો અને મુશ્કેલીઓ વેઠતાં તેઓ સાખાલીન પહોંચ્યાં. કેથેરાઇન અને પોલ નામના એક કેદી સ્ત્રીપુરૂષસાથે પ્રથમ કરી રાખેલ ગોઠવણપ્રમાણે ત્યાં તેઓએ મોટો બળવો જગાડ્યો. જન્મકેદીઓ મરણીયા થયા. જુલમી પીટરનાં પ્રાણ લેવા તેના દીકરા ઇવાનને રાચેલે ફરમાશ કરી ...

કમકમ્યો છતાં પ્રથમ સોગંદથી બંધાઇ ગયેલો હોવાથી પોતાના બાપ સામે ચાલતાં તે ગોળીઓથી વીંધાઇ પડયો. તો પણ પીટર બીજી રીતે અંતે કપાઇ મૂવો. ત્યાંના સઘળા કેદીઓ નાસી જેપાનના કોસ્ટાતરફ ઉતરી પડ્યા. એરોન આરમા રાચેલને મળ્યા પહેલાં સાખાલીનમાંજ ત્યાંના જુલમથી મરણ પામ્યો હતો. વોસ્કા ઉમનાસ્કી કારાની ખાણમાંથીજ રાચેલના આગ્રહથી સગવડ મળતાં નાસી ગયો હતો. ઇવાન ઘાયલ થયો છતાં રાચેલની પાછળ ચાલી નિકળી ઇંગ્લાંડમાં તેને આવી મળ્યો જે વખતે મોસ્કા ઘણાં દુઃખો સહન કરવાથી મરણ પામેલો હોવાને લીધે તેમજ ઇવાનની પોતાતરફ અપૂર્વ લાગણી જોઇ રાચેલે તેનો પ્યાર કબુલ કર્યો અને એ જોડું સુખી થઇને છૂટાપણાની ભૂમિ ઇંગ્લાંડમાં રહ્યું.

આવીરીતે આ વાર્તામાં રશિયન અમલદારોનું આંધળાપણું અને નિર્દયપણું, ન્યાયાધીશોનું પણ અવિચારીપણું અને સાઇબીરીયામાં ગુજરતો જુલમ આબેહુબ દર્શાવેલ છે. યાહુદીઓના મોઢાપર તિરસ્કારથી થુંકવાને પણ નહિ ભૂલતા રશિયનોનું જુલમગારપણું વાંચનારના મનમાં તેમનાં તરફનો તિરસ્કાર ઉત્પન્ન કરેછે. સાઇબીરીયાને રસ્તે જતાં પર્મ, ટયુમન, ટોમેસ્ક, ગ્રેટલેક સરોવર, ઇસ્ટેપ્સ તથા કારાની ખાણો વગેરે સ્થળોનાં તેમજ પોલનો કિલ્લો, સેક્સસબર્ગનો જુનો કિલ્લો અને એલેકઝાન્ડરો વેસ્ક એ બંદીખાનાંઓનાં વર્ણનો અતિશય કમકમાટ ઉપજાવનારાં છે. નિરપરાધીપર તેમાં થતો જુલમ દયાળુ અંતઃકરણને ફાડી નાખવામાટે બસ છે.

ત્રીશ પ્રકરણમાં પૂરી થતી આ જુલમ, મુશકેલી અને મારફાડના વર્ણનની વાર્તા વાંચનારનું અતઃકરણ છેવટસૂધી કમકમેછે પણ છેલ્લે રાચેલ અને ઇવાન શાંતિ ભોગવતાં થાયછે ત્યારે જરા પાછું ઠેકાણે આવેછે. સેંટપીટર્સબર્ગમાં ધર્માંધ રશિયનોએ બંડ મચાવી યાહુદીઓને બેહાલ કર્યા એ વર્ણન વાંચતાં માણુસાઇવાળી આંખમાંથી લોહી વરસવા જેવું થાયછે. પુરૂષોને રીબાવી મારવા ઉપરાંત સ્ત્રીઓનાં સ્તનો કાપી નાખવાં, તેઓની લાજ લુંટવી અને નાનાં બાળકોને તેઓની નજર આગળ પછાડી પ્રાણમુક્ત કરવાં વગેરે કર્મો એક દૈત્યથી પણ ન બની શકે તેવાં તે માણુસાઇવગરના માણસદૈત્યોના હાથથી વર્ણવવામાં આવેલ છે. એકંદર સાર જણાવી આપેછે કે એક સુધરેલું રાજ્ય ગણાવાને અને એક સુધરેલો દેશ ગણાવાને તેમાં કેવા માણુસાઇ ગુણો હોવા જોઇએ?

આ પુસ્તક જીવણજી હોરમજી માસ્તર તે અખબારે સોદાગરના માજી અધિપતિને અર્પણ કરવામાં આવ્યું છે.

---

**ગુલામી બાઝાર**—કદ રોયલ સોળપેજી ચૌદ ફારમ. પૂઠું પાકું, ગિલ્ટેડ. કિંમત રૂપિયો દોઢ. કર્ત્તા મી. મેહેરવાનજી બેજનજી ઘડીયાલી.

અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસમાંના કેન્ટકી પ્રાંતમાં ગુલામોનો વેપાર કેવો ધમધોકાર અને ક્રૂરપણાથી ચાલતો તેનો ચિતાર આ પુસ્તકમાં બહુજ મનોવેધકરીતે આપવામાં આવેલો છે.

મી. શેલબી નામનો એક ગૃહસ્થ પોતાના ટોમ અને નાના હેરી નામના બે ગુલામને પોતાપરના કરજના બદલામાં હેલી નામના એક નિર્દય વેપારીને વેચેછે. મી. શેલબી પોતાના ગુલામોપર જુલમ ગુજારનારો ન હતો, તે એક ઉંચીવૃત્તિવાળો માણસ હતો પણ તેની સ્ત્રી તો વળી તેના કરતાં પણ ઉંચીવૃત્તિવાળી અને દયાળુ હતી. તે પોતાના ગુલામોને પોતાનાં બચ્ચાંનીપેઠે ગણુતી. તેને કાન આ વાત આવતાં તે ઘણી શોકાતુર થઇ. નાના હેરીને તેની માતાથી છૂટા પડવું પડશે એ તેને ઘણું લાગી આવ્યું. બન્ને ગુલામોનો કબજો લેવામાટે હેલી નામનો નિર્દય વેપારી બીજે દિવસ આવનાર હતો તે પહેલાં નાના હેરીની માતા એલીઝા પુત્રતરફના અપૂર્વ પ્યારનેલીધે તેને લઇ રાતનીજ નાસી જાયછે. એ વાતની ખબર પડતાં મિસિસ શેલબી ખરી રીતે ખુશ થાયછે. એલીઝા પોતાના બાળકને બચાવવા નાસી ગઇ એ વાતને યોગ્ય ગણ્યા છતાં પણ નિમકહલાલ ટોમ નામનો ગુલામ નાઠો નહિ. એલીઝા પોતાના બાળકસહિત ઘણાં ઘણાં દુઃખ વેઠી સારાં માણસોની મદદથી ઘણા ઘણા ભયોમાંથી છૂટી અંતે અંગ્રેજી સંસ્થાન કેનેડામાં પહોંચી ત્યાં સુખી થાયછે. આ તરફ ટોમને હેલી લઇ જાયછે જ્યાં તે કેટલુંક દુઃખ ભોગવી તેમજ બીજા ગુલામોનાં, નજરથી ન જોઇ શકાય અને કાનથી ન સાંભળી શકાય તેવાં આકરાં દુઃખો જોઇ અનુભવી ત્યાંથી તે સેંટક્લેર નામના કંઇ વિચારશીલ માલેકના હાથમાં આવેછે. ત્યાંથી છૂટવાની અણીપર હતો તેટલામાં દૈવયોગે તેની તે આશાઓ ધૂળ મળી જાયછે અને છેવટ લેગ્રી નામના એક નીચ નિર્દય રાક્ષસના હાથમાં તે જાયછે જ્યાં તેની જીંદગીનો છેડો આવી રહેછે.

એલીઝા ગુલામગિરીમાં છૂટી કેનેડામાં પહોંચી સુખી થઇ એ વાંચતાં વાંચનારને આશા બંધાયછે કે બિચારો ટોમ પણ અંતે છૂટકારો ભોગવી સુખી

થશે પણ તેની અજાયબીવચ્ચે છેવટમાં તેની તે આશા ત્રુટી પડેછે અને ટોમ એક ગુલામ છતાં અતિ ઉંચા વિચારનો હોવાથી તેનાતરફ વાંચનારનું દિલ એટલું બધું લાગી જાયછે કે તેના મરણનો બનાવ વાંચતાં વાંચતાં આંખમાં આંસુઓ આવી જાયછે. છેવટનો એ બનાવ ખરેખર એક દયાળુ છાતીને ચીરી નાખે તેવો છે.

ગુલામના શેઠોતરીકે શેલબી, હેલી, સેંટક્લેર અને લેગ્રી એ ચાર નામોમાં પહેલું તથા ત્રીજું નામ ધિક્કારપાત્ર નથી. તેઓ ગુલામના શેઠો છતાં પણ માણસાઈવાળા છે. બીજું નામ રાક્ષસસરખું નિર્દય છે અને ચોથું નામ તો હજારો રાક્ષસો અને હજારો પિશાચોના એકત્ર થયેલ મનનીપેઠે મહા નિર્દય છે. મિસિસ શેલબી, મિસ ઇવેનજેલીન, મિસિસ બર્ડ અને વોનેટ્રોમ્પે એ નામો દયાથી ભરપૂર છે, માણસાઇથી સુશોભિત છે. ગુલામોનાં દુઃખની કમકમાટીથી મિસ ઇવેનજેલીન કેટલી કંપેછે, તેનાપર કેવો પ્યાર ધરાવેછે, તેની કેવી દયા ખાયછે અને અંતે કેવી રીતે મોતના મોઢામાં સપડાય છે તથા મોતના મોઢામાં સપડાતી વખતે પણ ગુલામોનો છૂટકારો કરવાની કેટલી બધી લાગણી ધરાવેછે; આ સઘળું વાંચતાં વાંચનારના મનમાં માણસાઇ, દયા, ખેદ, પ્યાર વગેરેની લાગણીઓ ઉભરાઇ આવેછે, સેનેટર બર્ડ, માલેક પાસેથી નાસી જતા ગુલામોને આશરો નહિ આપવાનો કાયદો ઘડવાની તરફેણવાળો હોવા છતાં અને તે બાબત રાજસભામાં પોતે આગેવાન ભાગ લીધેલો હોવા છતાં એલીઝાની દુઃખી હાલત નજરે જોઇ તેનો વિચાર એકજ ઘડીમાં ફેરવાઇ જાયછે; તે વાંચી આપણને એમજ નક્કી થાયછે કે દરેક સાધારણ માણસે, અમલદારે અને અમીર ઉમરાવે તેમજ રાજા બાદશાહે ગરીબોનાં દુઃખની જાતે તપાસ કરવી જોઇએ, જેથી તેઓ તેનો ખરો અનુભવ મેળવી શકે અને તેની સાથે સંબંધ રાખતી કોઇ પણ બાબતમાં લેવા ધારેલ પગલાંને ખરે રસ્તેજ ગતિ આપી શકે.

ગ્રંથનો નાયક ગુલામ ટોમ છે તે ગુલામી બાઝારનો હીરો છે પરંતુ તે ઝવેરીના હાથમાં જવાને બદલે છેવટ વાંદરાના હાથમાં જવાથી પથ્થરપર કચરાઇ ભૂકો થઇ જાયછે. એ ખરેખર ખેદકારકછે. પુસ્તક વાંચી આપણે આમ બોલ્યાવગર રહીશું નહિ કે કોઇ દેશ ગમે તેટલી જાહોજલાલી ભોગવનારો હશે પણ તેમાં જો ગુલામી ધંધો ચાલતો હશે તો તે એક નરકજ છે અને જે દેશમાં છૂટાપણું છે અને જ્યાં ગુલામી ધંધાને માટે ખરેખરો ધિક્કાર છૂટેછે તેમજ

બીજા સ્થળોમાં ચાલતો એ ધંધો નાબુદ કરવામાટે પ્રયત્નો કરાયછે, લોહીસુદ્ધાં પણ રેડાયછે તે દેશ ખરેખર સ્વર્ગજ છે અને એ ઉપરથી તેવું છૂટાપણું આ-પવા અપાવવા માટે મથન કરનાર અને તેવું મથન કરવામાં પહેલ કરનાર ઇં-ગ્રેજી રાજ્ય એ ખરેખર રામરાજ્ય કે સ્વર્ગરાજ્ય છે કે જ્યાંના વેપારમાં ગુલા-મોની ખરીદી એવો અવાજ છેજ નહિ.

ચોવીશ પ્રકરણમાં સમાયેલી આ હૃદયવેધક વાર્ત્તા મરહુમ ડૉકટર કેખ-શરૂ નશરવાનજી બહાદુરજી એમ. ડી. એમને અર્પણ કરવામાં આવેલ છે. ભાષા પારસી ગુજરાતી અને વર્ણનશૈલી સારી છે.

---



# શાસ્ત્રી પ્રાણજીવન હરિહર.

એમનો જન્મ સંવત ૧૯૧૯ માં જુનાગઢખાતે પ્રશ્નોરા નાગરજ્ઞાતિમાં થયોછે. સરકારી નિશાળમાં ચોથાધોરણસુધી ગુજરાતી કેળવણી લીધા પછી એમણે પાઠશાળામાં વ્યાકરણ તથા સાહિત્ય વગેરેનો સંસ્કૃત અભ્યાસ શાસ્ત્રી કરૂણાશંકરના હાથનીચે આરંભ્યો હતો. એમણે કૌમુદીવગેરેનું કેટલુંએક અધ્યયન પાછળથી શાસ્ત્રીજી હરિદત્ત અને રામાનુજ સંપ્રદાયના આચાર્ય કમળનયનજીની પાસે પણ કર્યું હતું. આ આચાર્યની પાસે તેમનો અભ્યાસ ચાલતો ત્યારે શાસ્ત્રી પ્રાણજીવનને અનુસરી પાઠશાળાના બીજા વિદ્યાર્થીઓ પણ ત્યાંની ચિત્તાકર્ષક પાઠનપદ્ધતિથી તણાઇને આવવા લાગ્યા. જેના પરિણામમાં એ વાત સહન નહિ કરી શકનારાઓની પેરવીથી કમળનયનાચાર્યે તેમને ભણાવવું બંધ કર્યું. તો પણ ભણવાના આગ્રહવાળો માણસ હરકોઇ પ્રકારે પોતાના ભણવાનો માર્ગ ખુલ્લો કરી શકેછે તે મુજબ મી. પ્રાણજીવન શાસ્ત્રીએ પણ એ આચાર્યની પાસે રામાનુજ સંપ્રદાયની દીક્ષા લઇને પણ પોતાનું અધ્યયન ચાલુ રાખ્યું. તે પછી તેઓ ત્યાંની પાઠશાળામાં થોડો વખત અધ્યાપકતરીકે રહ્યા તેટલામાં ભારતવર્ષના પ્રસિદ્ધ પંડિત ગટ્ટૂલાલજીનું જૂનાગઢખાતે પધારવું થતાં તેમણે તેમને પોતાની સાથે મુંબઇ તેડી જવાની ઇચ્છા જણાવી. તેની સાથે મુંબઇવાળા જૈનોપાધ્યાય મહારાજ બાલચંદ્રજી તરફથી પણ આમંત્રણ આવ્યું. આથી તેઓ મુંબઇ ગયા. ત્યાં થોડો વખત બાલચંદ્રજીના મુખ્ય શિષ્યને અધ્યયન કરાવવાનું કામ કરી તે પછી પંડિત શ્રી ગટ્ટૂલાલજી પાસેજ કાર્યવાહકતરીકે રહેવા માંડ્યું. આ અરસામાં પંડિતજીનું જોધપુરતરફ જવું થતાં તેમની સાથે જવાથી મી. પ્રાણજીવન શાસ્ત્રીને મારવાડની મુસાફરીનો લાભ મળ્યો હતો. ત્યાંથી આવ્યા પછી તેઓ પંડિતશ્રીની રજા મેળવી ગુજરાતી વર્ત્તમાનપત્રની ઓફીસમાં સંસ્કૃત ભાષાંતર કર્ત્તાતરીકે જો-

ડાયા. પુષ્ટિસંપ્રદાયમાં જે વખતે એ સંપ્રદાયના આદિ પ્રવર્ત્તક આચાર્યના સંબંધમાં વિવાદ ચાલ્યો હતો તે વખત તેઓ શ્રી ગટ્ટૂલાલજીની આજ્ઞા ઉઠાવી મથુરા અને નાથદ્વારા ગયા હતા અને તેમાં મહારાજશ્રી દેવકીનંદનાચાર્ય તથા મરહુમ શાસ્ત્રી શ્યામજી વાલજીની સાથે રહી કેટલુંએક કામ કરી પંડિતજીના મનને સંતુષ્ટ કર્યું હતું.

સંવત ૧૯૫૮ માં મુંબઇ ખાતે બ્રહ્મચારી શ્રી રામેશ્વરાનંદજી તરફથી જે ધર્મસભા મેળવવામાં આવી હતી તેની વ્યવસ્થામાં એમણે યોગ્ય ભાગ લીધો હતો. એઓ ધર્મનિષ્ઠ શેઠ દેવકરણ નાનજીની સંસ્કૃત પાઠશાળામાં અધ્યાપક છે. પોતાના અવકાશમાં પુસ્તકો લખવાનું કામ ખંતપૂર્વક ચાલુ રાખવાનો તેમનો ખાસ ગુણ છે અને તે કામમાં તેમને મુંબઇના પ્રખ્યાત અઠવાડિક પત્ર "ગુજરાતી" ના માલેકોનો મોટો આશ્રય છે.

---

**બેગમ સાહેબ**—કદ રોયલ બારપેજી એકવીશ ફારમ. પૂઠું કાચું છીંટની પટ્ટીવાળું. કિંમત રૂપિયા બે. લખનાર શાસ્ત્રી પ્રાણજીવન હરિહર.

લોર્ડ હેસ્ટીંગ્સના અમલ વખતે હિંદના હતભાગ્યની કાળી છાયા કેટલા વિસ્તારમાં ફેલાઇ હતી? અયોધ્યાપ્રાંતની પડતી કેવા ક્રમથી થઇ? હૈયાફુટા હિંદવાસીઓ કંપનીના નોકરોની કપટ જાળમાં કેવા અટવાઇ પડતા? રાજ્ય પ્રપંચોમાં વિચક્ષણપણું બતાવવામાટે વિશ્વાસઘાતકપણાને કેટલા આદરભાવથી વહોરી લેવામાં આવતું? ખરા હકદાર છતાં અધિકારીઓની આંખમાં ખુંચેલાઓ વિપત્તિવાયુની સાથે કેવા ઉડી જતા? લડાઇ થયા પછી અને લડાઇવગર પણ લોકોની વહુ દીકરીઓપર કેટલીબધી પીડાકારક પિશાચવૃત્તિ વાપરવામાં આવતી અને પરમાર્થથી પાછા હઠી સ્વાર્થ સાધવામાંજ લીન થનારાઓની પરિણામે કેવી પાયમાલી થતી? વગેરે ઇતિહાસસંબંધી અને નીતિસંબંધી ઘણા સવાલોના જવાબ આ **બેગમ સાહેબ** વાંચનારને આપોઆપ મળી જાયછે. બેગમ સાહેબ એ અયોધ્યાના નવાબ સુજાઉદ્દૌલાની મુખ્ય બેગમ હતી અને તે ઇ.સ. ૧૮૧૫ માં મરણ પામી હતી. એનું નામ આમેતુજોહાર હતું. તેણીએ પોતાની પાસે એકઠા કરેલા પૈસાથી એક વખત જ્યારે નવાબ પોતે બક્સરના રણક્ષેત્રમાં મોટી મુશકેલીમાં આવી પડયો ત્યારે બાંદીને વેષે ત્યાં પહોંચી નવાબને મોટી મદદ આપી હતી. એજ બેગમે નવાબને અ-

નીતિને માર્ગે ચાલતો નહિ અટકાવવાથી તે એક પવિત્ર કન્યાને ભ્રષ્ટ કરવા જતાં મુવો અને પાછળથી બેગમ સાહેબને પોતાના નબળા મનના પુત્ર આસફઉદ્દૌલાના હાથ હેઠળ ઘણો પસ્તાવો કરવો પડયો. કાવત્રાંખોર કંપનીના નોકરોએ તેનો લાખો અને કરોડોનો ખજાનો ખાલી કરાવ્યો અને છેવટ તેને કરી આપેલા દસ્તાવેજોપર પણ પાણી ફેરવ્યું. કાશીના રાજા બળવંતસિંહના રાજ્યની પણ એ લોકોએ એવીજ દશા કરી. ભૂખ્યા ડાંસ જેમ પશુના શરીરપર આવી પડે તેમ સમૃદ્ધ ગણાતા બંગાળા અને મધ્યપ્રાંતોને એ અરસામાં કમાણી કરવા આવી પડેલા અંગ્રેજોએ પણ તેનું લોહી ચુસી ખાલી કરી નાખ્યા. આ પુસ્તકનાં તે તે પ્રસંગનાં પ્રકરણો ખરેખર વાંચનારનાં રૂંવાડાં ઉભાં કરેછે. એ પવિત્ર દેશોપર દેશદ્રોહી જુલમી લોકોની જાળ એવાં તો મજબૂત બંધનો સાથ પથરાઇ ગઇ હતી કે તે વખતમાં તેઓનાં કપટોની અગમચેતી પામેલાં અને ધર્મનિષ્ઠ મહારાણી ગુલાબકુંવરી, જગદંબા બેગમ, અમરસિંહ ( ભુવનેશ્વર ), શ્રી નિવાસ વગેરે જે જુજ પવિત્ર પાત્રો હતાં તેઓ પણ તેજ જાળનો ભોગ થઇ પડી પોતાનાં સાંસારિક સુખોને ગુમાવી બેઠાં. પરંતુ ઇશ્વરકૃપાથી આજસૂધી પણ તે દૈવી જીવો કે જેઓએ સ્વાર્થ પહેલાં પરમાર્થને પૂજ્ય ગણ્યો હતો તેઓનું પવિત્ર નામ તો ભારતવાસીઓનાં અંતઃકરણના પવિત્ર પ્રદેશમાં સુખે આરામ ભોગવેછે.

એકવીશ પ્રકરણોમાં પૂરા થતાં બંગભાષાના અનુવાદરૂપ આ ગ્રંથમાં આવતાં તે તે સ્વધર્મચુસ્ત સ્ત્રી પુરૂષો કે જેઓએ ક્ષણિક સુખોને તૃણવત્ ગણી શાશ્વત સુખોની હેતુભૂત સત્પ્રવૃત્તિ કરીછે તેઓનો સાંસારિક ક્ષુદ્રવિજય ભલે નથી જણાતો પણ પાર્માર્થિક મહાન્ વિજય આજસુધી પણ ગાજી રહ્યોછે. તે વખતના જુલમી અને સ્વાર્થ સુખોમાં મગ્ન થયેલા ક્ષુદ્ર લોકો બુરે હાલે મરણ પામી આજ જ્યારે જમીન આસમાનના પેટામાં કોઇને પણ યાદ ન આવે તેમ ગુમ્મ થઇ ગયાછે ત્યારે પારકી દાઝથી પોતે પીડા વહોરી લઇ બીજાને સુખ આપવાની ઇચ્છાવાળાં એ લોકો અમરકીર્તિરૂપ દિવ્યદેહ ધરી પવિત્ર ભારતવર્ષના પવિત્ર પ્રદેશોપર પોતાનું સ્વરૂપ જેમનું તેમ કાયમ રાખી રહ્યાંછે.

---

**પંચતંત્ર ( ભાષાંતર )**—કદ ડેમી આઠપેજી ચુમ્માળીશ ફારમ. પૂંઠું પાકું ગિલ્ટેડ. કિંમત રૂપિયો દોઢ. કર્ત્તા શાસ્ત્રી પ્રાણજીવન હરિહર.

ભાષાંતરકારે પ્રસ્તાવનામાં આપેલા નિર્ણય મુજબ ઇ.સ.ના દશમા શતકની લગભગમાં થયેલા વિષ્ણુશર્મા નામના પંડિતે આ ગ્રંથ સંસ્કૃતભાષામાં ગદ્યપદ્યાત્મક રચેલો છે. તેનાં મિત્રભેદ, મિત્રસંપ્રાપ્તિ, કાકોલૂકીય, લબ્ધપ્રણાશ અને અપરીક્ષિતકારક એ પ્રમાણે મુખ્ય પાંચ પ્રકરણો છે જેમાં રાજનીતિ અને સામાન્યનીતિનો ઘણી ચાતુરીથી સમાવેશ કરવામાં આવ્યો છે.

મિત્રભેદની અંદર પિંગલક સિંહ તથા સંજીવક બળદ જેઓને બહુજ ગાઢમિત્રતા હતી તેઓના વચ્ચે દમનક નામનો શિયાળ પ્રપંચ ચલાવી ભેદ પડાવેછે. તેમાં બાવીશ ઉપકથાઓ છે.

મિત્રસંપ્રાપ્તિમાં કાગડો, ઉંદર, મૃગ અને કાચબો એ ચાર પરસ્પર મિત્રતાના સંબંધથી જોડાઇ એકબીજાને અણીને વખતે મદદ કરેછે અને સુખી થાયછે. તેમાં છ ઉપકથાઓ છે.

કાકોલૂકીયમાં કાગડા અને ઘુવડો વચ્ચે વિરોધ બતાવી છેવટે બળવાન છતાં બેવકુફ ઘુવડો કાગડાની યુક્તિથી માર્યા ગયા તે બતાવી રાજપ્રપંચનું સ્વરૂપ નિરૂપિત કર્યુંછે. આમાં ચાર ઉપકથાઓ છે.

લબ્ધપ્રણાશમાં મૂર્ખ મધરમચ્છે ઉતાવળા થઇ હાથમાં આવેલા વાંદરાને ગુમાવી દીધો તે વાત છે. આમાં સોળ ઉપકથાઓ છે.

અપરીક્ષિતકારકમાં વગરવિચારે બીજાનું અનુકરણ કરનારા હજામની કેવી દુર્દશા થઇ તે બતાવવામાં આવ્યુંછે. આમાં પંદર ઉપકથાઓ છે.

આ ગ્રંથ તેની સયુક્તિક રચનાને લીધે અતિશય લોકપ્રિયતાને પામેલછે. તેનું આ ભાષાંતર પણ શુદ્ધ અને સરળ છે.

---

**દશકુમારચરિત (ભાષાંતર)**—કદ ડેમી આઠપેજી ચોવીશ ફારમ. પૂઠું કાચું, છીંટની પટ્ટીવાળું. કિંમત રૂપિયો એક. કર્ત્તા શાસ્ત્રી પ્રાણજીવન હરિહર.

પ્રખ્યાત મહાકવિ દંડિએ સંસ્કૃતભાષામાં રચેલ દશકુમારચરિત કે જેનું મૂળવસ્તુ કથાસરિત્સાગરમાંથી લીધેલછે તે બાણભટ્ટની કાદંબરીની પંક્તિમાં જઇ ઉભેછે. એની પૂર્વપીઠિકામાં પાંચ તથા ઉત્તરપીઠિકામાં નવ ઉચ્છ્વાસ છે. એ છેવટનો ઉચ્છ્વાસ પદ્મનાભ નામના પંડિતે કરેલોછે એમ કહેવાયછે. બધા મળી ચૌદ ઉચ્છ્વાસોમાં નીચે પ્રમાણે ઇતિવૃત્ત સમાવવામાં આવ્યું છે.

માલવદેશના રાજા માનસારથી જીતાયેલો મગધદેશનો રાજા રાજહંસ, વામદેવ નામના મુનિના આશ્રમમાં રહેલો છે. ત્યાં તેને રાજવાહન નામે પુત્ર થયો. એ કુમાર મોટો થતાં કારભારીના પુત્રો વગેરે પોતાના નવ મિત્રોની સાથે દિગ્વિજય કરવા નિકળેછે. તેઓ એક જંગલમાં બધા છૂટા પડી જાયછે. બધા કુમારો રાજવાહનને શોધતાં શોધતાં જૂદી જૂદી ચમત્કાર ઉપજાવે એવી દશાનો અનુભવ કરતાં ક્રમે ક્રમે રાજવાહનને મળેછે અને જ્યારે મળેછે ત્યારે પોતે છૂટા પડ્યા પછી ફરીને મળતાંસુધી જે જે હકીકત બનેછે તે બધી કહી સંભળાવેછે. પછી રાજકુમાર રાજવાહન પોતાના મિત્રોને સાથે રાખી પોતાના શત્રુ માનસાર રાજાને હરાવી તેની પુત્રી અવંતિસુંદરીને મેળવેછે અને છેવટે તે પોતાનાં માતપિતાને મળેછે.

આમાં એક એક કુમારે આપેલી પોતાની હકીકત એવી તો મનોવેધક છે કે તેથી ચિત્તમાં ચમત્કારના નવા નવા તરંગો ઉઠતાં આવેછે. ઉત્તરપીઠિકાના સાતમા ઉચ્છ્વાસમાં મંત્રગુપ્ત નામના કુમારે પોતાની હકીકત કહીછે તેમાં સંસ્કૃત લખાણની અંદર કવિએ એવી ચાતુરી વાપરીછે કે તે બોલનારના હોઠપર વિલાસક્ષત થયેલ હોવાથી તે ઓષ્ઠસ્થાની વર્ણો બિલકુલ બોલતોજ નથી. એ રચના કવિની મોહોટી શક્તિને બતાવી આપેછે.

ભાષાંતરની શૈલી સુંદર અને સરળ છે. છેવટના ભાગમાં આખા ગ્રંથમાં આવેલાં પાત્રોનાં નામની સૂચી આપી બાજુપર તેની ઓળખાણ આપવામાં આવીછે.

---

**હેસ્ટીંગ્સની સોટી**—કદ રોયલ બારપેજી એકવીશ ફારમ. પૂઠું કાચું, છીંટની પટ્ટીવાળું. કિંમત રૂપિયા બે. કર્ત્તા શાસ્ત્રી પ્રાણજીવન હરિહર.

ઇ. સ. ૧૭૭૩ માં ઇસ્ટ ઇંડીઆ કંપની તરફથી હિંદુસ્તાનના ગવર્નર જનરલતરીકે નીમાઇને આવેલા લૉર્ડ હેસ્ટીંગ્સે પ્રજાસુખપર ધ્યાન રાખવાને બદલે પોતાના અને પોતાને લાગતા વળગતાઓનાં ગજવાં ભરવા બંગાલાને કેવો પાયમાલ કર્યો તેનું વર્ણન આ પુસ્તકમાં આપવામાં આવ્યુંછે. એનાજ વખતમાં બાપુદેવ શાસ્ત્રીના શિષ્ય નંદકુમાર નામના બ્રાહ્મણને ફાંસીને લાકડે લટકાવવામાં આવ્યો. હિંદુસ્તાનમાં બ્રાહ્મણને ફાંસીએ ચડાવવાનો એ પહેલોજ બનાવ ગણાયો. નંદકુમાર એ અસાધારણ શક્તિનો મોહોટો અમલદાર હતો. ઇસ્ટ ઇન્ડીઆ કંપનીના સ્વાર્થલંપટ નોકરો પોતાના દેશપર જુલમ કરતા

તેથી તેમનાતરફ તેનો જબરો ધિક્કાર હતો. એજ કારણથી બંગાલાના સુબાની દીવાનગીરી તેના હાથમાંથી ગઇ અને તે કલકત્તામાં આવીને રહ્યો હતો. ત્યાં તેણે લૉર્ડ હેસ્ટીંગ્સનાં ભોપાળાં ઉઘાડાં પાડ્યાં પણ નબળા મનના ન્યાયાધીશો સત્તાની પાછળ દોરવાઇ ન્યાય કરી શક્યા નહિ એટલુંજ નહિ પણ સત્તાને ભલું મનાવવા ખાતરજ બનાવટી દસ્તાવેજ ઉભો કરવાના બનાવટી ગુન્હામાં નંદકુમારને અપરાધી ઠરાવી ફાંસીની શિક્ષા કરી તે વખતના અંગ્રેજી અમલને લોકોની અરૂચિનું પાત્ર બનાવ્યો. લૉર્ડ હેસ્ટીંગ્સ અને તેના સરખા બીજાઓ જ્યારે વિલાયત ગયા ત્યારે ત્યાંના ન્યાયીનરોએ તેમની સખત ખબર લીધી અને તેથી તેઓ પોતાનાં પાપને લીધે પ્રશસ્ત પુરૂષોની પંક્તિમાંથી બાતલ થઇ ગયા.

આમાં ઇસ્ટ ઇન્ડીઆ કંપનીના સ્વાર્થી નોકરોની એકલપેટાઇ, લુચ્ચાઇ, નિર્દયતા અને અનીતિ એવી ખુલ્લી રીતે બતાવી આપીછે કે તેમના જાતભાઇઓને પણ તેથી તિરસ્કાર ઉપજ્યાવગર રહે તેવું નથી.

આ નૉવેલ છટાદાર શૈલીથી બેંતાલીશ પ્રકરણમાં પૂરૂં કરવામાં આવ્યુંછે, જેની અંદર બાપુદેવ શાસ્ત્રી, સાવિત્રી, ક્યારાપીટ આરાટૂન, પ્રમદા, એસ્તારબીબી તથા સર ફીલીપ ફ્રાન્સીસસરખાં પૂજ્ય મનુષ્યો પોતાના સદ્વર્તનથી વાંચનારને અતિ બોધદાયક થવાની સાથે ડબ્સન, રામહરિ, છિદામ, સુબળમિત્ર, મહમદ રેજાખાન, કાંતપોતદાર, ગંગાગોવિંદસિંહ, નવકૃષ્ણ મુનશી, મોહનપ્રસાદ વગેરે અપ્રશસ્તપુરૂષોનાં ચરિત્રો દેશને કેવાં દુઃખદાયક થાયછે તે પણ જોવામાં આવેછે.

આ પુસ્તક ૧૮૯૯ ની સાલમાં મુંબઇવાળાં "ગુજરાતી" પત્રના ગ્રાહકોને ભેટ આપવામાં આવેલું છે.

---

**વિવેકી વિજયા**—કદ રોયલ અઢારપેજી ચૌદ ફારમ. પૂઠું કાચું, છીંટની પટ્ટીવાળું: કિંમત બાર આના. કર્ત્તા શાસ્ત્રી પ્રાણજીવન હરિહર.

વિલાસપુરનો કુલીન અને શ્રીમંત બ્રાહ્મણ હરનાથ પોતાની પાછળ એક વિધવા તથા સુશીલા અને વિજયા નામની બે પુત્રી અને કિશોર નામનો એક પુત્ર મૂકીને મરણ પામ્યોહતો. સુશીલાને તો તેણે પોતે જીવતાંજ અમદાવાદમાં એક કુલીન ઘર જોઇ પરણાવી હતી પણ વરમાં વાટ ઉઠી હોવાને લીધે

તે બિચારીને છતે ધણીએ રંડાપો હતો. હરનાથના મરણ પછી કિશોરને તેની માએ ભણાવવો ચાલુ રાખ્યો અને તેને બી. એ., એલ. એલ. બી. કરવા પોતાની નાની પુત્રી વિજયાનું વેવીશાળ એક ઠેકાણે થયેલ તે ત્રોડી પોતાનું મન ના કહ્યા કરતું હતું છતાં પણ લાચારીએ પુત્રના હિતની પ્રબળ લાલસાથી તેને આનંદપુરના ડાકતર નર્મદાશંકરના નાનાભાઇ ભાનુશંકર સાથે રૂા. ચારસો લઇ પરણાવી દીધી. કિશોર ભણી પાર ઉતર્યો. કમાવા લાગ્યો પણ આગલા દિવસોને ભૂલી ગયો. ત્રણ સહોદરોમાં રત્ન સરખી વિવેકી વિજયા પરણીને સાસરે રહી ત્યાં બહુજ થોડો વખત તેણે સુખ દીઠું. તરતમાંજ દુર્દૈવરૂપ વાદળથી તેનો સુખસૂર્ય ઢંકાવા લાગ્યો. વિમળા નામની પોતાની સાળીના મોહપાશમાં સપડાયેલા નર્મદાશંકરે તેનીજ શિખવણીથી પોતાના ભાઇ ભાનુશંકરને જૂદો કર્યો. ભાનુશંકર અને વિજયા દિનપર દિન દુર્દશામાં વધારે વધારે ડૂબતાં ગયાં. આવી ઉગ્રવિપત્તિમાં વિજયાના સદ્‌ગુણો વિશેષ વિશેષ દીપી નિકળવા લાગ્યા. ભાનુશંકર એક વખત મુંબઇ ગયો. પણ નસીબ એ ડગલાં આગળનું આગળ એ કહેવત મુજબ ત્યાંથી માંદો પડી પાછો આવ્યો. તે પછી પોતાની સ્ત્રી અને બાળકપુત્રને પોતાને સાસરે મૂકી પોતે ફરીને મુંબઇ ગયો. વિજયાનો જરા પણ સત્કાર તેના શુષ્ક સુધરેલ ભાઇએ ન કર્યો. ભાનુશંકર પણ મુંબઇમાં પરાકાષ્ઠાનું દુઃખ ભોગવી સંસારથી કાયર થઇ જઇ સાધુઓની જમાતસાથે મથુરામાં જઇ રહ્યો. આમ દશેક વર્ષ લગી વિજયાએ દુઃખી સ્થિતિમાં દિવસો ગુજારવા બાદ ઇશ્વરે તેના સામે જોયું. અને તેને મુંબઇમાં રામદાસ નામે શેઠનો યોગ થયો. તે શેઠે તેને પુત્રીની પેઠે ગણી તેને તથા તેના પુત્રને દુર્દશામાંથી તાર્યાં. પણ ભાનુશંકરનો પત્તો તેઓને હજી મળ્યો ન હતો. થોડા વખત પછી તેઓ આનંદપુર ગયાં. ત્યાં નર્મદાશંકરને મરણ પામેલો તથા પોતાનું સઘળું ખેદાનમેદાન જોઇ વિજયાનું મન હાથ રહ્યું નહિ. તે ખૂબ રડી પડી. પછી નર્મદાશંકરના પુત્રને સાથે લઇ પાછી મુંબઇ આવી. કેટલેક વખતે ભાનુશંકરનો મરણતોલ અવસ્થામાં પત્તો મળ્યો. સૌ સાથે મળ્યાં અને છેવટ સદ્‌ગુણો અને નીતિની સાથે વિવેકી વિજયાનો વિજય થયો.

આ વાર્તા બહુજ અસરકારકરીતે લખવામાં આવીછે અને તે ત્રીશ પ્રકરણોમાં પૂરી થાયછે. તે ભાવનગર મહારાજાના તે વખતના પ્રાઇવેટ સેક્રેટરી પ્રભાશંકરભાઇનાં પરલોકવાસી પુત્રી કાંતિલક્ષ્મીના સ્મરણાર્થે વેદધર્મસભાતરફથી પ્રગટ કરવામાં આવેલ છે.



## રા. રા. નગીનદાસ મંછારામ.

એમનો જન્મ સંવત ૧૯૨૩ માં બુરાનપુરમાં પોતાને મોસાળ થયોછે. સુરતખાતે ગુજરાતી ભાષાના અભ્યાસ પછી ઇંગ્રેજી પાંચમા ધોરણસુધી પહોંચ્યાબાદ તેઓ પોતાના પિતા રાવસાહેબ મંછારામ ઘેલાભાઇના હાથનીચે નિકળતાં "ગુજરાતમિત્ર" અને "દેશીમિત્ર" ના છાપખાનામાં કામ કરવા લાગ્યા અને સાથે સાથે તે પત્રોમાં રમુજી ફકરાઓ પણ લખવા લાગ્યા. પોતાની ચૌદ વર્ષની ઉમ્મરે એમણે તે વખતના મુંબઇના ગવર્નર લૉર્ડ રે જ્યારે સુરત આવ્યા હતા ત્યારે કવિતારૂપ માનપત્ર તે નામદારને અર્પણ કર્યું હતું, જેની નોંધ એડવોકેટ તથા ટાઇમ્સ વગેરે પત્રોએ લીધી હતી. પોતાના પિતાની સાથે રહેતાં તેમણે દેશીમિત્ર પત્રનું બધું કામ ઉપાડી લીધું અને સાથે સાથે નિત્યાનંદ નામનું એક બીજું રમુજી પત્ર પણ કાઢવા માંડયું. થોડા વખત પછી નિત્યાનંદ બંધ પડયું અને તે પછી તરત તેઓ મુંબઇ આવ્યા. અહીં તેઓએ રૂની એજન્સી, સ્ટીમરના નુરની દલાલી તથા નોટની દલાલીનું કામ કર્યું અને છેવટ તે બધું છોડી ભીમસેન નામનું રમુજી સચિત્ર પત્ર તથા ચવચવ ચોપાનિયું કહાડવા માંડયું. થોડા વખત પછી ભીમસેન પત્રને રોજીંદું કર્યું અને કેટલીક મુદત એ પ્રમાણે ચાલવા પછી તે પત્રનો સંબંધ તેઓએ છોડયો અને તે પત્ર પણ બંધ પડયું. ભીમસેન પત્રસાથનો સંબંધ છોડ્યાપછી એમણે આડા અવળા સટ્ટાનો ધંધો કરવા માંડયો પણ તેમાં તેને કેટલુંક નુકસાન ભોગવવું પડયું અને તેથી પાછો પોતાનો અસલ ધંધો હાથ કર્યો એટલે ઇ. સ. ૧૯૦૦ થી "ગડગડાટ" નામનું અઠવાડિક પત્ર કહાડવા માંડયું. એ રમુજી ચિત્રોવાળું પત્ર હજુ પણ ચાલુ છે.

નીચે જણાવેલાં પુસ્તકો સિવાય એમના તરફથી ચરિત્રમાળા નામનું એક મોટું પુસ્તક બહાર પડેલું છે અને તે ઘણું લોકપ્રિય થયેલું છે. તે ઉપરાંત

આગ, રેલ, હુલ્લડ, સલાહસંપ વગેરેના ગરબા, કામાવતી નાટક, રંગિલી અને છબિલી નાટક, શેઠ નંથુભાઇ ટેકચંદ વગેરે નાનાં નાનાં પુસ્તકો પ્રસિદ્ધ થયાંછે. ભીમસેન તથા ગડગડાટમાં પ્રસિદ્ધ થયેલી નવલ અને લટકાળી નામની વાર્ત્તાઓ પણ એમનીજ કલમથી લખાયેલી છે.

---

**નટવર**—કદ રૈયલ આઠપેજી બત્રીશ ફારમ. પૂઠું પાકું ગિલ્ટેડ. કિંમત રૂપિયા ત્રણ. કર્ત્તા રા. રા. નગીનદાસ મંછારામ.

અલબેલી મુંબઇસરખી નગરીઓમાં નબળા મનના ગર્ભશ્રીમંત જુવાનોને નીતિભ્રષ્ટ તથા પાયમાલ કરનારાં કેવાં કેવાં બળવાન કારણો હયાતી ભોગવેછે અને તેને લીધે તેવા જુવાનીયાઓની પડતી કેવા ક્રમથી થાયછે તથા અંતપર્યંત પણ તેવી બૂરી લત તેમનો પીછો કેવા ચીવટપણાથી લેછે તે આ વાર્ત્તાપુસ્તકમાં સારી રીતે દર્શાવવામાં આવેલ છે.

સુખમલ શેઠના પુત્ર નટવરને પોતાની સામેનાજ માળામાં રહેતી તારા નામની યુવતીસાથે અનાયાસ પ્રસંગ થતાં બન્નેની નીતિ બદલાય છે અને તેઓ એકબીજાપર ચાહ રાખવા બંધાયછે. થોડાજ વખતમાં તે નબળા મનનો નટવર પોતાના દુરાચારી દોસ્તે પાથરેલી મોહજાળમાં ફસી બીજી રાંડોમાં ફરવા લાગેછે અને તેમ કરતાં તેજ દોસ્તને છેતરેછે. જેથી તે પણ તેને છેતરી તેની રાખેલી તારાને પોતાના હાથમાં લેછે. નટવર તારાને ભોળવી એક કાવત્રાથી તે દોસ્તની પાયમાલી કરેછે અને પોતે રાંડોમાં વધારે વધારે ફસાતો જાયછે. એટલે સુધી કે પોતાની મા અને સ્ત્રીથી જૂદો રહી તેમાં લાખો રૂપિયાની મિલકત ગુમાવેછે. રાંડોમાં પોતાની મોહોટાઇ બતાવવા ખાતર હજારો રૂપિયાની નોટના કાગળમાં તમાકુ ભરી તેની બીડીવાળી પીએછે અને તેની આવી મૂર્ખાઇ ધ્યાનમાં આવતાં રાંડો કાંઇ ભોળવીને અને કાંઇ જુલમ કરીને તેની પાસેથી લાખો રૂપિયા ઓકાવેછે. એ નીતિભ્રષ્ટ થવાના રસ્તાપર તેને અનેક ઠોકરો લાગેછે તો પણ થોડો વખત શ્મશાનવૈરાગ્યમાં રહી પાછો જેવોને તેવોજ થઇ રહેછે તેની સતી સ્ત્રી તેનો જુલમ સહન કરીને પણ વખતો વખત તેને ખરે ટાંકણે મદદગાર થઇ પડવા છતાં પણ જ્યારે તેનું મન અવળા માર્ગપર ચડ્યું કે તેજ વખતે તે બધો ઉપકાર ભૂલી જાયછે. ઘણે વર્ષે માંડ માંડ સુધરવાનાં ચિન્હો જણાયાં અને તેનો ગૃહસ્થાશ્રમ કાંઇ રસ્તાસર ચાલ્યો જ્યારે તેના

હિતેચ્છુ મિત્રોએ તેના સારા ભવિષ્યની આશા પણ બાંધી. પરંતુ "પડી ટેવ તે તો ટળે કેમ ટાળી" આ કહેવત, અનીતિનો રસ્તો જેઓએ એક વખત જોયો હોય અને તેમાં તેઓને ખાસડાં પડ્યાં હોય તો પણ તેઓને મરતાંલગી છોડતી નથી. નટવરતું પણ તેમજ થયું. ઘણે વર્ષે તેને પરદેશમાં પોતાની નાનપણની અનીતિની ઓળખાણવાળી તારા મળી તેજ વખત તેનું મન તેમાં ફરીને ચોટયું અને આ વખતે તેણે પોતાની સ્ત્રી અને પુત્રને પણ છોડી તેની સાથે પોબારા ગણ્યાં અને પોતાનું શહેર કે જ્યાં મરકી બહુજ ચાલતી હોવાથી ઘણાંખરાં લોકો નાસી ગયાં હતાં ત્યાં તેઓ પૂરતી છૂટથી મનમાનતું સુખ ભોગવવા આવી પહોંચ્યા. પણ જાણે નીતિદેવીના કોપથી હોય તેમ તે બન્ને નીતિભ્રષ્ટ સ્ત્રીપુરૂષ આખર કાળના મોઢામાં કોળીયો થઇ પડ્યાં. અનીતિને પરિણામે અમંગળ બતાવતી આ કલ્પિત વાર્તા વાંચનારના મનપર ખરા બનાવ સરખીજ અસર કરેછે એ વાર્તાનું લોકસિદ્ધ વસ્તુ દૃષ્ટાંતરૂપે ગોઠવવાની ગ્રંથકારની કુશળતા બતાવેછે. ચાળીશ પ્રકરણમાં પૂરી થતી આ વાર્તામાં તે તે પ્રસંગને અનુસરતાં ૩૯ ચિત્રો ખાસ તૈયાર કરાવી દાખલ કરવામાં આવ્યાંછે. આ પુસ્તક શેઠ ઝવેરભાઇ હરજીવનને તેમના ફોટોસહિત અર્પણ કરેલુંછે.

---

**તારા-સૂર્યપુરની સુંદરી**—કદ રોયલ આઠપેજી દશ ફારમ. કિંમત આઠ આના.

કન્યાવિક્રયરૂપ ક્રૂરકર્મ કરનાર પાપી માબાપની પુત્રી તારા કલેશી માબાપના મૂર્ખ પુત્ર બબકદાસસાથે પરણી સંકટના સમુદ્રને તળીયે પહોંચેછે. ટૂંક મુદતમાં તે પોતાનું સૌભાગ્ય પણ ગુમાવેછે. પણ થોડા વખત પછી રત્નપુરના દીવાન ચતુરસાગરસાથે પુનર્લગ્ન કરેછે. પોતાને ત્યાં પુત્રપ્રાપ્તિના પ્રથમ શુભ પ્રસંગમાંજ ખટપટશાનાં કારસ્તાનથી ચતુરસાગર કેદ થાયછે, પુત્ર ચોરાઇ રાજાના મહેલમાં પ્રથમથીજ પહોંચ્યો હતો અને છેવટ તારાને હદપાર કરવામાં આવેછે. તારા મણિપુરના પોલીટીકલની વગ મેળવી પોતાના પતિનો છૂટકો કરેછે. ચતુરસાગર મણિપુરમાં આવી મિત્રના મનની મોહોટાઇથી સાહેબનો હેડક્લાર્ક બની સુખી થાયછે. રત્નપુરમાં ખટપટશા બીજા ગાદીવારસને ઉભો કરી રાજાનો વિશેષ માનીતો થઇ ખૂબ ઘર ભરેછે તથા છેવટ નિમકહરામ બની રાણીને પણ નીતિભ્રષ્ટ કરેછે. રાજ્યનું આમ નખોદ વળતું જોઇ પ્રજા હુલ્લડ મ-

ચાવી રાજાને કબજે કરી ખટપટશાનું કાટલું કાઢવા તૈયાર થાયછે. તેટલામાં એજન્સીમાં મળેલા ખબરપરથી પોલીટીકલ એજંટતરફથી ચતુરસાગર તપાસ કરવા ત્યાં આવેછે. રાજા તેનો ઓશીયાળો થાયછે અને ચતુરસાગર તેને ધીરજ આપી છેવટ પોતે રાજકારભાર હાથમાં લઇ રાજા અને પ્રજા બન્નેનું ભલું કરેછે. આ વાતમાં પ્રથમનાં દશ પ્રકરણો હિંદુ ઘરસંસારની કાળી બાજુ ચોખ્ખા રૂપમાં રજુ કરેછે અને તે પછીનાં અગિયાર પ્રકરણો રાજખટપટનો ચિતાર ખડો કરેછે.



## કવિ જીવરામ અજરામર ગોર.

એમનો જન્મ સંવત ૧૯૨૨ માં કચ્છભુજ ખાતે થયોછે. ગામઠી નિંશાળમાં કેળવણી લઇ ગુજરાતી છઠ્ઠા ધોરણસૂધી પહોંચી તે પછી અમદાવાદ ખાતે ટ્રેનિંગકોલેજમાં અભ્યાસ કર્યો. કવિતા કરવાના અંકુરો એનામાં બાળપણથીજ એટલે અગિયાર વર્ષની ઉમ્મરથીજ છે. તેર વર્ષની અવસ્થાથી તેમણે સાધારણ જોડકણાં જોડવા માંડ્યાં હતાં. અઢારમે વર્ષે ટ્રેનિંગકોલેજમાંના સહાધ્યાયીઓ સન્મુખ તેમણે એક ગદ્યપદ્યાત્મક ભાષણ વાંચ્યું હતું તેમાં તેમણે કચ્છી કવિતાઓ પણ નાખી હતી. સં. ૧૯૪૨ માં તેમને લખપતખાતે દરબારી નોકરી મળી. ત્યાં તેમણે કેટલાક મેળાવડાઓમાં કવિતા અને ભાષણો વાંચ્યાં, જેમાં એક બે જમીનદારોએ તેમને કવિતરીકેના પોશાકો પણ આપ્યા. તે પછી તેમણે પોતાની કવિતાઓ માસિકોમાં મોકલવા માંડી, જ્યાં સારા આવકારસાથે તે દાખલ થવા લાગી. સં. ૧૯૪૭ માં એમણે જાડેજા કવિશ્રી ઉન્નડજીકૃત ખુશબુકુમારી નામનું હિંદી પુસ્તક ગુજરાતી નોટસાથે પ્રસિદ્ધ કર્યું અને ત્યારથી તેઓ એક લેખકતરીકે વધારે પ્રખ્યાતિમાં આવવા લાગ્યા. કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઇના સહવાસથી તેમની કવિતામાં પણ સરલપણું વગેરે ગુણોનો સારી રીતે સમાવેશ થયોછે. સં. ૧૯૪૯ માં કચ્છમુંદ્રા ગોરક્ષકમંડળીની સભાઓમાં ઘણાં વ્યાખ્યાનો આપી મંડળીને મદદ કરી તે બદલ તે મંડળીએ એમને સોનાના ચાંદસહિત કવિનું પદ આપ્યું. સંવત ૧૯૫૬ થી એમણે "સરસ્વતીશૃંગાર" એ નામનું માસિકપત્ર કહાડવા માંડયું. એમના લેખો બુદ્ધિપ્રકાશ, વિજ્ઞાનવિલાસ, સૌરાષ્ટ્રદર્પણ, કાવ્ય કમલાકર, માસિક સારસંગ્રહ, ચંદ્ર, માસિકમજાહ, ગુજરાતી તથા હિંદુસ્તાન વગેરે પત્રોમાં વખતોવખત પ્રસિદ્ધ થયેલ છે.

**કાવ્ય કળાધર ( કળા ૧ લી )**—કદ ડેમી બારપેજી સાત ફારમ. કિંમત આઠ આના. કર્ત્તા કવિ જીવરામ અજરામર ગોર.

કવિની પોતાની રચેલી કવિતાઓ કે જેનો કેટલોક ભાગ જૂદાં જૂદાં માસિકો વગેરેમાં છપાયો પણ છે તેનો સંગ્રહ આ પુસ્તકમાં આવેલો છે. એના પહેલા વિષયમાં દેવસ્તુતિ અને ઉપદેશ કથન, બીજા વિષયમાં કવિતા અને કીર્ત્તિ, ત્રીજા વિષયમાં પાદપૂર્ત્તિઓ, ચોથા વિષયમાં પ્રસ્તાવિક કવિતાઓ, પાંચમા વિષયમાં પ્રીતિ-શૃંગાર અને છઠ્ઠા વિષયમાં જનપ્રશંસા અને ચિત્રકાવ્ય છે. આ બધી ગુજરાતી કવિતાઓમાં કોઇ કોઇ હિંદી કવિતા પણ છે. બધી કવિતાઓ સરલ અને મીઠાશવાળી છે.

---

**વાર્ત્તાવિનોદ ( પ્રથમ દર્શન )**—કદ ડેમી આઠપેજી ઓગણત્રીશ ફારમ. પૂઠું કાચું છીંટની પટ્ટીવાળું. કિંમત રૂપિયો દોઢ. કર્ત્તા કવિ જીવરામ અજરામર ગોર.

કેટલીએક ઇતિહાસસાથે સંબંધ ધરાવતી તેમજ કેટલીએક કલ્પિત વાર્ત્તાઓના સંગ્રહરૂપ આ પુસ્તક વાંચતાં બાળકથી વૃદ્ધ અને રંકથી રાજા સૂધી સર્વ લોકોને રમુજની સાથે અસરકારક બોધ મળી શકે તેવું છે. એમાં દાખલ કરવામાં આવેલી ટૂંકી ટૂંકી વાતો વ્યાવહારિક તેમજ પારમાર્થિક શિક્ષણ સચોટરીતે આપે તેવી છે. એમાંની કેટલીક વાતો સુખપરંપરાથી ચાલતી આવેલી તેમજ કેટલીએક અમુક પુસ્તકોના આધારથી મેળવવામાં આવેલી છે. એના પહેલા વિભાગમાં ૧ કવિ ફિરદુસી અને મહમૂદ ગિઝનવી, ૨ કવિ બિહારીદાસ, ૩ અકબર પાસે ગાયનો ન્યાય, ૪ ઔરંગજેબ અને કવિ ભૂખણ, ૫ કવિ ભૂખણ અને શિવાજી, ૬ દયાનંદ સરસ્વતી, ૭ હજરત અલ્લી, ૮ બીબી હનીફાં, ૯ ઇમામ મહમદ હનીફ, ૧૦ એક પારસી ગૃહસ્થની ક્ષમા, ૧૧ સિંહ છાતીનો રાજા રીચર્ડ, ૧૨ શેખસાદી અને તેની મા, ૧૩ હમીર હાડો, ૧૪ કવિ કિસનદાસ, ૧૫ સુપાત્રસ્ત્રીનો સંસાર, ૧૬ એક પારસીપર વીતેલી વાત, ૧૭ એક આરબની નેકી, ૧૮ મહાત્માઓમાં વિવેક નથી, ૧૯ મહાત્માઓની રાજસેવા, ૨૦ સ્વેચ્છાથી દુશમનને કબજે થતા રાજાનો ત્યાગ, ૨૧ શૂર પુરૂષ અપમાન સહન ન કરી શકે, ૨૨ પંડિત જગન્નાથ, ૨૩ ઇમામ ગિઝાલી, ૨૪ કવિ કેશવદાસ, ૨૫ સરલતા, ૨૬ કવિ સૂરદાસ, ૨૭

એક ફ્રેંચ બાવરચી, ૨૮ એક પાદરી અને મેમણ, ૨૯ ગોહિલ હરિસિંહજી, ૩૦ શૂરવીરોને ખુશામદ પસંદ નથી, ૩૧ સિંહ, ૩૨ નાદિરશાહ અને એક ફકીર, ૩૩ પ્રેમાનંદ સ્વામી અને ૩૪ બ્રહ્માનંદ સ્વામી આ પ્રમાણે ચોંત્રીશ વાતો તથા બીજા વિભાગમાં ૧-૨-૩ સોબતની અસર, ૪ આશા-જીવન, ૫ સામળશાહના ચાર પુત્રો, ૬ ધર્મી અને પાપી, ૭ બે કવિ, ૮ હાલ ફુરસદ નથી, ૯ અવળચંડી, ૧૦ બાતાં ભલી દાનત બુરી, ૧૧ કવિઓની બેપરવાઇ, ૧૨ એક ચિતારાની અજમાયશ, ૧૩ મોર્યો ચાકી, ૧૪ સૂમ જજમાન, ૧૫ રાજા અને વૈદ્ય, ૧૬ આકડાની માંખી અને ૧૭ યશોદા બારબાર યોં ભાખે, મથુરા જાત કૃષ્ણકો રાખે. આ પ્રમાણે સત્તર વાતો સમાવવામાં આવેલી છે.

આ પુસ્તક કચ્છના મહારાવશ્રી ખેંગારજી સવાઇ બહાદૂરને અર્પણ કરવામાં આવ્યુંછે.

---

**ભગવતપિંગલ**—કદ રોયલ બારપેજી બાર ફારમ. પૂઠું કાચું, છીંટની પટ્ટીવાળું. કિંમત રૂપિયો એક. પ્રકાશક કવિ જીવરામ અજરામર ગોર.

મૂળગ્રંથ કવિશ્રી ઉજ્રડજીનો કરેલો વ્રજભાષામાં છે. આમાં એ મૂળગ્રંથની સાથે તેની ગુજરાતી ટીકા આપવામાં આવીછે. એમાં માત્રાભેદ, ગાહાભેદ, વર્ણભેદ, માત્રામેળ છંદો અને અક્ષરમેળ છંદો એઓને આઠ અધ્યાયમાં સમાવેલ છે. માત્રાભેદ, ગાહાભેદ તથા વર્ણભેદમાં સંખ્યા, પ્રસ્તાર, શુચિ, નષ્ટ, ઉદ્દિષ્ટ, મેરૂ, પતાકા તથા મર્કટી એઓનાં લક્ષણો તેમજ રૂપ પણ બતાવેલ છે. માત્રામેળ છંદો એકજ અધ્યાયમાં સમાવેલ છે. તેમાં તે તે છંદનું લક્ષણ આપીને ઉદાહરણ આપેલ છે. ઉદાહરણના છંદમાં વિષય દ્વારિકાવર્ણનનો લીધેલ છે. પાછળના ચાર અધ્યાયોમાં અક્ષરમેળ છંદો સમાવેલા છે. તેમાં પણ હસ્તિનાપુરમાં સ્વયંવર અને લક્ષ્મણાહરણ, યુદ્ધપ્રસંગ, બળદેવનું હસ્તિનાપુર જવું તથા તેમનો કોપ અને કૌરવસમાશ્રય તથા બળદેવનું દ્વારકાતરફ આગમન એ ઉદાહરણના છંદોમાં વિષયતરીકે લીધેલ છે. કેટલાએક છંદોનાં નામની બાજુમાં તેનાં અન્ય પ્રસિદ્ધ નામો પણ આપેલાં છે.

કેટલેક ઠેકાણે મૂળમાં બહુ ટૂંકમાં લીધેલી બાબતને પણ તે વધારે મહત્ત્વની અને કઠિનતાવાળી જણાઇછે તો ટીકામાં તેનો વિસ્તાર કરવામાં આવ્યોછે.

આ પુસ્તક કચ્છ રાજ્યના સેક્રેટરી રા. રા. છોટાલાલ સેવકરામને અર્પણ કરવામાં આવ્યુંછે.

---

**પ્રેમપંચોતરી**—કદ ડેમી બારપેજી પાંચ ફારમ. કિંમત ચાર આના.

એમાં પ્રેમ એ શું ચીજ છે તથા તેનો શો પ્રભાવ છે તે સંબંધી પોણોસો કરતાં વધારે સવૈયાઓ છે. એમાં વાંચનાર, કવિપ્રતિભાનું પ્રતિબિંબ પ્રત્યક્ષ જોઇ શકેછે. છેવટના ભાગમાં વધારાતરીકે બીજા પંદરેક સવૈયાઓ આપેલા છે. કેટલેક ઠેકાણે જરૂરજોગી નોટ પણ આપવામાં આવીછે. ખરો પ્રેમ ખંડિત નથી થતો એવો ભાવ બતાવનારો એક દાખલો નોટમાં આપવામાં આવ્યોછે કે રાઇપ્રવીણ નામની ગણિકા ઓડછાના રાજકુમાર ઇંદ્રજિતપર ખરા પ્રેમથી સંબદ્ધ થયેલી હતી. તેના ગુણો સાંભળવાથી લોભાયેલા શાહજહાંએ તેને દિલ્હી બોલાવી અને જ્યારે તે તેની સભામાં ઉભી રહી ત્યારે તેની આંખોમાંથી આંસુ પડતાં જોઇ બાદશાહે પૂછ્યું કે કેમ રડેછે? ત્યારે તેણે જવાબ આપ્યો કે ઇંદ્રજિતવગર બીજાને જોવામાટે આ નેત્રો શક્તિમાન નથી. આથી બાદશાહને અસર થઇ તો પણ તેણે રાઇપ્રવીણને કહ્યું કે ગમે તેમ હોય તો પણ તમને ઇંદ્રજિત પાસે તો જવા દેવામાં આવશે નહિ. ત્યારે રાઇપ્રવીણે પૂછ્યું કે આપ કોણ છો? બાદશાહે કહ્યું કે હું બાદશાહ છું. રાઇપ્રવીણે સવાલ કર્યો કે હું કોણ છું? બાદશાહે કહ્યું કે તું પાતર છે. તરતજ રાઇપ્રવીણ બોલી કે—

विनती राइप्रवीणकी, सुनियें शाहजहान;
जूठी पातर दो भखें, के कागा के श्वान.

રાઇપ્રવીણની આ ચતુરાઇથી શાહજહાન અતિ આશ્ચર્ય પામ્યો અને પ્રસન્ન થયો. તરતજ તેણે માનસહિત તેના પ્રેમીસાથે મળવાનો રસ્તો છૂટ કરી દીધો. આવાં આવાં ઘણાં ઘણાં દૃષ્ટાંતોનાં સૂચનપાત્ર આ પુસ્તકમાં ઠેકાણે ઠેકાણે આવેલ છે.

આ પુસ્તક તે વખતના મુંદ્રા ન્યાયાધીશ રા. રા. રતનશંકર ભાઇશંકરને અર્પણ કરવામાં આવ્યુંછે.

---

**મોજદીન મેહેતાબ**—કદ રોયલ સોળપેજી ત્રણ ફારમ. કિંમત ચાર આના. પ્રકાશક કવિ જીવરામ અજરામર ગોર.

પ્રકાશકે પ્રસ્તાવનામાં જણાવવા મુજબ મોજદીન મેહેતાબનો કિસ્સો મૂળ ફારસી ભાષામાં છે અને તે ઉપરથી કવિશ્રી ઉદયરાયે વ્રજભાષામાં તેના એકસો કરતાં વધારે દુહા બનાવ્યા. આ મૂળ દુહાઓની નીચે પ્રકાશકે તેનું સરલ ગુજરાતી ભાષાંતર આપેલું છે.

ઇરાનના શાહજાદા મોજદીનને ત્યાંની વજીરજાદી મેહેતાબઉપર સ્નેહ બંધાયો. આ વાતની ખબર પડતાં બાદશાહ શાહજાદાપર ગુસ્સે થયો. છેવટ ન્યાયાધીશની દરમ્યાનગિરી સાથ એવો ઠરાવ થયો કે કાંતો મોજદીને મેહેતાબપરનો સ્નેહ છોડવો અને તેમ ન બને તો ઇરાનની રાજગાદીપરનો હક છોડવો. મોજદીને ઇરાનની રાજગાદીપરનો હક છોડી મેહેતાબપરનો સ્નેહ જાળવ્યો. આગળ જતાં ઇશ્વરની મદદથી એ પ્રેમી જોડું સાથે જોડાઇ સુખી થયું. આ મૂળ વાતને રસાલંકારયુક્ત વર્ણનથી ચિત્તાકર્ષક બનાવવામાં આવીછે.

---

**વિદુરનીતિ**—કદ રોયલ બારપેજી બાર ફારમ. પૂઠું કાચું, છીંટની પટ્ટીવાળું. કિંમત દશ આના.

સંસ્કૃતભાષાના પ્રખ્યાત ઐતિહાસિકગ્રંથ મહાભારતના ઉદ્યોગપર્વમાં પાંડવ અને કૌરવ વચ્ચે યુદ્ધનો ઉદ્યોગ ચાલતાં ચિંતાતુર થયેલા ધૃતરાષ્ટ્રના બોલાવવાથી આવેલા વિદુરે તેને જે અગત્યની સલાહ આપીછે તે વિદુરનીતિ એ નામથી ઓળખાયછે. એમાં રાજાએ તેમજ સામાન્ય માણસે પણ દુનિયામાં શી રીતે વર્ત્તવું, કેવી કેવી બાબતોથી સાવચેત રહેવું, કેવા કેવા પ્રયાસો હિતરૂપ છે અને કેવું કેવું વર્તન અકલ્યાણકારક છે તે વિસ્તારસહિત અસરકારકરીતે સમજાવવામાં આવ્યુંછે. આ ભાષાંતર પદ્યાત્મક છે. તેમાં ઘણે ભાગે માત્રામેળ છંદો લેવામાં આવ્યાછે અને તેથી ભાષાંતરની શૈલીમાં સરલપણું વધારે જળવાયુંછે. આઠ પ્રકરણોમાં બધો વિષય પૂરો કરવામાં આવ્યોછે.

આ પુસ્તક રાવબહાદૂર જગજીવનભાઇ જીવનભાઇ જેસલમેરના દિવાનસાહેબને અર્પણ કરવામાં આવ્યુંછે.

---

**દાદાભાઇ સ્તોત્ર**—કદ ડેમી બારપેજી ત્રણ ફારમ. કિંમત બે આના. કર્તા કવિ જીવરામ અજરામર ગોર.

આ પદ્યાત્મક પુસ્તકમાં હિંદહિતેચ્છુ મી. દાદાભાઇ નવરોજજી કે જેઓએ વિલાયતની પાર્લામેન્ટમાં બેઠક મેળવી હિંદુસ્તાનના હિતને લગતા સવાલો ઉપાડી લઇ હિંદુસ્તાનની ત્રીશ કરોડ માણસની વસ્તીના કલ્યાણમાટે મોહોટી મહેનત લીધેલી છે તેમજ હજુપણ ચાલુ મહેનત લીધા કરેછે એ મહાપુરૂષ ઇસ્વીસન ૧૮૯૩ માં લાહોરમાં જ્યારે ઇન્ડીઅન નેશનલ કોન્ગ્રેસ ભરાણી ત્યારે તેના પ્રમુખ થવામાટે વિલાયતથી આ દેશમાં આવ્યા અને અહીં સમગ્ર પ્રજાતરફથી મોટું માન પામ્યા તે પ્રસંગનું વર્ણન આપેલું છે.

---

**મેઘાડંબર**—કદ રોયલ બત્રીશ પેજી ચાર ફારમ. પૂઠું પાકું. કિંમત આઠ આના. પ્રકાશક કવિ જીવરામ અજરામર ગોર.

કચ્છમાં થઇ ગયેલા ઉનડજી નામના કવિએ વ્રજભાષાની કવિતામાં તૈયાર કરેલા મૂળગ્રંથસહિત આ તેનું કવિતાત્મક ભાષાંતર પ્રકટ કરવામાં આવ્યું છે. એમાં અમુક અમુક નક્ષત્રોમાં તથા અમુક અમુક માસના અમુક અમુક દિવસોએ ગાજવીજ, આકાશનો રંગ વગેરે જણાતાં ચિહ્નો વૃષ્ટિ, અતિવૃષ્ટિ કે અનાવૃષ્ટિનાં સૂચક હોવાવિષે લખવામાં આવ્યુંછે. કચ્છમાં વિક્રમના અઢારમા સૈકાની અંદર કવિશ્રી ઉંનડજી એક સમર્થ પુરૂષ થઇ ગયેલ છે, તેણે પૂર્વના ગ્રંથોમાંથી આધાર લઇ તથા તેસાથે પોતાનો અનુભવ મેળવી તૈયાર કરેલો આ લઘુગ્રંથ એ બાબતપર કેટલુંક ધ્યાન આપવાજોગ અજવાળું પાડેછે.

એ ઉપરાંત એમના તરફથી "શ્રી કચ્છ ભૂપતિ કવિતા" એ નામનું એક નાનું કવિતાનું પુસ્તક બહાર પડેલું છે.

દમયંતી, શકુંતલા, સાવિત્રી, કુંતી, ગાંધારી, દ્રૌપદી, સુભદ્રા, રૂકિમણી, રેવતી, દુઃશલા, મદાલસા, સલરૂપા, દેવહૂતી, અનસૂયા, નર્મદા, સુકન્યા, લોપામુદ્રા, અરૂંધતી, રેણુકા, અહલ્યા અને મૈત્રેયી; **સાતમા પ્રકરણમાં** સરસ્વતી, અપાલા, વાગ્દેવી, અંશુમતી, વિશ્વવાહા, ઘોષા, ગાર્ગી, ખના, ભોગવતી, નાચી, ભારતી અને લીલાવતી; **આઠમા પ્રકરણમાં** મીનલદેવી, સંયુક્તા, કર્મદેવી, કલાવતી, વીરબાળા, તારાબાઇ, દુર્ગાવતી, વીરા, કર્મદેવી, કમલાવતી, કર્ણવતી, ચાંદબીબી, વિમળદેવી, વિદુલા, પ્રભા, કૃષ્ણકુમારી, પન્ના, અહલ્યાબાઇ, ચંદા અને લક્ષ્મીબાઇ; **નવમા પ્રકરણમાં** જરથોસ્ત પેગંબર, મુસા પેગંબર, ઇશુખ્રિસ્ત અને હજરત મહમદ; **દશમા પ્રકરણમાં** વનરાજ, સિદ્ધરાજ, કુમારપાલ, પૃથુરાજ, અકબર, પ્રતાપ, શિવાજી, મહારાજા સયાજીરાવ ગાયકવાડ, મહારાવ ખેંગારજી સવાઇ, ઠાકોર સાહેબ ભગવતસિંહજી અને ઠાકોર સાહેબ જશવતસિંહજી; **અગિયારમા પ્રકરણમાં** વસ્તુપાલ અને તેજપાલ, ટોડરમલ, બિરબલ, દૈજી અને અબુલફ્ઝલ, સર સાલારજંગ, રાજા સર ટી. માધવરાવ, દિવાન રણછોડજી અમરજી, ગોકુળજી ઝાલા, ગૌરીશંકર ઓઝા, હરિદાસ વિહારીદાસ દેશાઇ, મણિભાઇ જશભાઇ, કાજી શાહાબુદ્દીન, સાલેહહિંદી અને બહાવદ્દીનભાઇ; **બારમા પ્રકરણમાં** રાજા રામમોહનરાય, બાબુ કેશવચંદ્રસેન, પરમહંસ રામકૃષ્ણદેવ, સ્વામી વિવેકાનંદજી, બાબુ પ્રતાપચંદ્ર મજમુદાર, મહર્ષિ દેવેંદ્રનાથ ઠાકુર, નિશ્ચળદાસ, વિષ્ણુબાવા બ્રહ્મચારી, સ્વામી દયાનંદ સરસ્વતી, પંડિતશ્રી ગટ્ટુલાલજી, મહાત્મા નથુરામશર્મા, મુનિશ્રી મોહનલાલજી, પંડિતશ્રી આત્મારામજી અને સરદાર દસ્તુર હોશંગ જામાસ્પજી; **તેરમા પ્રકરણમાં** શેઠ દાદાભાઇ નવરોજજી, પંડિત અયોધ્યાનાથ, રાજા રાજેંદ્રલાલમિત્ર, બાબુ હરિશ્ચંદ્ર મુકરજી, રાજા સર રાધાકાંતદેવ, રાજા દિગંબર મિત્ર, બાબુ વ્યોમેશચંદ્ર બાનરજી, બાબુ સુરેંદ્રનાથ બાનરજી, બાબુ લાલમોહન ઘોસ, મી. ફીરોજશા મેહેતા, મી. કાશીનાથ ત્રિંબક તેલાંગ, મી. મહાદેવ ગોવિંદ રાનડે, મી. બદ્રુદ્દીન તૈયબજી, મી. ઝવેરીલાલ ઉમીયાશંકર યાજ્ઞિક, મી. ગણેશ વાસુદેવ જોશી, રા. સા. વિશ્વનાથ નારાયણ મંડળિક, રા. બા. ગોપાળરાવ હરિ દેશમુખ, શેઠ નવરોજજી ફરદુનજી, શેઠ સોરાબજી શાપુરજી બંગાલી, રાજા રામપાલસિંહ, રાયબહાદુર સભાપતિ મુડલીયાર, રાયબહાદુર આનંદા ચારલુ અને બાબુ કિસ્તોદાસપાલ; **ચોદમા પ્રકરણમાં** સર જમશેદજી જીજીભાઇ,

સર દીનશાહજી માણેકજી પીટીટ, શેઠ ગોકળદાસ તેજપાળ, સર મંગળદાસ નથુભાઇ, નગરશેઠ હિમાભાઇ, શેઠ વરજીવનદાસ માધવદાસ, શેઠ ઠાકરશી મૂળજી અને શેઠ લક્ષ્મીદાસ ખીમજી; **પંદરમા પ્રકરણ**માં ડાક્ટર ચકરબતી, ડાક્ટર ભાઉ દાજી, રસવૈદ્ય મણિશંકર વિઠ્ઠલજી, વૈદ્યરાજ પ્રભુરામ જીવણરામ, વૈદ્યરાજ ઝંડુભટ્ટજી અને વૈદ્યરાજ બાવાભાઇ; **સોળમા પ્રકરણ**માં પ્રોફેસર આદિતરામજી, પ્રોફેસર મૌલાબક્ષ, કવીશ્વર નર્મદાશંકર લાલશંકર અને કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઇ; **સત્તરમા પ્રકરણ**માં પંડિત ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર, પંડિત ભગવાનલાલ ઇંદ્રજી, મહામહોપાધ્યાય ભીમાચાર્યજી, મી. નાનાભાઇ હરિદાસ, પંડિત શ્યામજી કૃષ્ણવર્મા, ભોળાનાથ સારાભાઇ, બેહેચરદાસ અંબાઇદાસ, શેઠ કરસનદાસ મૂળજી, રા. સા. મહીપતરામ રૂપરામ નીલકંઠ, સાક્ષર નવલરામ લક્ષ્મીરામ, મેહેતાજી દુર્ગારામ મંછારામ, રા. રા. મનસુખરામ સૂર્યરામ, રા. રા. રણછોડભાઇ ઉદયરામ, રા. બા. લાલશંકર ઉમીયાશંકર, રા. બા. હરિલાલ હર્ષદરાય ધ્રુવ, રા. રા. મણિલાલ નભુભાઇ, શાસ્ત્રી વ્રજલાલ કાળીદાસ, રા, બા. ભોગીલાલ પ્રાણવલ્લભદાસ, શેઠ મણિલાલ રણછોડદાસ, રા. રા. વીરચંદ રાઘવજી ગાંધી અને પ્રોફેસર નથુભાઇ મંછાચંદ; **અઢારમા પ્રકરણ**માં ચંદ્રપ્રભા, મરીચિ, સસવતી, કમળાદેવી અને શરતસુંદરીદેવી; **ઓગણીશમા પ્રકરણ**માં મીરાંબાઇ, ગવરીબાઇ, પંડિતા સુલીઆ, આનંદીબાઇ જોશી, હરિકુંવરબાઇ તથા પંડિતા રમાબાઇ અને **વીશમા પ્રકરણ**માં મહારાણી શ્રી વિકટોરીઆ કૈસરેહિંદ, મી. એ. ઓ. હુમ, ઑનરેબલ મી. એ. કે. ફાર્બસ, ભટ્ટ મોક્ષમૂલર તથા મીસીસ આનીબીસાંટ એઓનાં જીવનચરિત્રો આપવામાં આવ્યાંછે.

આ ઉપરાંત **પરિશિષ્ટ**માં રા. રા. હરિલાલ ઠાકોર અને આ ગ્રંથના કર્ત્તા મી. મગનલાલ નરોત્તમદાસ પટેલનું જીવનચરિત્ર તથા સદ્બોધવચન છે. છેલ્લે **પૂરવણી** આપેલ છે તેમાં જૂનાગઢ, જામનગર, ભાવનગર, મોરબી, ઇડર, લુણાવાડા અને દેવગડબારીયા એ સંસ્થાનોના રાજકર્ત્તાઓ, મી. દીનશાજી એદલજી વાછા, મી. નારાયણ ગણેશ ચંદાવરકર, ડાક્ટર ભાલચંદ્ર કૃષ્ણ ભાટવડેકર, પંડિત બિશન નારાયણ ધાર, મી. હમીદ અલીખાન, મી. ભાઉશંકર નાનાભાઇ, શાસ્ત્રીશ્રી કેશવજી મોરારજી તથા શીઘ્ર કવિશ્રી શંકરલાલ માહેશ્વર એઓનાં જન્મચરિત્રો આપેલાંછે.

આ દળદાર પુસ્તક શ્રીમંત શયાજીરાવ મહારાજાને અર્પણ કરવામાં આવેલું છે.

---

**ખેતીવાડીનાં મૂળતત્વની પાઠમાળા (ભાગ ૧ લો)**—કદ ડેમી આઠપેજી બાર ફારમ. પૂઠું કાચું, છીંટની પટ્ટીવાળું. કિંમત આઠ આના. કર્ત્તા મી. મગનલાલ નરોત્તમદાસ પટેલ.

આ પુસ્તકમાં ખેતીવાડીસંબંધે ચોંત્રીશ પાઠોમાં બહુ ઉત્તમ અને ઉપયોગી વિચાર કરેલો છે. એમાંના ખેતીવાડીના ધંધાની ઉત્તમતા, ગુજરાતના ખેડુતોની નબળી હાલત અને તેનાં કારણો, તેઓને કેળવણી આપવાની જરૂરીયાત, ખેડુતોની ખામીઓ, જમીન, ખાતર, પાણી, ઢોર, બીજ, ઓજાર, મોલ, વનસ્પતિ, કૂવા, વાડી, બાગબગીચા, દેશી વાયુચક્ર, ચોમાસાના વહનની અગમચેતીઓ વગેરે ઘણી જરૂરની બાબતોના પાઠ વાંચવાથી ખેડુતોને તેમજ ખેતરના માલેકોને ઘણો લાભ થવાની કુંચીઓ હાથ લાગે તેવું છે. આ પુસ્તક સ્વસ્થાન માલપુરના મહારાઓળ શ્રી દીપસિંહજીને અર્પણ કરવામાં આવ્યુંછે.

---

**મુંબઇ શહેરનું વર્ણન**—કદ રોયલ સોળપેજી સાત ફારમ. પૂઠું કાચું છીંટની પટ્ટીવાળું. કિંમત આઠ આના. કર્ત્તા મી. મગનલાલ નરોત્તમદાસ પટેલ.

એના પહેલા પ્રકરણમાં મુંબઇનગરીનું આલંકારિક વર્ણન આપેલું છે જેમાં જાણવા લાયક ઘણાંખરાં સ્થાનો, ખાતાંઓ અને ખુબીઓ આવી જાયછે. બીજા પ્રકરણમાં મુંબઇની પ્રાચીન સ્થિતિ, ઇસ્વીસન ૧૬૬૨ થી ૧૮૯૧ સુધીમાં અગિયાર વખત થયેલી ગણનાપ્રમાણે વસ્તીની તે તે વખતની સંખ્યા, લોકોની જૂદી જૂદી જાતો, વેપાર, રાજ્યવહીવટનું બંધારણ, ૧૭૯૪ થી ૧૮૯૦ સુધીમાં થયેલા ગવર્નરો, મોટા અમલદારોને મળતાં લવાજમો, સરકારી અમલદારો વગેરેને મળતું તોપોનું માન, દેશી રાજાઓ અને સરદારોને મળતું તોપોનું માન, મીલો, ગ્યાસનું કારખાનું, રેલવે, ટપાલખાતું, ટેલીગ્રાફ, ટેલીફોન, કૉટનગ્રીન, બંદર તથા ગોદી, વિક્ટોરીયા ગાર્ડન્સ, ટાઉનહૉલ, ટંકશાળ, કસ્ટમ હાઉસ, એલ્ફીન્સ્ટન સર્કલ, સાસુન બિલ્ડીંગ્સ, સેક્રેટરી ઑફીસ, યુનિવર્સીટી સેનેટ હૉલ, યુનિવર્સીટી લાયબ્રેરી તથા રાજાબાઇ ટાવર, હાઇકોર્ટ, પબ્લીક વર્કસ ઑફીસ, જનરલ પોસ્ટ ઑફીસ, ટેલીગ્રાફ ઑફીસ, એસપ્લેનેડ

હૉટેલ, ફરામજી કાવસજી ઇન્સ્ટીટયુટ, મહારાણીનું પૂતળું, પ્રિન્સઑફ વેલ્સનું પૂતળું, સેલર્સ હોમ, વિક્ટોરીયા ટર્મીનસ, ક્રાફર્ડ મારકેટ, દીવાદાંડી, વેધશાળા, ટેક્નીકલ ઇન્સ્ટીટયુટ, હૉસ્પીટાલો, સરકારી મેહેલ, કૉલેજો, સ્કૂલો, દેવળો, ધારાપુરી, પ્રસિદ્ધ આસોશિએશન્સો, મર્કેન્ટાઇલ આસોશિએશન્સો, સોસાયટીયો, સભાઓ તથા મંડળીઓ, પાઠશાળાઓ, પુસ્તકાલયો, વર્ત્તમાનપત્રો વગેરે તથા શહેરના મોટા રસ્તાઓ એમાંનાં ઘણાંનું વર્ણન તથા કેટલાંએકનું સૂચનમાત્ર આપેલું છે. અને ત્રીજા પ્રકરણમાં વિલાયતના ઇંગ્રેજી રાજવહીવટસંબંધી જાણવા લાયક થોડી હકીકત જણાવેલી છે.

આ પુસ્તક સ્વસ્થાન માલપુરના મહારાઓલ શ્રી દીપસિંહજીને અર્પણ કરેલું છે. તે ઇસ્વીસન ૧૮૯૨ માં બહાર પાડવામાં આવેલું છે એટલે તે પછીના એક દશકામાં મુંબઇમાં જાણવાજોગ ઘણો ઘણો ફેરફાર થયેલો છે.

---

**મહારાણીશ્રી વિક્ટોરીયા કૈસરે હિંદનું સંક્ષિપ્ત જીવન ચરિત્ર**—કદ રોયલ સોળપેજી દોઢ ફારમ. કિંમત બે આના. કર્ત્તા મી. મગનલાલ નરોત્તમદાસ પટેલ.

એમાં મહારાણીશ્રીના જન્મથી લગભગ તેમની ડાયામોન્ડ જ્યુબિલીના પ્રસંગસુધીનું તેમની જીંદગીનું બહુજ સાદું અને ટૂંકું વર્ણન આપવામાં આવ્યુંછે. તે સાથે તેમના રાજ્યદ્વારી, વ્યાવહારિક અને પારમાર્થિક સદ્‌ગુણોનો ઉલ્લેખ પણ કરેલ છે.

---

**સદ્‌બોધ વચન**—કદ રોયલ સોળપેજી દોઢ ફારમ. કિંમત બે આના. કર્ત્તા મી. મગનલાલ નરોત્તમદાસ પટેલ.

એમાં ચાણક્યનીતિ, મહાભારત, ભર્તૃહરિશતક, ભોજપ્રબંધ, પંચતંત્ર, વિદુરનીતિ, યોગવાસિષ્ટ, સભાતરંગ વગેરેમાંથી લગભગ પિસ્તાલીશ પ્રસ્તાવિક બોધદાયક શ્લોકો ચુંટી ગુજરાતી અર્થસહિત દાખલ કરવામાં આવ્યાછે. છેવટ સામાન્ય ઉપદેશનો ટૂંક લેખ આપેલો છે.

આ પુસ્તક લેક્ટવાવિજય પત્રના ગ્રાહકોને ભેટ આપવામાં આવેલું છે.



## કવિ કૃપાશંકર ગંગાશંકર.

એમનો જન્મ કાઠિયાવાડમાં મોરબી તાબે જેતપુરગામમાં સંવત ૧૯૨૩ માં થયોછે. હાલ તેમનો નિવાસ અમદાવાદ ખાતેછે. જ્યાં ગામઠી નિશાળનું કામ કરવા ઉપરાંત વૈદક, જ્યોતિષ પુરાણ વગેરેથી તેઓ પોતાનો વ્યવહાર ચલાવેછે.

---

**નાશકારક ઘોડી અથવા ડાંગવોપાખ્યાન**—કદ ડેમી આઠપેજી પાંત્રીશ ફારમ. પૂઠું પાકું છીંટની પટ્ટીવાળું. કિંમત રૂપિયા બે. કર્ત્તા કવિ કૃપાશંકર ગંગાશંકર.

આ એક નાટક છે અને તેની મૂળ બાબત મહાભારતમાં ઉપાખ્યાનરૂપે વર્ણવવામાં આવેલછે. ગર્વવાળી થઇ પોતાને અપમાન આપવાથી ક્રોધી દુર્વાસામુનિએ ઇંદ્રની સભામાં ઉર્વશી અપ્સરાને શાપ આપતાં તે ઘોડી બની પૃથ્વીપર આવી. દિવસની ઘોડીના રૂપથી અને રાત્રિ વખતે સ્ત્રીનારૂપથી રહેનારી તે ઉર્વશીને જોઇ કાશીનો ડાંગવ નામનો રાજા મોહ પામ્યો અને સન્મિત્ર આદિની સલાહને નહિ ગણકારી દિવસે દિવસે તેમાં વિશેષ લુબ્ધ થતો ગયો. ઇંદ્રની પ્રેરણાથી નારદમુનિએ એ ઘોડીનાં વખાણ દ્વારિકામાં યાદવોની સભામાં કર્યાં અને તેથી શ્રીકૃષ્ણ ભગવાને પોતાનો અનુચર મોકલી તે ઘોડી પોતાને આપવાની ડાંગવરાજાપાસે માગણી કરી. ડાંગવે તે માગણી તુચ્છકારી પોતાના બચાવમાટે આશ્રય શોધવા માંડ્યો. ભમતાં ભમતાં હસ્તિનાપુરના પાદરમાં બાળક અભિમન્યુને લઇ સુભદ્રા નહાવા જતાં હતાં ત્યાં પોતાને કોઇ આશ્રય ન મળવાથી ચિતા ખડકી ડાંગવ બળી મરવાની તૈયારી કરતો હતો જેથી અભિમન્યુએ પાસે આવી તેના દુઃખથી વાકેફ થઇ તેને અભયદાન આપી દીધું. ભીમસેને તેની વાતને અનુમોદન આપ્યું અને પાંડવો તથા

યાદવો વચ્ચે લડાઈ ઉભી થઇ. યાદવોતરફથી શ્રીકૃષ્ણ ભગવાને સુદર્શન ચક્ર ફેંક્યું; તેની સામે પાંડવોની પ્રાર્થનાથી પધારેલા શ્રીમહાદેવે ત્રિશૂલ ફેંક્યું; જેઓ પરસ્પર અથડી ત્રૈલોક્યને બાળવા લાગ્યાં તે જોઇ લડાઇ બંધ પાડી અર્જુનની ધ્વજામાં બેઠેલા હનુમાનને તેને છૂટાં પાડવાની આજ્ઞા કરવામાં આવી. હનુમાને તેમ કરતાં તે ત્રણે વજ્રો ભીમસેનના અર્ધ શરીરરૂપ વજ્રપર આવી પડ્યાં. આવીરીતે સાડાત્રણ વજ્રનો સંયોગ કે જે ઉર્વશીના શાપનો અવધિ હતો તે પૂરો થતાં ઉર્વશી શાપમુક્ત થઇ સ્વર્ગમાં ગઇ અને પાંડવો તથા યાદવો મળ્યા અને ડાંગવરાજા બચી ગયો.

---



## કવિ કૃપાશંકર ગંગાશંકર.

એમનો જન્મ કાઠિયાવાડમાં મોરબી તાબે જેતપુરગામમાં સંવત ૧૯૨૩ માં થયોછે. હાલ તેમનો નિવાસ અમદાવાદ ખાતેછે. જ્યાં ગામઠી નિશાળનું કામ કરવા ઉપરાંત વૈદક, જ્યોતિષ પુરાણ વગેરેથી તેઓ પોતાનો વ્યવહાર ચલાવેછે.

---

**નાશકારક ઘોડી અથવા ડાંગવોપાખ્યાન**—કદ ડેમી આઠપેજી પાંત્રીશ ફારમ. પૂઠું પાકું છીંટની પટ્ટીવાળું. કિંમત રૂપિયા બે. કર્ત્તા કવિ કૃપાશંકર ગંગાશંકર.

આ એક નાટક છે અને તેની મૂળ બાબત મહાભારતમાં ઉપાખ્યાનરૂપે વર્ણવવામાં આવેલછે. ગર્વવાળી થઇ પોતાને અપમાન આપવાથી ક્રોધી દુર્વાસામુનિએ ઇંદ્રની સભામાં ઉર્વશી અપ્સરાને શાપ આપતાં તે ઘોડી બની પૃથ્વીપર આવી. દિવસની ઘોડીના રૂપથી અને રાત્રિ વખતે સ્ત્રીનારૂપથી રહેનારી તે ઉર્વશીને જોઇ કાશીનો ડાંગવ નામનો રાજા મોહ પામ્યો અને સન્મિત્ર આદિની સલાહને નહિ ગણકારી દિવસે દિવસે તેમાં વિશેષ લુબ્ધ થતો ગયો. ઈંદ્રની પ્રેરણાથી નારદમુનિએ એ ઘોડીનાં વખાણ દ્વારિકામાં યાદવોની સભામાં કર્યાં અને તેથી શ્રીકૃષ્ણ ભગવાને પોતાનો અનુચર મોકલી તે ઘોડી પોતાને આપવાની ડાંગવરાજાપાસે માગણી કરી. ડાંગવે તે માગણી તુચ્છકારી પોતાના બચાવમાટે આશ્રય શોધવા માંડયો. ભમતાં ભમતાં હસ્તિનાપુરના પાદરમાં બાળક અભિમન્યુને લઇ સુભદ્રા નહાવા જતાં હતાં ત્યાં પોતાને કોઇ આશ્રય ન મળવાથી ચિતા ખડકી ડાંગવ બળી મરવાની તૈયારી કરતો હતો જેથી અભિમન્યુએ પાસે આવી તેના દુઃખથી વાકેફ થઇ તેને અભયદાન આપી દીધું. ભીમસેને તેની વાતને અનુમોદન આપ્યું અને પાંડવો તથા

યાદવો વચ્ચે લડાઇ ઉભી થઇ. યાદવોતરફથી શ્રીકૃષ્ણ ભગવાને સુદર્શન ચક્ર ફેંક્યું; તેની સામે પાંડવોની પ્રાર્થનાથી પધારેલા શ્રીમહાદેવે ત્રિશૂલ ફેંક્યું; જેઓ પરસ્પર અથડી ત્રૈલોક્યને બાળવા લાગ્યાં તે જોઇ લડાઇ બંધ પાડી અર્જુનની ધ્વજામાં બેઠેલા હનુમાનને તેને છૂટાં પાડવાની આજ્ઞા કરવામાં આવી. હનુમાને તેમ કરતાં તે ત્રણે વજ્રે ભીમસેનના અર્ધ શરીરરૂપ વજ્રપર આવી પડ્યાં. આવીરીતે સાડાત્રણ વજ્રનો સંયોગ કે જે ઉર્વશીના શાપનો અવધિ હતો તે પૂરો થતાં ઉર્વશી શાપમુક્ત થઇ સ્વર્ગમાં ગઇ અને પાંડવો તથા યાદવો મળ્યા અને ડાંગવરાજા બચી ગયો.

---



## કવિ સુંદરજી પુંજાભાઇ.

એમનો જન્મ લુવાણા જ્ઞાતિમાં સંવત ૧૯૨૧ માં રાજકોટખાતે થયોછે. સાધારણ કેળવણી લઇ વેપારના રોજગારમાં જોડાયા પછી તેમને સ્વાભાવિક સંસ્કારોથી કવિતા કરવાનો શોખ પેદા થયો અને તેમાં વળી ધ્રાંગદ્રાખાતે કવીશ્વર દલપતરામના સમાગમથી વધારો થયો જેથી રહેતે રહેતે માત્રામેળ અને વર્ણમેળની તેમની કવિતા સારી થવા લાગી. ત્યાર બાદ તેમણે પુસ્તકો છપાવવા વેચવાનો ધંધો કરવા માંડયો જે હજુ ચાલુજ છે.

---

**શ્રી સુંદર સહસ્ત્રી**—કદ રોયલ સોળપેજી દશ ફારમ. પૂઠું કાચું છીંટની પટ્ટીવાળું. કિંમત બાર આના. કર્ત્તા કવિ સુંદરજી પુંજાભાઇ.

આ કવિતાત્મક પુસ્તકમાં ઇશ્વરભક્તિ મહિમા, વ્યભિચારને તિરસ્કાર, કેફને તિરસ્કાર, અફીણીનો હેવાલ, ભણવાવિષે, ગોવધ કરનારને તિરસ્કાર, પતિવ્રત પાળવાવિષે, મિત્રતા, કપટી મિત્રનાં લક્ષણ, સદ્‌ગુણી મિત્રનાં લક્ષણ, પૈસાવિષે, અસ્તોદય, દૈવી ચમત્કાર, સદ્‌ગુણી કાંતા, નીતિ, યશ, સ્વદેશી શ્રીમંતોને સૂચના, સદ્‌ગુણી રાજા, સાહસ, આળસ, કૃષ્ણવિલાસ, અયોગ્ય પતિદુઃખદર્શક, લાયક પતિ મળવાથી સ્ત્રીને થતો આનંદ, વિદેશ જતા પતિપ્રત્યે પ્રિયાની અરજ, પતિવચન, પતિવિરહ, કાંતાવિરહ, સરોવર સમાગમ, પ્રિયકરઅંકિત પત્રિકા, પ્રિયાકર અંકિત પત્રિકા, પ્રિયપ્રિયાનો સમાગમ, પ્રિયાવચન, ઇશ્વરભજન, વૈરાગ્ય વગેરે બાબતોપર માલિની, શાર્દૂલવિક્રીડિત, મંદાક્રાંતા વગેરે છંદો તથા આશાગોડી, કન્હરો, લાવણીઓ વગેરે શોખીન લોકોમાં પસંદ પડેલા નાટકી રાગો તેમજ જૂના વખતમાં ચાલતી ગરબી ગરબાઓ વગેરેમાં સાદી સહેલી અને રસભરી ભાષામાં વર્ણન કરવામાં આવ્યુંછે. એમાં છંદો તથા ગાયનોની કડી મળી ૧૦૦૦ ની સંખ્યા મળવાથી ગ્રંથકર્ત્તાના નામની સાથે તેનું સુંદરસહસ્ત્રી એવું અન્વર્થ નામ રાખવામાં આવ્યુંછે.

આ પુસ્તક પોરબંદરના રાણાશ્રી ભાવસિંહજીને અર્પણ કરવામાં આવ્યુંછે.

---

**વ્યભિચાર દુઃખદર્શક નાટક ( પંચાંકી )**—કદ રોયલ સોળપેજી પાંચ ફારમ. પૂઠું કાચું છીંટની પટ્ટીવાળું. કિંમત ૭ આના. કર્ત્તા કવિ સુંદરજી પુંજાભાઇ.

એમાં કુબુદ્ધિ નામના કુછંદી છોકરાએ કપટકળા નામની વેશ્યાના ફંદમાં ફસી પોતાની પરણેલી પત્નીને છોડી, તેનાં ઘરેણાં વખતોવખત કહાડી જઇ તથા છેવટ માબાપના કબજાની મિલકત પણ લઇ વેશ્યાને સ્વાધીન કરી અને પોતે તેની સાથે નાસી બીજે ગામ રહ્યો. ત્યાં પણ એ મકરબાજ વેશ્યાના જૂઠા દેખાવવાળા પ્યારપર મોહિત થઇ તેની પ્રેરણાથી એક સાહુકારના ઘરમાં ખાતર પાડવા ગયો જેમાં પકડાઇ કેદમાં પૂરાયો. પાછળથી તે વેશ્યાએ એક બીજા સિપાઇને રાખ્યો અને થોડા દિવસ પછી કુબુદ્ધિ કેદમાંથી છૂટી પાછો તેની પાસે આવતાં તેને પોતે કોઇ દિવસ જોયેલોજ ન હોય એમ આશ્ચર્ય બતાવી તરછોડી કાઢી મૂકયો. આ વખતે એ વ્યભિચારી કુબુદ્ધિને મરવાતુલ્ય દુઃખ થયું. થોડાજ વખતમાં તેનાં માબાપે શોધ કરવા મોકલેલ એક મિત્ર આવી તેને સમજાવી ધારણા દઇ પાછો ઘેર તેડી ગયો. આ કુછંદી છોકરાને તેના એક શાહાણા મિત્રે શરૂવાતમાંજ સમજાવવામાં બાકી રાખી ન હતી. તેને માટે તો તેના જેવોજ એક શેઠીયાનો છોકરો વેશ્યાના હાથથી પાયમાલ થઇ અંતે રહેંસાઇ ગયાનો દાખલો નાટકરૂપે દેખાડયો તેની પણ એ બેવકુફને જરાવાર અસર થઇ પાછું હતું તેવું થઇ રહ્યું તો તેનું અંતે મહાન્ પસ્તાવારૂપ બૂરૂં પરિણામ આવ્યું. એ બાબત દર્શાવી એ કુકર્મ જરૂર છોડવું જોઇએ એમ સમજાવવાનો સુપ્રયત્ન કર્યોછે. એમાંની કવિતાઓ સારી છે. એ પુસ્તક મુંડેટીના કુમારશ્રી શિવસિંહજીને અર્પણ કરેલું છે.

---

**વીરવટ અને રૂપાળી રાણી (પ્રથમ ભાગ)**—કદ ડેમી આઠપેજી એકત્રીશ ફારમ. પૂઠું પાકું સળંગ છીંટનું. કિંમત સવા રૂપિયો. કર્ત્તા કવિ સુંદરજી પુંજાભાઇ.

આ એક કલ્પિત વાર્ત્તા છે. નૌતમપુરના રાજાને ઘણી લાંબી મુદતે શિવની પ્રસન્નતાથી વીરવટ નામે પુત્ર થયો. તે પછી રાજા પોતે આત્મસાધન



## કવિ સુંદરજી પુંજાભાઇ.

એમનો જન્મ લુવાણા જ્ઞાતિમાં સંવત ૧૯૨૧ માં રાજકોટખાતે થયોછે. સાધારણ કેળવણી લઇ વેપારના રોજગારમાં જોડાયા પછી તેમને સ્વાભાવિક સંસ્કારોથી કવિતા કરવાનો શોખ પેદા થયો અને તેમાં વળી ધ્રાંગધ્રાખાતે કવીશ્વર દલપતરામના સમાગમથી વધારો થયો જેથી રહેતે રહેતે માત્રામેળ અને વર્ણમેળની તેમની કવિતા સારી થવા લાગી. ત્યાર બાદ તેમણે પુસ્તકો છપાવવા વેચવાનો ધંધો કરવા માંડયો જે હજી ચાલુજ છે.

---

**શ્રી સુંદર સહસ્રી**—કદ રોયલ સોળપેજી દશ ફારમ. પૂઠું કાચું છીંટની પટ્ટીવાળું. કિંમત બાર આના. કર્ત્તા કવિ સુંદરજી પુંજાભાઇ.

આ કવિતાત્મક પુસ્તકમાં ઇશ્વરભક્તિ મહિમા, વ્યભિચારને તિરસ્કાર, કેફને તિરસ્કાર, અફીણીનો હેવાલ, ભણવાવિષે, ગોવધ કરનારને તિરસ્કાર, પતિવ્રત પાળવાવિષે, મિત્રતા, કપટી મિત્રનાં લક્ષણ, સદ્‌ગુણી મિત્રનાં લક્ષણ, પૈસાવિષે, અસ્તોદય, દૈવી ચમત્કાર, સદ્‌ગુણી કાંતા, નીતિ, યશ, સ્વદેશી શ્રીમંતોને સૂચના, સદ્‌ગુણી રાજા, સાહસ, આળસ, કૃષ્ણવિલાસ, અયોગ્ય પતિદુઃખદર્શક, લાયક પતિ મળવાથી સ્ત્રીને થતો આનંદ, વિદેશ જતા પતિપ્રત્યે પ્રિયાની અરજ, પતિવચન, પતિવિરહ, કાંતાવિરહ, સરોવર સમાગમ, પ્રિયકરઅંકિત પત્રિકા, પ્રિયાકર અંકિત પત્રિકા, પ્રિયપ્રિયાનો સમાગમ, પ્રિયાવચન, ઇશ્વરભજન, વૈરાગ્ય વગેરે બાબતોપર માલિની, શાર્દૂલવિક્રીડિત, મંદાક્રાંતા વગેરે છંદો તથા આશાગોડી, કન્હરો, લાવણીઓ વગેરે શોખીન લોકોમાં પસંદ પડેલા નાટકી રાગો તેમજ જૂના વખતમાં ચાલતી ગરબી ગરબાઓ વગેરેમાં સાદી સહેલી અને રસભરી ભાષામાં વર્ણન કરવામાં આવ્યુંછે. એમાં છંદો તથા ગાયનોની કડી મળી ૧૦૦૦ ની સંખ્યા મળવાથી ગ્રંથકર્તાના નામની સાથે તેનું સુંદરસહસ્રી એવું અન્વર્થ નામ રાખવામાં આવ્યુંછે.

આ પુસ્તક પોરબંદરના રાણાશ્રી ભાવસિંહજીને અર્પણ કરવામાં આવ્યુંછે.

---

**વ્યભિચાર દુઃખદર્શક નાટક ( પંચાંકી )**—કદ રોયલ સોળપેજી પાંચ ફારમ. પૂઠું કાચું છીંટની પટ્ટીવાળું. કિંમત છ આના. કર્ત્તા કવિ સુંદરજી પુંજાભાઇ.

એમાં કુબુદ્ધિ નામના કુછંદી છોકરાએ કપટકળા નામની વેશ્યાના ફંદમાં ફસી પોતાની પરણેલી પત્નીને છોડી, તેનાં ઘરેણાં વખતોવખત કહાડી જઇ તથા છેવટ માબાપના કબજાની મિલકત પણ લઇ વેશ્યાને સ્વાધીન કરી અને પોતે તેની સાથે નાસી બીજે ગામ રહ્યો. ત્યાં પણ એ મકરબાજ વેશ્યાના જૂઠા દેખાવવાળા પ્યારપર મોહિત થઇ તેની પ્રેરણાથી એક સાહુકારના ઘરમાં ખાતર પાડવા ગયો જેમાં પકડાઇ કેદમાં પૂરાયો. પાછળથી તે વેશ્યાએ એક બીજા સિપાઇને રાખ્યો અને થોડા દિવસ પછી કુબુદ્ધિ કેદમાંથી છૂટી પાછો તેની પાસે આવતાં તેને પોતે કોઇ દિવસ જોયેલોજ ન હોય એમ આશ્ચર્ય બતાવી તરછોડી કાઢી મૂકયો. આ વખતે એ વ્યભિચારી કુબુદ્ધિને મરવાતુલ્ય દુઃખ થયું. થોડાજ વખતમાં તેનાં માબાપે શોધ કરવા મોકલેલ એક મિત્ર આવી તેને સમજાવી ધારણા દઇ પાછો ઘેર તેડી ગયો. આ કુછંદી છોકરાને તેના એક શાહાણા મિત્રે શરૂવાતમાંજ સમજાવવામાં બાકી રાખી ન હતી. તેને માટે તો તેના જેવોજ એક શેઠીયાનો છોકરો વેશ્યાના હાથથી પાયમાલ થઇ અંતે રહેંસાઇ ગયાનો દાખલો નાટકરૂપે દેખાડયો તેની પણ એ બેવકુફને જરાવાર અસર થઇ પાછું હતું તેવું થઇ રહ્યું તો તેનું અંતે મહાન્ પસ્તાવારૂપ બૂરૂં પરિણામ આવ્યું. એ બાબત દર્શાવી એ કુકર્મ જરૂર છોડવું જોઇએ એમ સમજાવવાનો સુપ્રયત્ન કર્યોછે. એમાંની કવિતાઓ સારી છે. એ પુસ્તક મુંડેટીના કુમારશ્રી શિવસિંહજીને અર્પણ કરેલું છે.

---

**વીરવટ અને રૂપાળી રાણી (પ્રથમ ભાગ)**—કદ ડેમી આઠપેજી એકત્રીશ ફારમ. પૂઠું પાકું સળંગ છીંટનું. કિંમત સવા રૂપિયો. કર્ત્તા કવિ સુંદરજી પુંજાભાઇ.

આ એક કલ્પિત વાર્ત્તા છે. નૌતમપુરના રાજાને ઘણી લાંબી મુદતે શિવની પ્રસન્નતાથી વીરવટ નામે પુત્ર થયો. તે પછી રાજા પોતે આત્મસાધન

કરવા રાજ્ય છોડી ચાલી નિકળ્યો. પાછળથી વીરવટને બાળક જાણી મદનમોહનસિંહ રાજા તેનાપર ચડી આવ્યો, પણ વીરવટની માએ લડાઇ કરી તેને હરાવ્યો અને કંઇ પણ ઇજા કર્યાવગર કાઢી મૂક્યો. ઉપકારને નહિ જાણનારા મદનમોહને લાગ આવતાં વેર વાળવા ઇરાદો રાખ્યો. થોડા વખત પછી રાજા ઉમેદસિંહે પોતાની પુત્રી રૂપાળીમાટે સ્વયંવર રચ્યો તેમાં વીરવટને રૂપાળી વરી. મદનમોહને તે વખતે કૃત્રિમ પ્રેમ જણાવી વળતાં પોતાના રાજ્યમાં આવી મેહમાની સ્વીકારવા આગ્રહ કરવાથી વીરવટ તેના રાજ્યમાં ગયો જ્યાં તેણે તેને કપટથી કેદ કર્યો પણ વીરવટના જબ્બર યોદ્ધાઓએ લડાઇ કરી તેને છોડાવ્યો અને મદનમોહનને મારી વીરવટે તે રાજ્ય કબજે કર્યું અને તેમાં પૂરી શાંતિ જળવાય ત્યાં સુધી પોતે પણ ત્યાંજ રહેઠાણ કર્યું. આટલી વાત આ પહેલા ભાગમાં છે.

રાણી રૂપાળીને જે ઉત્તમપાત્રતરીકે ચિત્રવામાં આવીછે તેવુંજ તેનું વર્ત્તન બતાવ્યું છે. પણ વીરવટમાં તેની ઉત્તમતાની કંઇ કંઇ શિથિલતા થતી જોવામાં આવેછે. જેમકે માજી રાજાની રાણીઓને કેદમાં નાખી તેનાપર જુલમ કરવો, તેને પકડી નગ્ન દશામાં લટકાવવી વગેરે એક કેળવાયલા રાજાતરફથી નજ થવું જોઇએ. અંતર્ગત કથાનકોમાં ગુણગૌરીસરખી એક સદ્ગુણશાલી સતી નીચ દુરાચારીઓના હાથપર મારી ગઇ એ મનમાં મોટો શોક પેદા કરેછે. મદ્ય કેવા અનર્થનું મૂળછે અને કેવી પશુવૃત્તિ ધારણ કરાવેછે તે એમાંથી સમજી શકાયછે તથા મિથ્યામાનીનો જુલમ આપણા દેશમાં વચલા વખતમાં તદન જંગલી રાજ્યોમાં ચાલતા જુલમનું કંઇ કંઇ ભાન કરાવેછે. લખાણની શૈલી સારી છે પણ શૃંગારવર્ણનમાં ક્યાંક ક્યાંક હદ મૂકી આગળ વધી જવાયું છે. પશુવ્યવહાર અથવા પશુવ્યવહારની નજીકની પૂર્વચેષ્ટા એનો શૃંગારરસમાં સમાવેશ થતો નથી. નજીકની પૂર્વચેષ્ટાઓમાં કોઇ કોઇને શૃંગાર દેખાતો હોય તો ભલે પણ તે રસ નહિ પરંતુ રસાભાસજ ગણવો જોઇએ. સહૃદયોને તો જે મર્યાદામાં શૃંગારરસ ગણાય છે તે મર્યાદાનુંજ લખાણ ગમેછે. જો કે જ્યાં જ્યાં એવું લખાયું છે ત્યાં ત્યાં તે તે પાત્રોનું વર્ત્તન તેવું હોવુંજ જોઇએ પણ તે કલમથી બતાવવાની જરૂર નથી. વાંચનાર પોતાની મેળેજ તેનાં કાળાં કર્મો સમજી લેછે. જે ગ્રંથોમાં નીતિ પ્રસારવાનો ઉદ્દેશ રાખવામાં આવ્યો હોય તેમાં તો વળી બહુજ મર્યાદાથી લખાણ કરવું જોઇએ. કે જે લખાણ પાંચ જુવાનીયાઓની ટોળીજ વાંચી શકે તેમ નહિ પણ સ્ત્રીપુરૂષ સર્વ વાંચી શકે.

આ પહેલા ભાગમાં અગિયાર પ્રકરણો પાડી તેમાં ઉપર જણાવેલી બાબત સમાવવામાં આવીછે.

આ પુસ્તક બગસરા દરબારશ્રી હરસુરવાળાના કારભારી ગિરધરલાલ માધવરાયને અર્પણ કરેલું છે.

---

**ચંદ્રસેન અને ચંદ્રકળા**—કદ રૅાયલ સોળપેજી ૭ ફારમ. પૂઠું કાચું, છીંટની પટ્ટીવાળું. કિંમત આઠ આના. કર્ત્તા કવિ સુંદરજી પુંજાભાઇ.

આ એક કલ્પિત વાર્ત્તા છે. ચંદ્રસેન એ કાંચનપુર નગરના પ્રધાનનો સપૂત છે અને ચંદ્રકળા એ ત્યાંના નગરશેઠની સદ્‌ગુણી પુત્રી છે. એ બન્ને કુદરતી પ્યારથી તેમજ વડિલો તથા સ્નેહીઓની સંમતિથી સંસારનાં સાથી બનેછે. સુખ પછી દુઃખ અને દુઃખ પછી સુખ એમ ચાલુ સાંસારિક નિયમપ્રમાણે એ જોડાંને પણ બહુ આકરી આપદાઓ ભોગવવી પડી, જેમાં પરસ્પરના પ્રેમનો બહુ સ્પષ્ટ પ્રકાશ થયો. છેવટ તેઓ સુખી થયાં.

આમાં માબાપની ભક્તિ, દૈવાખ્યાન, કામદેવનો સંતાપ, સત્સંગતિનો પ્રભાવ, શૌર્ય તથા સ્ત્રીપ્રશંસા વગેરે બાબતોને લગતાં વર્ણન, કવિતાઓ અને સંસ્કૃતશ્લોકો આનંદ આપનાર છે.

આ પુસ્તક બજાણાવાળા નાથાજીસાહેબ સાહેબખાનજીને અર્પણ કરવામાં આવ્યું છે.

---

**સુંદર સપ્તશતી**—કદ રૅાયલ સોળપેજી ૭ ફારમ પૂઠું કાચું, છીંટની પટ્ટીવાળું. કિંમત ૭ આના. કર્ત્તા કવિ સુંદરજી પુંજાભાઇ.

એમાં પ્રસ્તાવિક એટલે કે ઇષ્ટ સ્તુતિ, લક્ષ્મી વિલાસ, દુર્ગુણી તથા સદ્‌ગુણી સ્ત્રીપુરૂષોનું વર્ણન, કેફ, સત્ય, ગરજ, કુસંગ, વિદ્યા, કવિતા, રાજ્યમંડળ, સંપ, પુત્રસુખ, અભિમાન, સમતા, આળસ, શૌર્ય, કરજ, કામબળ, કૃપણતા, બુદ્ધિ, કળિયુગ, પટેલાઇ, શેઠાઇ, ક્રોધ, દુનિયાનો આડંબર, કુટુંબસ્નેહ, યોગ્ય જોડું, કજોડું, ઇશ્ક, પુસ્તક, પ્રાતઃકાળ, અસ્તોદય, શૃંગાર તથા સદુપદેશ વગેરે વિષયોપર દોહરા અને સોરઠા મળી સાતસો છંદ આપેલા છે. ભાષા સરસ અને પદરચના અક્લિષ્ટ છે.

આ પુસ્તક ધ્રોળના માજી દિવાન રા. રા. માણેકચંદ તુલસીને અર્પણ કરવામાં આવેલ છે.



## વકીલ કુંવરજી કલ્યાણજી.

એમનો જન્મ સંવત ૧૯૨૩ માં કચ્છ પ્રાંતમાંના કેરા ગામમાં થયોછે. એમના પિતા પ્રથમ મુંદરાબંદરમાં દાણાનો વેપાર કરતા હતા પણ પાછળથી તેમણે વકીલાતનો ધંધો કરવા માંડયો. મી. કુંવરજીએ પોતે નાનપણમાં ગામઠી નિશાળમાં ગુજરાતી કેળવણી લીધેલી છે. તેમણે સંવત ૧૯૩૫ માં પોતાના પિતાની પેઠે વકીલનો ધંધો હાથ કરવાની ઇચ્છાથી ઉમેદવારી કરવા માંડી અને તે બાબતનો અભ્યાસ ચાલુ રાખ્યો જેથી તેઓ સાં. ૧૯૪૧ ની સાલમાં જ્યારે કચ્છપ્રાંતમાં વકીલોની પરીક્ષા થઇ તેમાં તેઓ પસાર થયા. ત્યારથી તેઓ એજ ધંધો કરેછે. વિદ્યાવિનોદપર પ્રીતિ હોવાને લીધે અવકાશના વખતમાં એક ગ્રંથકર્ત્તાતરીકે પણ તેમણે યત્ન ચાલુ રાખ્યોછે.

---

**ચંદ્રબા અને એચરસિંગ**—કદ ડેમી આઠપેજી ચોવીશ ફારમ. પૂઠું પાકું. કિંમત રૂપિયો સવા. કર્ત્તા વકીલ કુંવરજી કલ્યાણજી.

પદ્મસિંગ નામે વેપારીની ચંદ્રબા નામની કન્યા પોતાના કાકા હઠીસિંગના આશ્રયતળે રહેલી ત્યાં ભદ્રસિંગ નામનો એક બુઢો ધનવાન માણસ આવતાં ચંદ્રબાને જોઇ તેને તેની સાથ પરણવા વિચાર થયો. હઠીસિંગ પોતે ભદ્રસિંગનો મિત્ર થતો હોવાથી તેણે એ વાત કબુલ કરવાનું ચંદ્રબાપર દબાણ કરવા માંડયું. ચંદ્રબા એચરસિંગ નામના એક લાયક પુરૂષસાથે જોડાવાના ઇરાદાથી પોતાના કાકાનું ઘર છોડી ગઇ. હઠીસંગ અને ભદ્રસિંગે જરના જોરથી એચરસિંગને સરકારી ગુન્હામાં ફસાવ્યો પણ પ્રજા પોકારથી ન્યાયી ઉપરી અમલદારની ચીવટથી તે છૂટો થયો અને ચંદ્રબાની શોધમાં નિકળ્યો. ચંદ્રબા લુટારાના હાથપર ફસી દુઃખી થઇ અને એચરસિંગ પણ ફરીને ભદ્રસિં-

ગના હાથપર ફસી ખુનીતરીકે પકડાઇ બેહાલ થયો પણ અંતે તેઓને તેમની નીતિએ મદદ કરી ઉગાર્યાં. અવસ્થાનું પાસું બદલાયું. બન્નેનો એક જંગલમાં અચાનક મેલાપ થયો અને પછી તેમના પોતાના શહેરમાં મોટી ધામધૂમ અને આનંદવચ્ચે તેઓ લગ્નની પવિત્ર ગાંઠથી જોડાયાં.

આ વાર્તા આ પુસ્તકની અંદર ૨૩ પ્રકરણોમાં સમાવવામાં આવીછે. અગિયારમા પ્રકરણમાં પ્રસંગ લાવી કચ્છના રાવ તથા તેમના અમલદારોના ન્યાયીપણાની પ્રશંસા કરવામાં આવીછે. એમાં ઘણે ઘણે પ્રસંગે કવિતાઓ મૂકવામાં આવીછે, જેમાંની કેટલીક ગુજરાતી ભાષાની, કેટલીક હિંદી ભાષાની, કેટલીક કચ્છીભાષાની તથા કેટલીક મિશ્રભાષાની છે.

દુષ્ટ માણસો નિર્દોષોને પણ કેવી રીતે ફસાવી મારેછે તે હઠીસિંગ અને ભદ્રસિંગના ચરિત્રપરથી આબેહુબ જણાયછે તથા બેચરસિંગને ફસાવનારાના જેવા અમલદારો કેવા પ્રજાપીડક તથા તેને મદદ કરી મુક્ત કરાવનારાના જેવા અમલદારો કેવા પ્રજાપોષક હોયછે તે વાંચનારના મગજપર બરાબર ઠસે તેવું છે.

---

**નંદસેન અને દીપમણિ ( ત્રિઅંકી નાટક )**—કદ ડેમી બારપેજી દશ ફારમ. પૂઠું કાચું, છીંટની પટ્ટીવાળું. કિંમત આઠ આના. કર્ત્તા વકીલ કુંવરજી કલ્યાણજી.

મહાલપુરના ભવાનસિંહ રાજાએ પોતાના પુત્ર નંદસેનનો રાજ્યાભિષેક કરવાની તૈયારી કરી તે તેની સાવકીમાતા ભૂપતબાથી નહિ ખમી શકાતાં તેણે પોતાતરફ કુદૃષ્ટિ કરવાનું તોહોમત નંદસેનપર મૂકી તેને દેશનિકાલ કરાવ્યો અને પોતાના નીચ પુત્ર ભદ્રસેનને રાજગાદી અપાવી. સારૂં અથવા ખરાબ નસીબ બે ડગલાં આગળનું આગળ એ કહેવત પ્રમાણે નંદસેન ફરતો ફરતો મદનપુર પહોંચ્યો. ત્યાંના રાજાની કુંવરી દીપમણિએ સ્વયંવરમાં તેના ગળામાંજ વરમાળા નાખી. કેટલેક વખતે ઘણી ઘણી મુશકેલીઓ પસાર કરવાબાદ નંદસેન ત્યાંનોજ રાજા થયો. ભદ્રસેન પોતાનાં દુષ્કૃત્યોથી પાયમાલ થયો. નંદસેને પોતાના સુસ્વભાવથી તેનું ભલું કરવા માંડયું અને ભદ્રસેને પોતાના દુઃસ્વભાવથી બદલામાં તેનું ભૂંડુંજ કરવા માંડયું. આખર ઇશ્વરેજ ભદ્રસેનને પોતાની પાસે બોલાવી લીધો અને નંદસેનને નિષ્કંટક સુખ ભોગવવાની સગવડ કરી આપી.

આ વાતને ચાલતા જમાનાને અનુસરતા નાટકના રૂપમાં ગોઠવવામાં આવીછે. ભલાઇનો ભંડાર નંદસેન અને ભૂંડાઇનો ભંડાર ભદ્રસેન એ બે પાત્રો બધાં કરતાં વાંચનારનું વિશેષ ધ્યાન ખેંચેછે.

---

**કચ્છ મુંદ્રામાં મરકીનો ઉપદ્રવ**—કદ ડેમી આઠપેજી છ ફારમ. કિંમત ત્રણ આના. કર્ત્તા વકીલ કુંવરજી કલ્યાણજી.

ઇસ્વી ૧૮૯૮ માં કચ્છપ્રાંતના મુંદ્રા ગામમાં ચાલેલી મરકીનો ગદ્ય તથા પદ્યરૂપે આ હેવાલ તે વખતનાં સંકટ, નુકસાન, હાડમારી, અત્યંત ભય વગેરેનું સારીરીતે ભાન કરાવેછે. મરકીની શરૂવાત થતાં લોકોમાં કેવો ગભરાટ ફેલાયછે, તે ચાલુ થતાં કેવી નાસભાગ થાયછે, કવારન્ટાઇન વગેરેના જાપતાઓ કેવા દુઃખદાયી અને મુંઝાવનાર થઇ પડેછે, ઘરમાં કોઇ માંદું પડતાં ઘરનાં માણસો કેવાં અકળાઇ બેહાલ બની જાયછે વગેરે બાબતોનો ચિતાર લોકોના મનપર લાવવા સારી મેહેનત લેવામાં આવીછે. આમાં ગુજરાતી કવિતાઓની સાથે કેટલીએક કચ્છીભાષાની કવિતાઓ પણ છે. આ વખતમાં પ્રજાએ, પ્રજાના આગેવાનોએ, તેમજ રાજાએ અને નાનામોટા અમલદારોએ કેવી જાતનું વર્ત્તન રાખવું જોઇએ તે બાબતનો સાર આ પુસ્તકમાં અપાયેલી હકીકતપરથી વાંચનારના ધ્યાનમાં આવી શકે તેમ છે.

---

**હડહડતી હલાકી ભાગ ૧ લો (૧૯૫૬ નો દુકાળ)**—કદ રોયલ સોળપેજી પાંચ ફારમ. કિંમત ચાર આના. કર્ત્તા વકીલ કુંવરજી કલ્યાણજી.

એ દુકાળે વર્ત્તાવેલો ત્રાસ, લોકોની અધીરાઇ, દુકાળીયાઓની દયા ઉપજે એવી બેહાલ દશા, દાણાપીઠની દુશ્મની, માનવંતા ગૃહસ્થોની ઉદારતા, આવી પડેલી આફતમાટે ઉપડતા ઉભરાઓ તથા અશાડથી આસુસુધીની મુખ્ય મુખ્ય હકીકત, આ પુસ્તકમાં ગદ્યપદ્યાત્મક વર્ણનથી આપેલી છે. જો કે એ સઘળું વર્ણન કચ્છના મુંદ્રા બંદરનેજ ઉદ્દેશી લખવામાં આવ્યું છે તો પણ તે હિંદુસ્તાનનો હરકોઇ ભાગ કે જ્યાં આ દુકાળની દુષ્ટ છાયા પડવા પામીછે ત્યાંનો ચિતાર આપણી નજર આગળ ખડો કરેછે.



## રા. રા. જુગલભાઇ મંગળરામ પંડયા.

એમનો જન્મ ઇસ્વી સન ૧૮૭૨ માં ખંભાતમાં થયોછે. તેઓ જ્ઞાતે ઔદિચ્ય ટોળકીયા બ્રાહ્મણ છે. એમણે ગુજરાતી સાત ધોરણનો અભ્યાસ કરી ઇંગ્રેજી અભ્યાસ શરૂ કર્યો. ત્રણ ધોરણ પૂરાં કરી મુંબઇ જઇ ત્યાં વિલ્સનસ્કૂલમાં અભ્યાસ કરવા માંડયો પણ તબીયત બગડવાથી પાછા ખંભાત આવી પુસ્તકો લખવાનો ધંધો હાથ ધર્યો.

સતી સાવિત્રીનું નાનું પુસ્તક એમની દેખરેખ નીચે એમની સ્ત્રીના નામથી પ્રસિદ્ધ થયુંછે. સિવાય તેમણે આજસુધીમાં પુષ્પસેન સુલોચના નાટક, કલીમલી નાટક, રસિક લલિતા, નેનતારા વગેરે પુસ્તકો રચ્યાંછે.

સને ૧૮૯૬ માં એમણે ખંભાતમાં પુસ્તક પ્રસારક કંપની સ્થાપી અને ૧૮૯૮ માં ચક્રવર્ત્તી નામનું માસિક કહાડવા માંડયું.

---

**સતી સાવિત્રી**—કદ રૉયલ ચોસઠપેજી લગભગ અરધું ફારમ. કિંમત દોઢ આનો.

મહાભારતના વનપર્વમાં સાવિત્રીનું આખ્યાન સુપ્રસિદ્ધ છે. તે રાજ્યભ્રષ્ટ થયેલા એક ગુણવાન રાજકુમારને તેનું ટૂંકું આયુષ જાણ્યા છતાં પણ પ્રથમ સંકલ્પ થઇ ગયેલ હોવાથી તેનીસાથે વરી અને તેના સુખ દુઃખમાં ભાગ લેવા લાગી. તેના મરણને દિવસે તેની સાથે જંગલમાં ગઇ. જ્યાં વખત થતાં સત્યવાનના દેહથી જીવ છૂટો પડયો યમરાજાએ તેને લઇ ચાલવા માંડયું તેની પાછળ સતી સાવિત્રી ચાલવા લાગ્યાં અને આખર પોતાના પતિવ્રતપણાના પ્રભાવથી પોતાના પતિને યમના હાથમાંથી છોડાવી પોતાના આશ્રમપર આવ્યાં.

દરેક સ્ત્રીએ આ વાત વાંચી મનન કરવા અને તેનાપર ધ્યાન રાખી વર્તવા યોગ્યછે. આ પુસ્તકમાં યોગ્ય રીતે ટૂંકામાં સરલભાષાથી તેનો સમાવેશ કરવામાં આવ્યોછે.

---

**વીર રમણી**—કદ ડેમી બારપેજી છ ફારમ. કિંમત છ આના. કર્ત્તા રા. રા. જુગલભાઇ મંગળરામ પંડ્યા.

ભારતવર્ષના ભૂષણરૂપ થઇ ગયેલી શૂરી સતી સ્ત્રીઓ કે જેઓ પોતાના નાશવંત દેહના ભોગથી અને ઉચ્ચવૃત્તિના યોગથી પોતાની અવિનાશી કીર્તિને આ લોકમાં અચળપદે સ્થાપતી ગઇ છે તેવી લગભગ પચ્ચીશ પ્રતાપી પતિવ્રતાઓની ટૂંકી પરંતુ મનને સતેજ કરે એવી આખ્યાયિકાઓથી આ લઘુ પુસ્તકને સુશોભિત કરવામાં આવ્યુંછે.

સરદારબા, કર્મદેવી, તારાબાઇ, દુર્ગાવતી, પ્રભા, લક્ષ્મીબાઇ, વિમળદેવી, વીરમતી, સોનરાણી, રાણકદેવી, પદ્મણી, કૃષ્ણાકુમારી, પીરા, ઝવેરબાઇ, તેજસ્વિતા, કળાવતી, કમળાદેવી, મરીચિ, વિમળા, સોન અને લાલબા તેમજ જસમા વગેરે પ્રતાપી, પરાક્રમી અને પવિત્ર મહિલાઓમાંની ઘણી ખરી રાજસ્થાનના શણગારરૂપે છે અને તેમાંની ઘણી ખરી મુગલ સરદારો સામે પોતાના શીલસંરક્ષણમાટે લડી ફત્તેહ પામીછે કે કપાઇ પડીછે. જે હેવાનોએ એવી સબળાં અબળાપર પોતાની અપવિત્ર નજર નાખીછે અને પોતાના ભયંકર હાથો ઉપાડ્યા છે તેઓ જીવથી ગયાછે, દુનિયામાં અળખામણા થયાછે અને ઇશ્વરના દરબારમાં તેમણે જે દુઃખો અને અપમાનોનો અનુભવ કર્યો હોય તે ખરો. આપણા ભારતવર્ષમાં આવી ઘણી પ્રતાપી સ્ત્રીઓ થઇ ગઇછે જેમાંથી કેટલીએક થોડા ઘણા પ્રાચીનકાળની અને અર્વાચીનકાળની તેવી સ્ત્રીઓનાં ચરિત્રોનું દિગ્દર્શન કરાવનાર આ પુસ્તક છે.



## મેહેતા જયશંકર નરસિંહરામ.

એમનો જન્મ ઇસ્વીસન ૧૮૭૮ માં ઉમરેઠમાં થયોછે. ચાલુ કેળવણી લીધાબાદ એમણે પુસ્તકો લખવાનું શરૂ કરતાં નીચેનું તથા બીજાં બાળારાયની બરદાસ્ત ભાગ ૨ જો તથા રબ્બરના શિક્કા કેમ બનાવવા એવાં બે પુસ્તકો મળી કુલ ત્રણ પુસ્તકો લખેલાં છે. બાળારાયની બરદાસ્ત પહેલા ભાગની કંઇ પણ કિંમત એમણે પુસ્તકમાં લખી નથી પણ તે ચાર આનાની કિંમતે તેમના તરફથી આપવામાં આવેછે.

---

**બાળારાયની બરદાસ્ત (પ્રથમ ભાગ)**—કદ રોયલ બત્રીશપેજી પોણાત્રણ ફારમ. પૂઠું કાચું સળંગ છીંટનું. કિંમત કંઇ લખી નથી. કર્ત્તા મેહેતા જયશંકર નરસિંહરામ.

બાળકોને કેમ ઉછેરવાં? એટલે કે તેને કેવી રમત ગમ્મતથી અટકાવવાં, કેવી રમત ગમ્મતમાં જોડવાં? કેવા કેવા ભય તેમનાપર આવી પડવા સાધારણ છે? એમને કંઇ કંઇ કામ કરતાં કેમ શિખવવું? એમનાપર ક્રૂરતા વાપરવાથી કેવું માઠું પરિણામ આવેછે? બાળકીઓને પડાવવામાં આવતાં છુંદણાં અગર ત્રાજવાંનો રીવાજ કેવો ખરાબ છે? બાળકોને કેવી રીતે શણગારવાં જોઇએ? તેમનામાં સુઘડતા કેમ દાખલ કરવી? તેમનું આરોગ્ય કેમ જાળવવું? તેઓને કેવી રીતે નવરાવવાં? કેવો ખોરાક દેવો? તેમના દાંત સાફ રાખવામાં કેવું લક્ષ દેવું? એમને કપડાં કેવાં જોઇએ? એમના વાળ કેવી રીતે ઓળવા અને સ્વચ્છ રાખવા? તેમને કેવી જાતની કસરત કરાવવી જોઇએ? કેટલી વખત ઉંઘાડવાં જોઇએ? શરૂવાતમાં કેવાં કામ આપવાં જોઇએ? તેમનાં શરીરને તથા મનને મહેનત આપતી વખતે કેવા કેવા વિચારો ધ્યાનપર

રાખી તે કામ કરવું જોઇએ ? એમના સ્નાયુ અને એમનું બુદ્ધિચાપલ્ય ક્યાં ક્યાં કેટલે કેટલે અંશે ઉપયોગી હોઇ કોને કોને માટે શું શું પોષણ લાયક છે? એમને ઔષધ કેવું, ક્યારે અને કેવી રીતે આપવું, શીતળા ક્યારે કઢાવવા? માતાપિતાએ તેમને રમાડવા કેવી કેવી યુક્તિઓ યોજવી, તેમનામાં કેવા ગુણોને દાખલ કરવા તથા કેવા ગુણોને આવતા અટકાવવાનો યત્ન કરવો ? બાળકોની સાથે રહેતા નોકર ચાકરોપર દેખરેખ રાખવાની કેવી જરૂર છે ? બાળકોને રમત ગમતની સાથે જ્ઞાન આપવામાટે કેવા ઉપાયો યોજવા જોઇએ? તેમને આનંદી કેમ બનાવવાં ? બાળકોને કેવી વાર્ત્તાઓ કહેવી ? તથા તેમને મુખ્યત્વે કેવા પાઠો શિખવવા જોઇએ વગેરે ટૂંકામાં બહુ સારી ઇમારતથી આ પુસ્તકમાં લખવામાં આવેલછે. આપણા દેશમાં આવા વિષયનાં પુસ્તકોનો પૂરતો ફેલાવો થવાની જરૂર છે. એ પુસ્તક મરહુમ શેઠ ગોવિંદજી ઠાકરશી મૂળજી જે. પી ને અર્પણ કરવામાં આવેલું છે.

---

## મી. જહાંગીર ખરશેદજી વીકાજી.

એમનો જન્મ ઇ. સ. ૧૮૭૦ માં ચંદરઘાટ હેદ્રાબાદમાં થયોછે. એમના પિતા ત્યાંના ફર્સ્ટ તાલુકદાર હતા. એઓ પોતે ત્યાંની મ્યુનિસીપાલ ઑફીસના મેનેજર છે. મુંબઇમાં નિકળતાં "ફુરસદ" ચોપાનીયામાં "નાજુક" એવા તખલુસસાથ જે ગદ્યપદ્ય લખાણો આવેછે તે તેમના તરફથી આવેછે. એમના ખાનદાનના મુખ્ય પુરૂષ **વીકાજી**ની ચડતી પડતીનો રસીલો હેવાલ મી. દા. એ. તારાપોરવાળાની કલમથી એક દળદાર પુસ્તકમાં લખાયેલોછે.

---

**ઔબારાશનાં વારસ**—કદ રોયલ બત્રીશપેજી સાડા છ ફારમ. પૂઠું પાકું. છીંટની પટ્ટીવાળું. કિંમત આના આઠ. કર્ત્તા મી. જહાંગીર ખરશેદજી વીકાજી.

આ એક કવિતાત્મક વાર્ત્તા પુસ્તક છે અને તે ફારસી એતોની ઢબપર રચાયેલું છે. પટનાના શાહની કુંવરીને પોતાના દીકરાસાથે પરણાવવાની ના પાડ્યાથી તેના વજીરે ત્યાંથી નિકળી તેની સામે થઇ તેને આપેલી રંજનું વર્ણન કે જેમાં તે કુંવરીપર પડેલાં દુઃખો, તેની ધીરજ; શાહના મોટા કુંવરનું હીચકારાપણું અને નાના કુંવરનું પોતાના કુટુંબને માટે વિપત્તિ સહન કરવામાં આગળ પડવું આવેછે એ ચિત્તને બહુ અસરકારક છે. આખી વાર્ત્તાનો સાર નીચેની એતોમાં આવી જાયછે.

પાપી મોહોતે મર્યા જો પાપી બધા,<br>
સજાવારને મલી જો પૂરતી સજા!<br>
સબુરીનું મલ્યું જો સાબેરને ફલ,<br>
આદેલને કામ લાગો ઇનસાફ અમલ.<br>
"કર ને જો" ની કહેતી ત્યાં ખરી પડી,<br>
દુષ્ટ મનના દેવોપર બેડી પડી.

એ પ્રમાણે વાર્ત્તાની ગોઠવણુ બોધદાયક અને નીતિથી ભરપૂર છે.



## જોશી રામજી માવજી.

એમનો જન્મ સંવત ૧૯૩૦ માં જામનગરતાબે બેડબંદરમાં સારસ્વત બ્રાહ્મણજ્ઞાતિમાં થયોછે. ગુજરાતી પાંચ ધોરણનો અભ્યાસ કરી ઇંગ્રેજી હાઇસ્કૂલમાં દાખલ થયા અને ઇ. સ. ૧૯૦૦ માં તેઓ સ્કૂલફાઇનલની પરીક્ષામાં પસાર થયા. પાસ થયા પહેલાં તેમણે જામનગર વિભાજીસ્કૂલમાં શિક્ષકતરીકે કામ કરેલું છે અને પાસ થયા પછી તેઓ ગુજરાતી સ્કૂલ નાં. ૫ માં મુખ્ય માસ્તરતરીકે નિમાયા.

એમને કવિતા કરવાનો નાનપણથીજ શોખ છે.

---

**હુન્નર પ્રકાશ**—કદ ડેમી આઠપેજી વીશ ફારમ. પૂઠું કાચું, છીંટની પટ્ટીવાળું. કિંમત રૂપિયો એક. કર્ત્તા જોશી રામજી માવજી.

આ પુસ્તકની અંદર અત્તર બનાવવાવિષે, સુતરઉપર જૂદી જૂદી જાતના રંગ ચડાવવાવિષે, અર્કની બનાવટ, શાહી બનાવવાવિષે, સાબુ બનાવવાવિષે, દારૂખાનાંની બનાવટ, ખાંડ તથા સાકરની બનાવટ, છીંટ છાપવાવિષે, તેલ બનાવવાવિષે, ગુંદ, તેલ, ધાતુઓ, પોમેટમ, જૂદી જૂદી જાતનાં ઓસડો, અજાયબી ઉપજાવનારા અખતારાઓ વગેરેની બનાવટો, વીજળીની મદદવગર ગિલ્ટ ચડાવવાવિષે, ભેગ પારખવાસંબંધી જૂદા જૂદા હુન્નરો, કાચસંબંધી, સ્વમાતી અજાયબ તાસીરો, લાખ બનાવવાવિષે તથા પરચુરણ બનાવટો અને ઉપાયો એ પ્રમાણે સોળ પ્રકરણોની અંદર લગભગ એક હજાર જૂદી જૂદી જાતના હુન્નરો વગેરેની બનાવટનો સંગ્રહ કરવામાં આવ્યોછે. એ પુસ્તક જામનગરના મરહુમ મહારાજાશ્રી વિભાજી કે. સી. એસ. આઇ. એઓ સાહેબને અર્પણ કરેલ છે.

આ ઉપરાંત એમણે વિભાવિજય, મુંબઇનું હુલ્લડ, સત્યનારાયણની કથા, વીરસિંહ તથા વિભાજીવિલાપ એ પુસ્તકો બહાર પાડેલાં છે.



## રા. રા. આનંદજી વહાલજી રાજ્યગુરૂ.

એમનો જન્મ સંવત ૧૯૧૨ માં કાઠિયાવાડના બાબરાગામમાં થયોછે. તેઓ જ્ઞાતે ઔદીચ્ય બ્રાહ્મણ છે. બાબરાની સ્કૂલમાં અને તે પછી રાજકોટ ટ્રેનિંગ કોલેજમાં ગુજરાતી અભ્યાસ કરીને કુતીઆણા તથા કેશોદમાં મળી પંદરેક વર્ષલગી સ્કૂલમાસ્તરતરીકે કામ કર્યું. જે અરસામાં કાયદાનો અભ્યાસ ચાલુ રાખેલ તેથી પોરબંદર, માંગરોલ અને જૂનાગઢ રાજ્યમાં વકીલાત કરવાની સનંદ મેળવી કેટલોક વખત માંગરોલમાં રહી હાલ પોરબંદરમાં રહ્યા છે.

નીચેના પુસ્તક સિવાય એમણે કજોડાવિષે સંભાષણ, નારસિંહાવતાર નાટક તથા હિંદુધર્મશાસ્ત્ર અને મુસલમાની સરેહ એ પ્રમાણે પુસ્તકો બનાવ્યાંછે.

---

**લક્ષ્મણોદય**—કદ ડેમી બારપેજી છ ફારમ. પૂઠું કાચું, છીંટની પટીવાળું. કિંમત આઠ આના. કર્ત્તા રા. રા. આનંદજી વહાલજી રાજ્યગુરૂ.

પુસ્તકની પ્રસ્તાવનામાં જણાવ્યા પ્રમાણે "સાહસકૃત્યથી પરિણામે કેવો પશ્ચાત્તાપ થાયછે! અન્યાયથી રાજા પ્રજાની કેવી માઠી સ્થિતિ થાયછે, રાજારાણી લાયક હોય તો કેવું દંપતિપણાનું સુખ અનુભવેછે, ચતુર, વિદ્યાસંપન્ન અને શૂર રાજપુત્રથી કેવો આનંદ ઉપજેછે; પવિત્રમિત્રતા કેવી સુખદાયક છે અને માતૃસ્નેહ કેવો દૃઢ, નિષ્કપટી અને અચળ છે" આ સર્વ બાબતોના દૃષ્ટાંતરૂપે લક્ષ્મણ નામના રાજકુમારનું રસિક કથાનક આ પુસ્તકમાં સમાવવામાં આવ્યુંછે.

અમરાવતી નગરીના રાજા અમરસિંહે પોતાના પુત્ર લક્ષ્મણને માટે રૈયતતરફથી નજીવી ફરિયાદ સાંભળતાં ઉતાવળા થઇ કંઇપણ તપાસ કર્યાવગર

તેને દેશવટો આપી દેવાથી રાણી તારામતીએ આપઘાત કર્યો. અવિચારથી થયેલા અન્યાયને પરિણામે રાજાનો સ્વભાવ ફરી ગયો. તે ચીડાઉ બની ગયો. પ્રજા દુઃખી થવા લાગી. રાજપુત્ર અનેક દુઃખ વેઠી મદનાવતી નગરીમાં પહોંચ્યો જ્યાં સ્વયંવરમંડપમાં ત્યાંની રાજપુત્રીને વરી ફરી ઉદયદશાને પ્રાપ્ત થયો. તેટલામાં સત્યવતી નગરીવાળા વાઘેલા રજપૂત લખમસિંહ અને જોધમલ નામના તેના મામાઓએ પોતાની બેહેનના મરણથી અને ભાણેજના દેશવટાથી વાકેફ થઇ અમરાવતીમાં જઇ અમરસિંહને કેદ કરી પ્રજાને દુઃખમુક્ત કરી લક્ષ્મણને શોધવામાટે જે માણસોને દોડાવ્યાં હતાં તેઓ ત્યાં આવી પહોંચ્યાં. અને લક્ષ્મણ કે જેને પોતાની માતાના મરણની ખબર પણ ન હતી તેને બધી વાતથી વાકેફ કરી અમરાવતીતરફ લઇ ચાલ્યા. ગુણવાન કુમારને પ્રજાએ વધાવી લીધો અને પોતાનો રાજા બનાવ્યો. આ પ્રમાણે કથાવસ્તુ છે. તેને લખનારે રૂડી સંકલનાથી યોગ્યભાષામાં શક્તિયુક્ત અનુમાન કરાતી સુશોભિત વર્ણન શૈલીથી ગ્રંથના આકારમાં પ્રસિદ્ધમાં મૂક્યુંછે.

પુસ્તકની અંદર પ્રસંગોપાત્ત હિંદી તથા સંસ્કૃત કવિતાઓ જે નજરે પડેછે તે વાંચનારને બોધની સાથે આનંદ આપનાર છે.

---



## રા. રા. બાલાભાઇ છગનલાલ શાહ.

એમનો જન્મ સં. ૧૯૨૯માં અમદાવાદ ખાતે થયોછે. તેઓ ગુજરાતી પાંચ ધોરણ તથા ઇંગ્રેજી છ ધોરણસુધી અભ્યાસ કરી વેપારી લાઇનમાં જોડાયા. કાપડખાતું, શરાફીખાતું અને નામાઠામામાં સારી માહિતી મેળવી. તેપછી તેઓએ સર્વે જાતનાં પુસ્તકો અને દવાઓ વેચનાર કમીશન એજંટતરીકે દુકાન ચાલુ કીધી. જેમાં આજસુધી તેઓ કામ કર્યે જાયછે. પોતાનાતરફથી તેમણે નીચેપ્રમાણે પુસ્તકો બહાર પાડ્યાંછે તે સિવાય જૈની કક્કો તેમણે બહાર પાડયોછે જેમાં જૈનધર્મનાં પ્રાચીન હસ્તલિખિત પુસ્તકોમાં આવતા જૂદી જૂદી ઢબના અક્ષરોના નમુના બારાખડીસાથે આપેલા છે.

---

**વૈરાગ્યોપદેશ પોથી ( ભાગ ૧ લો )**—કદ રેયલ બત્રીશપેજી ત્રણ ફારમ. પૂઠું કાચું, છીટની પટ્ટીવાળું. કિંમત બે આના. કર્ત્તા રા. રા. બાલાભાઇ છગનલાલ શાહ.

એ પુસ્તક જૈનધર્માભિલાષીઓના ખાસ ઉપયોગનું છે તો પણ દરેક ધર્મવાળાઓને તેમાંથી સામાન્યનીતિનો ઉપદેશ ઘણી સરસ રીતે મળી શકે તેમ છે. એમાં શીયળ, તપ, સમતા, આત્મપ્રબોધ વગેરે વિષેની સજ્ઝાઓ, ચોવીશ જિન, પાંચ ઇંદ્રિયો, શીયલ, સમકિત, ગણધર વગેરેનાં સ્તવનો, કર્મ વગેરે ઉપર છંદો, ઉપદેશક પ્રભાતીયાંઓ, ઉપદેશક લાવણીઓ, ઉપદેશક દોહાઓ તથા વૈરાગ્યવિષે પદો એ સઘળી જૂની ઢબની અસરકારક કવિતાઓ છે. તેપછી હાલના વખતમાં ચાલતા નાટકી રાગોની કેટલીએક ઉપદેશાત્મક કવિતાઓ આપવામાં આવીછે. સારબાદ નીતિ અને વૈરાગ્યનો ઉપદેશ કરનારાં ૭૩ વાક્યો, ૫૧ વચનામૃતો અને શીયળવ્રતની ઉત્તમતા તથા પ્રધાનતા બતાવનારી બત્રીશ

ઉપમાઓ આપી આ નાના પણ ઉપયોગી પુસ્તકની સમાપ્તિ કરવામાં આવીછે. તે અમદાવાદ મ્યુનિસીપાલીટીના હેલ્થઑફીસર રા. રા. જીવરાજ ઘેલાભાઇને અર્પણ કરેલછે.

---

**મનુષ્યભવના દુર્લભપણાવિષે દશ દૃષ્ટાંતો**—કદ રોયલ બત્રીશપેજી સવા ફારમ. પૂઠું કાચુ, છીંટની પટ્ટીવાળું. કિંમત ૧ આનો. કર્ત્તા રા. રા. બાલાભાઇ છગનલાલ શાહ.

એમાં મનુષ્યભવ મહા દુર્લભ છે એ બાબતમાં દશ દૃષ્ટાંતો ટૂંકી ટૂંકી વાર્તારૂપે આપ્યાં છે જેમ કે એક બ્રાહ્મણને રાજા પ્રસન્ન થયો ત્યારે તેણે માગ્યું કે તમારા રાજમાં હું દરેકના ચુલાદીઠ એક એક દિવસ જમું. પહેલે દિવસે રાજાને ત્યાં જમ્યો અને પછી બીજે જમવા લાગ્યો. પણ રાજાના ઘરજેવો સ્વાદ ન આવે. રાજાનું રાજ્ય મોટું તેથી આખી જીંદગીમાં ફરીને રાજાને ત્યાં વારો આવવો પણ મુશ્કેલ. તેમ મનુષ્યદેહ એક વખત ગયો એટલે ફરીને મળવો મુશ્કેલ છે. એ પહેલું ચુલાનું દૃષ્ટાંત છે. એમજ પાસા, ધાન્ય, જૂગટું, રત્ન, સ્વપ્ન, ચક્ર, કાચબો, સમેલ, ધોસરૂં અને પરમાણુ એઓના દાખલા પણ આ માનવજન્મ ફરી મળવો દુર્લભ છે એ બાબતમાં આપેલા છે.

---

**માર્ગાનુસારીના પાંત્રીશ ગુણ**—કદ રોયલ બત્રીશપેજી એક ફારમ. કિંમત કંઇ પણ લખી નથી. કર્ત્તા રા. રા. બાલાભાઇ છગનલાલ શાહ.

એમાં સત્ય, ધર્મ, આચાર, પાપત્યાગ, નિંદાત્યાગ, સત્સંગ, સાદાઇ, શાસ્ત્રશ્રવણ, આતિથ્ય, કૃતજ્ઞતા તથા જિતેંદ્રિયતા વગેરે ૩૫ આત્મગુણો ધારણ કરવાવિષે લખવામાં આવ્યુંછે.

જૈનધર્મીભાઇઓમાટે આ પુસ્તક પરોપકારબુદ્ધિથી છપાવવામાં આવ્યુંછે અને જેને એ પુસ્તક જોઇતું હોય તેણે અરધો આનો મોકલી એ પુસ્તક મંગાવી લેવું એમ તેની પ્રસ્તાવનામાં જણાવવામાં આવ્યુંછે.

## રા. રા. વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢીઆર.

એમનો જન્મ જુનાગઢ તાબે ચોરવાડગામમાં સંવત ૧૯૨૬ માં ગિરનારાજ્ઞાતિમાં થયોછે. એમણે ગુજરાતી છઠ્ઠા ધોરણસુધી અભ્યાસ કર્યોછે. પોતાની ઓગણીશ વર્ષની ઉમ્મરે તેઓ મુંબઇમાં આવ્યા અને પ્રખ્યાત શેઠ લક્ષ્મીદાસ ખીમજીને ત્યાં નોકરીમાં જોડાયા. એમને એમનાં માતાપિતાતરફથીજ વારસામાં નિરભિમાનપણાનો અને ભલમનસાઇનો ગુણ મળેલોછે. જે દિનપરદિન એમની પોતાની સદ્દવૃત્તિ અને સત્સંગપરની પ્રીતિને લીધે દ્દઢમૂળ થવા પામ્યોછે અને તેને લીધેજ મરહુમ શેઠ લક્ષ્મીદાસ ખીમજીના કુટુંબમાં એમનાપર સારો ભાવ ધરાવવામાં આવેલ છે. હાલમાં થોડો વખત થયા તેમણે પોતાની જીંદગી એક વૈદ્યતરીકે પણ ચાલુ કરીછે.

નીચે જણાવેલાં પુસ્તકો ઉપરાંત એમનાતરફથી આર્યવિધવા ભાગ ૨ જો તથા સ્વર્ગનું વિમાન એ બે પુસ્તકો તૈયાર થયેલ છે.

---

**સંસારમાં સ્વર્ગ**—કદ ડેમી આઠપેજી સડતાલીશ ફારમ. પૂઠું પાકું, ગિલ્ટેડ. કિંમત રૂપિયો દોઢ. કર્ત્તા વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢીઆર.

આપણા જીવનનું કર્ત્તવ્ય શું ? એ એક અતિશય ગંભીર સવાલ છે. આ પુસ્તક વાંચવાથી તેનું નિરાકરણ ઘણે ભાગે આપોઆપજ થઇ જાયછે. બાબુ મન્મથરાયદત્ત એમ. ડી. ની પત્ની ભાનુકિશોરી થોડી મુદતસૂધી પ્રિયસમાગમનું સ્વર્ગીય સુખ ભોગવી વિધવા થયેલી હતી. તે વખતમાં પરમહંસ બાવા અદ્વૈતાનંદના બોધથી તેના સમજવામાં આવ્યું કે સધવાપણામાં તો તેને ફક્ત પતિનીજ સેવા કરવાની હતી પણ વિધવાપણામાં તો તેણે આખા જગતનું કલ્યાણ કરવાની પ્રવૃત્તિ ઉઠાવવાનીછે. આથી તે કલક-

ત્તાની એક હૉસ્પીટલમાં દરદીઓની ધર્મભગિની (નર્સ) તરીકે રહી. એજ ભાનુકિશોરીની ભાભી ભભકકિશોરી પણ વિધવાપણાનો ભોગ બનેલી હતી અને તે કાશીમાં રહેતી હતી. જે ધર્મનાં તત્વો લગભગ આખા જગતના શ્રવણમાત્રમાંજ કેવળ પરોક્ષપણે સ્થિતિ કરી આગળ વધવા પામતાંજ નથી તેજ ધર્મનાં તત્વો ભભકકિશોરીમાં પણ કેટલોક વખતસુધી એજ સ્થિતિમાં રહી પાછળથી પ્રત્યક્ષપણે તેના વર્તનમાં સેળભેળ થઇ તેને સંસારમાંજ સ્વર્ગ–મોક્ષ બતાવવા શક્તિમાન થયાં હતાં. સદ્‌ગુરૂની કૃપાથી અને સદ્‌વિચારપરના સ્નેહથી ભભકકિશોરી આ પ્રપંચજાળમાંથી મુક્ત થઇ જે ઉત્તમપદપર પહોંચી. તે પદપરથી તેણે નજર કરી તો તેને પોતાની પૂર્વ સ્થિતિ અને હાલની સ્થિતિમાં જે અંતર દેખાણો તે તેણે એક સવિસ્તર પત્રદ્વારા પોતાની વિશ્વાસપાત્ર નણંદ ભાનુકિશોરીપર લખી મોકલેલ છે. તેમાં દુનિયાદારીના જૂદા જૂદા વર્ગોની ચાલુ સ્થિતિનો ચિતાર અને જૂદી જૂદી અવસ્થામાં ઉપડતા અવનવા વિચારતરંગોનું સ્વરૂપ બતાવતાં છેવટ, દરેક મનુષ્યનું ખરૂં કર્તવ્ય શું છે? પોતાના તન, મન, ધનની કેવા પ્રકારની યોજના કરવાથી આ સંસારમાં થયેલો આપણો ફેરો સફળ થાયછે અને બધી પ્રવૃત્તિઓને છેડે મેળવવાનું શું છે તે જણાવેલછે.

ગ્રંથની ભાષા અને વિષયોનો ઉપન્યાસ લેખકની લેખનશક્તિને માટે બહુ સારો અભિપ્રાય બંધાવેછે. આ પુસ્તક સ્વર્ગવાસી શેઠ વીરજીભાઇ લક્ષ્મીદાસ ખીમજીને અર્પણ કરવામાં આવ્યુંછે.

---

**આર્યવિધવા (પ્રથમ ભાગ)**—કદ ડેમી આઠપેજી. સાત ફારમ. કિંમત પાંચ આના. કર્તા વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢીઆર.

આ નિબંધમાં વિધવા સ્ત્રીના શરીરની અને મનની દયાખાવાજોગ સ્થિતિ વર્ણવી પુનર્લગ્નની હિમાયતમાં તેના વિરોધીઓને જૂદા જૂદા પ્રકારથી ઠપકો આપી છેવટ અમુક અમુક પર્વના પ્રસંગોપર તેને અમંગળ ગણી હિંદુકુટુંબની સ્ત્રીઓ તેના તરફ કેવી નિર્દયવૃત્તિથી વર્તેછે તે જણાવેલછે. આ પુસ્તક પુનર્લગ્નના વિરોધીઓ તેમજ હિમાયતીઓએ પણ અવશ્ય વાંચવા લાયક છે. તે મરહુમ શેઠ લક્ષ્મીદાસ ખીમજી જસ્ટીસ ઑફ ધી પીસને અર્પણ કરેલ છે.



## રા. રા. જીવણદાસ કલ્યાણદાસ પ્રણામી.

એમનો જન્મ ઇસ્વી ૧૮૫૦ માં લોધીકા ગામમાં થયોછે. ગુજરાતી અભ્યાસ રાજકોટ ટ્રેનિંગકોલેજસુધી કરી કેળવણીખાતામાં અઢાર વરસ એમણે નોકરી કરીછે અને તેમાં પોતાના ખાનગી વખતમાં પ્રયાસ કરી નીચેપ્રમાણે પુસ્તકો બહાર પાડેલાં છે.

---

**વેપારવિષે સૂચના (ભાગ ૧ લો)**—કદ રોયલ આઠપેજી ત્રણ ફારમ. કિંમત બે આના. કર્તા રા. રા. જીવણદાસ કલ્યાણદાસ પ્રણામી.

એમાં વેપાર કરવા ઇચ્છનારે તથા વેપાર કરનારે કેવી વર્તણુક રાખવી, કેવા નોકરો રાખવા, ગ્રાહકપ્રત્યે કેમ વર્તવું, માલની ખરીદી કેમ કરવી, તે કેમ વેચવો, કેવી રીતનો વટાવ ખાવો તથા તે દરેકમાં સામાન્ય નીતિ કેવી રીતે જાળવવી તે બાબતના મુખ્ય બસો ચાળીસ નિયમો આપેલા છે. જે દરેક ધંધાદારે ખાસ લક્ષમાં રાખવા જોગ છે. આમાંના કેટલાક નિયમો વેપારીની સાથે દરેક માણસે પણ વાંચી ધ્યાનમાં લેવા જેવા છે.

---

**જ્ઞાનસ્વરોદય**—કદ રોયલ સોળપેજી લગભગ છ ફારમ. કિંમત દશ આના. કર્તા રા. રા. જીવણદાસ કલ્યાણદાસ પ્રણામી.

મૂળ હિંદી કવિતામાં શ્રી ચરણદાસજીએ કરેલા જ્ઞાનસ્વરોદયનું આ ગુજરાતી ભાષાંતર છે. એમાં ઇડા, પિંગળા અને સુષુમણા એ ત્રણ શ્વાસનાડીઓ તથા પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ એ પાંચ તત્વોના આધારપર યોગવિધાને લગતું વર્ણન છે. યોગનાં આઠ અંગ, ભક્તિ, સ્થૂલ સૂક્ષ્માદિક દેહને

લગતું વિવેચન આપવાની સાથે ભાષાંતરકારે પોતાના વિચાર પણ જણાવ્યા છે. વિષય કઠિન છે એ વાત સર્વમાન્ય છે તો પણ તેને બની શકે તેટલી સહેલી ઢબમાં ગોઠવવામાં આવ્યો છે.

---

**શ્રી ચંદ્રહાસ સત્યવિજય નાટક**—કદ રોયલ સોળપેજી સાડાપાંચ ફારમ. પૂઠું કાચું, છીંટની પટ્ટીવાળું, કિંમત છ આના. કર્ત્તા રા. રા. જીવણદાસ કલ્યાણદાસ પ્રણામી.

જૈમિનીય પાંડવાશ્વમેધમાં ચંદ્રહાસનું આખ્યાન સુપ્રસિદ્ધ છે. દુષ્ટ પ્રધાન ધૃષ્ટબુદ્ધિએ એ ચંદ્રહાસને મારવાના ઘણા ઘણા પ્રપંચો ગોઠવ્યા પરંતુ "જેને રામ રાખે તેને કોણ ચાખે" એ કહેવત પ્રમાણે તે એ સઘળા પ્રપંચોમાંથી બચી ગયો અને "ખાડ ખોદે તે પડે" એ કહેવત મુજબ ધૃષ્ટબુદ્ધિનુંજ ભૂડું થયું. ચંદ્રહાસ બચી ગયો એટલુંજ નહિ પણ તેને તો વિષને બદલે ધૃષ્ટબુદ્ધિની વિષયા નામની કન્યા ઉપરાંત રાજ્ય પણ મળ્યું. આ ઇતિહાસ ઘણોજ રસિકછે અને આપણા દેશમાં ઘણા ખરા લોકો તે બાબતથી જાણીતા છે.

આ પુસ્તક ઉપર જણાવેલા ચંદ્રહાસના ઇતિહાસપરથી ચાલતી ઢબના નાટકરૂપે લખવામાં આવ્યું છે.



## રા. રા. વોરા ગૌરીશંકર જયશંકર.

એમનો જન્મ સંવત ૧૯૨૨ માં ભુજ-કચ્છમાં થયોછે. તેઓ જ્ઞાતે વં-ડનગરા નાગર છે. એમના વડવાઓએ રાઓશ્રી ખેંગારજી પહેલાને પૈસાની બોરાવટ કરેલી હોવાથી તેઓ વોરા કહેવાયછે. ગુજરાતી અભ્યાસ પૂરો અને ઇંગ્રેજી ત્રણ ધોરણનો અભ્યાસ કર્યા પછી તેઓ અંજાર જઇને રહ્યા જ્યાં તેમણે કેટલોક ફારસી અને ઉર્દુ અભ્યાસ કર્યો. આ પછી તેઓ થોડો વખત મુંબઇ જઇ આવ્યા પછી કચ્છ મોરબી કમીશન ખાતાની નોકરીમાં જો-ડાયા અને ત્યારપછી અંજાર કસ્ટમ ખાતામાં નોકરી મેળવી. મૂળથીજ લખ-વાનો અને કવિતા કરવાનો શોખ હોવાથી પોતાના નામથી કેટલીક ચોપડીઓ બહાર પાડવા ઉપરાંત પોતાના મિત્રોના નામથી બહાર પડેલી ચોપડીઓમાં પણ તેમનો મુખ્ય હાથ છે. એમના ફારસી તથા ઉર્દુ અભ્યાસને લીધે એમનાં પુસ્તકોમાં તે ભાષાની છાયા વિશેષ પ્રબળતા ધરાવતી જોવામાં આવેછે.

નીચેનાં પુસ્તકો સિવાય તેમના તરફથી ચાર દરવેશ ભાગ ૧ લો, ચંદ ચરિત્ર, લાખોફુલાણી તથા નીતિ કુસુમમાલિકા એ પ્રમાણે પુસ્તકો તૈયાર થ-યેલાં છે.

---

**કાવ્ય મુદ્રિકા**—કદ ડેમી બારપેજી છ ફારમ. પૂંઠું કાચું, છીંટની પ-ટ્ટીવાળું. કિંમત આઠ આના. કર્ત્તા વોરા ગૌરીશંકર જયશંકર.

આ ગુજરાતી કવિતાના પુસ્તકના પહેલા પ્રકરણમાં સ્તુતિ, બીજામાં નીતિ, ત્રીજામાં પ્રેમશૃંગાર અને ચોથામાં વિવિધ વિષય લીધેલ છે. દુનિયાની ઘટમાળ, માયાની પ્રીતિ છોડવાવિષે, મોક્ષવિચાર, અધમ અધિકારી, વર્ણમાળા, પતિવ્રતા, સ્વદેશાભિમાન વગેરે જૂદા જૂદા વિષયોની દોહરા, કુંડળીયા, હરિ-

ગીત, શાર્દૂલવિક્રીડિત, શિખરિણી, વસંતતિલકા વગેરે છંદોમાં આપેલી કવિતાઓ સારી છે.

આ પુસ્તક પંડ્યા લક્ષ્મીદાસ શંકરજી રસવૈદ્યને અર્પણ કરવામાં આવ્યુંછે.

---

**કુમારજ્ઞાતિ પ્રકાશ**—કદ રોયલ આઠપેજી ત્રીશ ફારમ. પૂઠું કાચું, છીંટની પટ્ટીવાળું. કિંમત રૂપિયો દોઢ. કર્તા વોરા ગૌરીશંકર જયશંકર.

કચ્છમાં અંજાર વગેરે અઢાર ગામોમાંની કુંભારની નાતનો એક મોટો જથ્થો છે જેમાંનો ઘણો ભાગ ખેતી વેપાર વગેરે કરવાવાળો છે. આ પુસ્તકમાં તેમના સંબંધનું વર્ણન ચાર પ્રકરણોમાં સમાવવામાં આવ્યું છે. પહેલા પ્રકરણમાં કચ્છમાંનાં અંજાર વગેરે અઢાર ગામનાં નામ તથા તેમાં વસતા કુંભારોનું ઘરવાર લિસ્ટ તથા તેમની ક્ષત્રિયકુળને લગતી જૂદી જૂદી શાખાઓવિષે વિવેચન આપેલ છે. બીજા પ્રકરણમાં એ અઢારે ગામમાં વિવાહ, આણું, અઘરણી વગેરે વ્યવહારોમાં ચાલતા એકજ વ્યવહારવિષે સવિસ્તર વર્ણન આપેલું છે. ત્રીજા પ્રકરણમાં વિવાહમાં કેવાં ગીતો ગાવાં યોગ્ય છે તે આપેલાં છે જે બધાં મળી આશરે પચ્ચાસ ઉપર છે અને તેમાંના લગભગ તમામ મરહુમ કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઇનાં બનાવેલાં છે તથા પ્રકરણ ચોથામાં તે જ્ઞાતિમાં જૂદે જૂદે વખતે થયેલા ઉપયોગી ઠરાવો દાખલ કરવામાં આવ્યા છે. આ બધું જો કે તેની જ્ઞાતિને માટેજ છે પણ રચનાની શૈલી એવી જાતની લીધી છે કે તેમાંનો ઘણો ભાગ સાર્વજનિક ઉપયોગનો થઇ પડે. છેવટે સૌને જાણવા લાભદાયક થઇ પડે તેવા કેટલાએક ચાલુ ઉપયોગી ખોરાકને લગતા પદાર્થોના ગુણદોષ આપી તેની નીચે ચાલતાં સાધારણ દરદોના સાધારણ ઇલાજો બતાવેલા છે અને ત્યારબાદ કેટલાંએક ઝેરના ઉતાર બતાવેલા છે. આટલું વૈદક પ્રકરણ ઘરમાં ચાલુ ઉપયોગમાં આવી શકે તેવું હોવાથી તે ખાસ વાંચવા લાયક છે.

પુસ્તકની શરૂવાતમાં ગણપતિ, સરસ્વતી, નારાયણ, રામચંદ્ર, મહાદેવ તથા ગુરૂની સ્તુતિની ગુજરાતી કવિતાઓ તથા સંસ્કૃત શ્લોકો મંગળાચરણ રૂપેછે.

આ પુસ્તક તેના મુખ્ય આશ્રયદાતા અને પ્રેરક રા. રા. પટેલ માંડણ રામજી અંજારવાળાતરફથી છપાઇ બહાર પડયું છે. તેમાં પ્રારંભમાં એ ગૃહસ્થનું ચિત્ર જોવામાં આવેછે.

**ચાર દરવેશ ( ભાગ ૨ જો )**—કદ રોયલ સોળપેજી ૭ ફારમ. પૂઠું કાચું, છીંટની પટ્ટીવાળું. કિંમત ૭ આના. કર્ત્તા વોરા ગૌરીશંકર જયશંકર.

ચાર દરવેશની વાત આપણા દેશમાં વાર્તાના શોખીનોમાં પ્રખ્યાત છે. આ ભાગમાં બીજા દરવેશને લગતી હકીકત છે. જે પોતે ઇરાનનો શાહજાદો છે. તેણે નાનપણમાં પંકાઇ ગયેલ હાતમની પરગજુપણાની એક હકીકત સાંભળવાથી પોતે પણ નામ કાયમ રાખવા ઉદારતા દેખાડવા માંડી. એક વખત કોઇ લાલચુ ફકીરે તેને કંટાળો આપવાથી તેને જરા આકરાં વચન કહેવાતાં તે ફકીર ઉદારતાની બાબતમાં બસરાની શાહજાદીની તારીફ કરી તેનું ધન ત્યાં પડતું મૂકી ચાલી નિકળ્યો. એવી ઉદાર શાહજાદીને મેળવવા માટે પોતાનું ઇરાનનું રાજ્ય વજીરને સોંપી તે બસરે ગયો. ત્યાં શાહજાદીને મળ્યો અને તેની હકીકત પૂછી પોતે વાકેફ થયો કે નીમરૂઝ શહેર પાસે દર મહિને શહેર બહાર તમામ લોકોની વચમાં એક શખસ બળદપર બેસીને આવેછે અને ત્યાં એક ગુલામને કાપી નાખેછે તેનો ભેદ કોઇને મળતો નથી. તે ભેદ લાવી આપે તેજ શાહજાદીને વરી શકે તેમ છે. આ ઉપરથી પોતે ત્યાં ગયો. એ ભેદી બનાવ જોઇ તે બળદપર બેઠેલા શખસની પાછળ ઘણી મુશકેલી વેઠીને પણ પહોંચ્યો. જ્યાં તે નીમરૂઝના શાહજાદાએ પોતાને એક પરીસાથે પડેલા વિયોગની હકીકત કે જેમાં તે બળદને લગતો તથા ગુલામને કાપી નાખવાનો ભેદ સમાયેલો હતો તે તેને કહી સંભળાવી અને પોતાના સંકટનો કિનારો નહિ દેખતાં તે લાચાર થયો. ઇરાનના શાહજાદાએ તેને ધીરજ દઇ તેનું દુઃખ મટાડવા ખાત્રી આપી અને પોતે જંગલમાં નિકળી પડયો. ભટકતો ભટકતો કોન્સ્ટોન્ટીનોપલ આવી પહોંચ્યો. ત્યાં તેને બીજા ત્રણ ફકીરો મળ્યા અને તે ચારેએ ભેળા મળી પોતપોતાની વાતો કરવા માંડી તેમાં પહેલા દરવેશે વાત કરી લીધા પછી બીજા દરવેશતરીકે ઇરાનના શાહજાદાએ પોતાનો હેવાલ કહ્યો. કોન્સ્ટોન્ટીનોપલના બાદશાહે પણ છૂપી રીતે રાતને વખતે તે વાત સાંભળી. તેથી સવાર પડતાં તેઓને તે બાદશાહે કચેરીમાં બોલાવી એકાંતમાં લઇ જઇ તેઓની હકીકત પૂછી. પણ તેઓના આગ્રહથી બાદશાહે પ્રથમ પોતાનીજ હકીકત સંભળાવી જેમાં એક સોદાગર પાસેથી મળેલી લાલમાટે પોતે કચેરીમાં તેનાં ભારે વખાણ કરતો. તેને એક દિવસ તેના જઇફ વજીરે અટકાવી તેવી બાર લાલ ટાંકેલા પટ્ટાવાળો કૂતરો નિશાપુરના બેપારીને ત્યાં છે એમ જણાવવાથી બાદશાહે તેને ક્રોધથી કેદમાં પૂર્યો અને એક વરસમાં તે વાતની ખાત્રી

કરી આપવાની મેહેતલ દીધી. વજીરની છોકરી મરદના પોશાકથી નિશાપુર ગઇ અને પેલા વેપારીને મળી તે અજાયબ કૂતરાને જોયો. આ ભાગમાં આટલી વાત આ પ્રમાણે અધૂરે પૂરી થાયછે. બાબત અદ્ભુતરસથી ભરપૂર અને ઉપયોગી શિખામણોના ફકરાઓવાળી હોવાથી વાંચવા લાયક છે.

---

**લાઇટ હાઉસ**—કદ ડેમી સોળપેજી એ ફારમ. કિંમત ચાર આના. કર્ત્તા વોરા ગૌરીશંકર જયશંકર.

દરિયામાં જેમ કેટલાએક ખરાબાઓ આવેછે અને તેમાં અથડાવાથી વહાણની પાયમાલી થાયછે તેમ જમાનામાં ગ્રંથકારને માટે પણ કેટલાએક નાલાયક માણસોરૂપ ખરાબાઓ છે. વહાણને માટે જેમ દીવાદાંડીઓ હોયછે તેમ ગ્રંથકારને પણ તેવા ખરાબાઓથી બચવા લાઇટ હાઉસ કલ્પેલ છે. એમાં ગ્રંથકારને તેવા લોકોના સમાગમથી દૂર રહેવાની અને તેમની પાસેથી કંઇ લાભ મેળવવાની આશા નહિ રાખવાની ભલામણ આપીછે.

---

# કવિ ભાઇશંકર વિદ્યારામ.

એમનો જન્મ ઔરસદતીએ કાવીઠા ગામમાં સંવત ૧૯૩૫ માં થયોછે. તેઓ જ્ઞાતે માળવી શ્રીગોડ બ્રાહ્મણ છે. ગુજરાતી છઠ્ઠા ધોરણસુધી અને ઇંગ્રેજી ત્રણ ધોરણસુધી અભ્યાસ કરી તે પછી સંસ્કૃત વૈદ્યકનો અભ્યાસ કરવા માંડયો. તેઓ વૈદ્યકના ધંધાની સાથે કવિતાઓ રચીને છપાવવાનું કામ પણ કરેછે. થોડા વખત પહેલાં તેમણે જ્ઞાનતરંગ નામનું માસિક કહાડયું હતું.

---

**આયુર્વેદાદિત્ય**—કદ ડેમી આઠપેજી બેતાલીશ ફારમ. પૂઠું પાકું. કિંમત રૂપિયા અઢી. કર્ત્તા કવિ ભાઇશંકર વિદ્યારામ.

આ એક વૈદ્યકનો પદ્યાત્મક ગ્રંથ છે અને તે સંસ્કૃત વૈદ્યકપુસ્તકોના મુખ્ય આધારથી તૈયાર કરેલો છે. એના પહેલા પ્રકાશમાં નાડીવગેરેની પરીક્ષા, કાળજ્ઞાન અને અકારાદિક્રમથી ઔષધીઓના ગુણદોષ, બીજા પ્રકાશમાં રોગોની સમજ તથા ચિકિત્સા, ત્રીજા પ્રકાશમાં ચૂર્ણ, ગુટિકા, મોદક, ક્વાથ, અવલેહ, તેલ, ઘૃત અને કલ્કવગેરેના અધિકારો તથા ચોથા પ્રકાશમાં ધાતુ ઉપધાતુઓનું શોધનમારણવગેરે છે. કેટલાએક જૂના ગ્રંથોની ચાલતી રૂઢિ પ્રમાણે શકુન, સરોદા, યોગિની તથા જૂદી જૂદી જાતના જંત્રોવિષે પણ લખેલું છે.

---

**કાળનો કદાપો**—કદ રોયલ સોળપેજી એક ફારમ. કર્ત્તા કવિ ભાઇશંકર વિદ્યારામ.

એમાં ૧૯૫૬ ની સાલમાં પડેલા મોટા દુકાળ વખતે થયેલા દુઃખનું પદ્યાત્મક વર્ણન છે.

---

**શ્રી વિહારીલાલનો વિરહ**—કદ રોયલ સોળપેજી એક ફારમ. કર્ત્તા કવિ ભાઇશંકર વિદ્યારામ.

એમાં સ્વામીનારાયણસંપ્રદાયના મહારાજ શ્રી વિહારીલાલજીના સ્વર્ગવાસથી થયેલા શોકનું પદ્યાત્મક વર્ણન છે.



## રા. રા. બાલાશંકર જગજીવન ભટ્ટ.

એમનો જન્મ સંવત ૧૯૧૭ માં વળા તાબે હડમતીયા ગામમાં થયેલો છે. એમને નાનપણથીજ વિદ્યાપર વિશેષ અભિરૂચિ હોવાથી પોતાની ઘણી ગરીબ સ્થિતિ છતાં પણ ખાનગી રીતે પોતાનો પ્રયાસ ચાલુ રાખવાથી તેમની કવિતા કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઇ અને કવિ ભવાનીશંકર નરસિંહરામ વગેરે પ્રખ્યાત કવિઓને પણ પસંદ પડે એવી થવા લાગી. નીચેના પુ[illegible] સિવાય તેમણે બીજાં પણ કેટલાંએક એવાં નાનાં નાનાં પુસ્તકો [illegible] ણ [illegible] શક્યાં નથી.

છીંટની પટ્ટીવાળું. કિં. ચાર આના. [illegible] બાલાશંકર જગજીવન ભટ્ટ.

અફીણની લત કેવી છે? લોકોનું તે કેટલું બધું ભૂડું કરેછે તથા વ્યસનતરીકે તેનાં કેવાં પરિણામો આવેછે તે બતાવવાની સાથે તેના ગુણતરીકે કોઇ કોઇ દરદોપર તેનો ઉપયોગ થાયછે તે પણ આ પુસ્તકમાં દર્શાવેલ છે. લખતાં વાંચતાં શિખેલા સૌ લોકો ટૂંકામાં તેના ગેરફાયદા જાણેછે પણ એટલેથી સરતું નથી. જાણતાં છતાં ઘણા લોકો તેના પાશમાં સપડાઇ જાયછે અને તેટલામાટે આવાં નાશકારક વ્યસનોથી દૂર રહેવાની ચેતવણીરૂપ ચાબખા લોકોપર અસરકારક રીતે પડવાજ જોઇએ. આ પુસ્તકની કવિતામાં મુખ્યભાગે મનહર છંદો છે અને તે ઘણા રસીલા, મનનું રંજન કરે તેવા તથા સ્વભાવોક્તિ વગેરે અલંકારવાળા છે. પદ્યોનો પદન્યાસ મારી મચડીને નહિ પણ અનાયાસસિદ્ધ સરખો જણાઇ રહેછે. અફીણના સંબંધની કવિતાઓ પાછળ પરિશિષ્ટની પેઠે કેટલાએક આશ્રયદાતાઓના સંબંધની કવિતાઓ અને સામાન્ય નીતિ તથા

વ્યવહાર માં કામ લાગે તેવી પ્રસ્તાવિક કવિતાઓ દાખલ કરેલી છે. એ પ્રસ્તાવિક કવિતાઓ વાંચવામાં રસ આપે તેવી છે.

૨ આ પુસ્તક મોણપુરના ઠાકોર સુરસિંહજીને અર્પણ કરેલું છે.

---

વખત બાવની—કદ રેયલ સોળપેજી દોઢ ફારમ. કિંમત બે આના. કર્તા રા. રા. બાલાશંકર જગજીવન ભટ્ટ.

એમાં ચડતી પડતીના વખતમાટે કેટલાએક દોહરાઓ છે. વર્ણનશૈલી સારી છે. તેપછી આશ્રયદાતાના ઉપકાર વગેરેની થોડીએક કવિતાઓ છે.

---